....બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાય કૃત....

# કૃષ્ણકાન્તનું વીલ

અનુવાદક :

રમણલાલ ગાંધી

*

હરિહર પુસ્તકાલય
બુકસેલર્સ અને પબ્લીશર્સ
ટાવર રોડ : સુરત

# આ • મુ • ખ

**બં**ગાળી સાહિત્ય સમ્રાટ **બાબુ બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાયની** સુપ્રસિદ્ધ નવલકથા "**કૃષ્ણકાન્તનું વીલ**" એનો આ ગુજરાતી અનુવાદ છે. બંકીમબાબુની ભારતવાસીઓને ઓળખાણ આપવી, એ પણ એમનું અપમાન છે. બંગીય સાહિત્યાકાશમાં પ્રકાશતા સેંકડો તારકો અને તારિકાઓના પ્રકાશથી પણ જેનાં સાહિત્યકિરણોનો પ્રકાશ વધુ દેદિપ્યમાન, વધુ તેજસ્વી અને વધુ સુંદર છે; એવા સરસ્વતીના વરદાયી ઉપાસક સમા મહાન સાહિત્યકાર તે બંકીમબાબુ

જે સમયે બંગાળી સાહિત્યના પ્રકાશની આછી રેખાઓ વાંઙ્મયરૂપી પ્રાંગણમાં પ્રકટતી હતી, તે સમયે બંકીમબાબુએ તેમની અણમોલી સાહિત્યકૃતિઓ એક પછી એક ચમકાવીને બંગાળીઓને પોતાની પાછળ ઘેલા કરી મૂકયા હતા. પછી તો એમની નવલકથાઓની સૌરભ સારાય ભારતવર્ષમાં ખુણે ખુણે વ્યાપી ગઇ. ગુજરાતી, મરાઠી, પંજાબી, હિંદી, અંગ્રેજી ઇત્યાદિ લગભગ મુખ્ય મુખ્ય બધી જ ભાષાઓમાં એ ગ્રંથોના અનુવાદો ઉપરાઉપરી પ્રગટ થઇ ગયા અને બંગસાહિત્યસમ્રાટ બંકીમબાબુ સારાય ભારતમાં સુપરિચિત બની ગયા.

એમની સઘળી નવલકથાઓ રૂપી પુષ્પોથી ભરેલી છાબમાં, વિલક્ષણ સૌરભ વેરતું સુંદર અને સર્વશ્રેષ્ઠ કથાકુસુમ તે આ "**કૃષ્ણકાન્તનું વીલ**" છે. બંગાળીમાં એની અગિયારથી વિશેષ આવૃત્તિઓ થઈ ગઈ છે, એજ એની સંગીન લોકપ્રિયતાનો પુરાવો છે. એજ પુસ્તક પોતાની અનેરી પરિમલ પ્રસરાવી ગુજરાતી ભાષાના સાહિત્યરસિકોના દીલ બહેલાવવા આજે પ્રગટ થાય છે.

એનો કથા વિભાગ આ રહ્યો :

કૃષ્ણકાન્ત નામે એક શ્રીમંત બંગાળી જમીનદાર છે. એને હરલાલ નામનો પુત્ર અને ગોવિંદલાલ નામનો ભત્રિજો છે. હરલાલ હઠાગ્રહી હોવાથી તે તેના દુરાચરણોના દુષ્પરિણામ ભોગવે છે, જ્યારે ગોવિંદલાલ નમ્ર, વિનયી ને સ્વભાવે શાન્ત તથા સમજુ હોવાથી તેની ઉપર કૃષ્ણકાન્તનો સાચાં દીલનો સ્નેહ ઢળે છે.

ગોવિંદલાલની પત્નીનું નામ ભ્રમર. ભ્રમર છે શ્યામાસુંદરી. એનામાં સૌંદર્યનો ઝળહળાટ નથી. યૌવનનાં ઘેન લાવે એવું લાલિત્ય નથી. પાશવી વૃત્તિને ઉશ્કેરે એવી મોહકતા નથી. પણ એનામાં નર્યો રત્નભંડાર ભર્યો છે. સદ્‌ગુણો રૂપી અલંકારોથી સુસજ્જ ભ્રમરનાં અંગેઅંગ શોભી રહેલાં છે.

બાળવિધવા રોહિણી સૌંદર્યની દેવી છે, પણ એનાં સૌંદર્યમાં—એનાં હાસ્યમાં—એની મોહકતામાં નર્યું ઝેર ભર્યું છે. એ ઝેર સ્પર્શતાં જ પ્રાણ હરે એવું કાતીલ છે. ભ્રમર અને ગોવિંદલાલ વચ્ચે એક સામાન્ય પ્રસંગ ઉપર અણધારી ગંભીર ગેરસમજ આરંભાય છે. એથી ક્રોધે ભરાએલો ગોવિંદલાલ આવેશમાં અંધ ને અવિચારી બની રોહિણીનાં સૌંદર્યનો ઝેરીલો ઘુંટડો અમૃત સમજીને પી જાય છે.

પણ થોડા જ સમયમાં એ પ્રાણઘાતક વિષ ગોવિંદલાલના રોમેરોમમાં ફૂટી નીકળે છે. અસંતોષ અને અપ્રીતિની ભ્રમર અને ગોવિંદલાલ વચ્ચે આગ સળગે છે, તેમાં વળી કૃષ્ણકાન્તના એક પછી એક થતા જતા વીલો એમાં ઘી હોમે છે, અને એ આગની જ્વાળા ચારે દિશાએ ફરી વળે છે.

નૈસર્ગિક સૌંદર્ય અને પવિત્ર પ્રેમના કળશ ઢોળતી ભ્રમર પતિથી તજાયા છતાં, પતિના જ હિતને ઝંખતી આશાભર્યાં ઉરે જીવન જીવે છે. બીજી તરફ વિકાર અને વાસનાભર્યા પ્રેમનું હળાહળ વેરતી રોહિણી પોતાનાં પાશમાં ગોવિંદલાલને સપડાવે છે. અંતે જે ભયાનક પ્રેમવહ્નિ પ્રકટે છે, તે છેવટે ત્રણે માર્ગ ભૂલેલ જીવોને બાળી—પ્રજાળીને ભસ્મીભૂત કરી દે છે.

આવી સાદી ને સરળ વસ્તુની ભૂમિકા ઉપર બંકિમબાબુએ કલાની મનોહર ઇમારત ચણી છે. ભ્રમરના પતિ પ્રત્યેના ભાવો, પતિથી તજાયા પછીની તેની અડગતા, એનું ગૌરવભર્યું હૃદયભેદક સ્વાત્માર્પણ, ગોવિંદલાલે કરેલી અવિચારી ભૂલ, રોહિણી અને ગોવિંદલાલનું ઉપરથી ઉજ્જ્વળ ભાસતું સ્નેહ-જીવન, પાપનું અંતીમ હૃદય વલોવી નાખનારૂં વિષમ પરિણામ, ભ્રમરનું પરલોકગમન અને ગોવિંદલાલે સંસાર ત્યાગી સન્યાસી થવું; એ બધા એક પછી એક સરજાતા પ્રસંગો એટલા તો સુરમ્ય—એટલા તો મૃદુ—એટલા તો કલામય—એટલા તો કરૂણ

અને એટલા તો સહજ સુંદર સચોટ શૈલીમાં આલેખાયલા છે, કે નવલકથા વાંચતાં તેમાંનાં પ્રત્યેક પાત્રો સાથે વાંચક તન્મય થઈ જાય છે. વાક્યે વાક્યે રસપ્રવાહ વહે છે. શબ્દે શબ્દે કળા અને ભાવનાના ઓજસ ટપકે છે, અને અંતિમ કથાભાગ વાંચ્યા પછી તેની સંગીન છાપ હૃદય ઉપર ચીરંજીવ રહી જાય છે.

સાહિત્ય-ઉદ્યાનમાં આજ આ એક નવલું આશાભર્યું કુસુમ પ્રફુલ્લે છે. ગુર્જર ભાષાના સાહિત્યરસિકોનાં મન એની સૌરભથી જો મહેંકી ઉઠશે, અને એને ઉત્તેજન-વારિનાં અમીસીંચન થતાં રહેશે તો લેખક અને પ્રકાશક ઉભય એમનાં આ નૂતન સાહસને સફળ થયું લેખશે.

ત્રિપુરારી પૂર્ણિમા
વિક્રમ વર્ષ
૧૯૯૬

વસંત દેસાઈ

# ૧

હરિન્દ્રા એક સુંદર ગામ હતુ. અહીં એક મોટા જમીનદાર રહેતા હતા. જમીનદાર ગૃહસ્થનું નામ હતું કૃષ્ણકાન્ત રાય. અઢળક શ્રીમંતાઈ કૃષ્ણકાન્ત રાયને વરેલી હતી. તેમની જમીનદારીની આવક ઘણું કરીને, વાર્ષિક બે લાખ રૂપીઆ જેટલી હતી. આ જમીનદારી કૃષ્ણકાન્તબાબુએ અને તેમના ભાઈ રામકાન્તે મેળવેલી હતી. બંને ભાઇઓ, એકસાથે સંયુક્ત કુટુંબીઓ તરીકે રહેતા હતા અને બંનેએ સાથે મળીનેજ, આ લક્ષ્મી પ્રાપ્ત કરી હતી.

બંને બંધુઓની વચ્ચે અપૂર્વ પ્રેમ હતો. બંને ભાઇઓમાંથી એકના મનમાં, કદી એવો વિચારસરખો આવ્યો નહતો, કે બીજો ભાઈ પોતાને દગો આપશે! કૃષ્ણકાન્ત બે ભાઇઓમાં મોટા હતા એટલે જમીનદારીની ખરીદી, તેમનેજ નામે કરવામાં આવી હતી. બંને ભાઇઓ

એકજ ઘરમાં રહેતા હતા. રામકાન્ત રાયને ફક્ત એક પુત્ર હતો. તેનુ નામ હતું ગોવિંદલાલ.

ગોવિંદલાલનો જન્મ થયો, ત્યાં સુધી રામકાન્તના મનમાં કોઇપણ જાતનો વિકલ્પ આવ્યો નહતો. પરંતુ ગોવિંદલાલના જન્મ પછી, રામકાન્તને મિલ્કતની વહેંચણીના સંબંધમાં જુદી જુદી શંકાઓ આવવા લાગી. તેને એમ લાગ્યું, કે પોતે અને મોટા ભાઇએ, બંને જણાએ મેળવેલી મિલ્કત, એકજ ભાઈના નામ ઉપર છે, એ ઠીક નથી. ભવિષ્યમાં કદાચ એનું પરિણામ નઠારૂં પણ આવે, એ સંભવિત છે. આવું પરિણામ આવતા, પોતાના પુત્રને હેરાન ન થવું પડે, તે માટે જમીનદારી બંને ભાઇઓના જુદા જુદા નામો ઉપર ચઢાવી દેવી જરૂરી છે, એમ તે ઇચ્છતો હતો.

રામકાન્તને એ જાતની તો સંપૂર્ણ ખાતરી હતી, કે કૃષ્ણકાન્ત તેને અન્યાય કરવાનો નથી અને પોતાને કદી દગો પણ આપવાનો નથી; પણ કૃષ્ણકાન્તનો સ્વર્ગવાસ થયા પછી, તેના પુત્રો પોતાની સાથે કેવી રીતે વર્તશે, તેની કાંઈ ખાતરી ન હતી. રામકાન્તથી, પોતાનો ભાગ જુદો પાડીને પોતાને નામે ચઢાવી આપો, એવું શરમના માર્યા મોટાભાઇને કહેવાતું પણ નહતું. તેનું અંતર મોટાભાઈ પાસે એવી માંગણી કરવા તત્પર હતું. પણ જીભ ના પાડતી હતી! અને તેથી એ વાત, મોટાભાઇને કાલે કરીશું, પરમ દિવસે કરીશું, એમ કરીને રામકાન્તબાબુ; દિવસો વીતાવી રહ્યા હતા. એવામાં એકવાર કાંઇક કામ નીકળવાથી રામકાન્તને ગામ જવું પડયું. અહીંજ અકસ્માત રામકાન્તનુ મૃત્યુ થઈ ગયું.

કૃષ્ણકાન્તે આ પ્રસંગે કદી એવો વિચાર કર્યો હોત, કે ભત્રિજાને તેનો ભાગ ન આપતાં, બધીજ મિલ્કત પોતે પચાવી પાડવી અને પોતે અને પોતાના કુટુંબેજ તે બધાનો ઉપભોગ કરવો, તો તેમને માટે એ વાત સહજ હતી. એમ કરવામાં કાંઇપણ વિઘ્ન આવે એમ ન હતું. પણ

કૃષ્ણુકાન્તનું હૃદય એવું કુટુંબદ્રોહી ન હતું. કૃષ્ણુકાન્ત જે રીતે પોતાના પુત્રનુ લાલનપાલન કરતા હતા, તેજરીતે તેઓ ગોવિંદલાલનું પણ લાલનપાલન કરવા લાગ્યા. કેટલાક દિવસો પછી, કૃષ્ણુકાન્તે એક વીલ કરવાનો વિચાર કર્યો. તેમની ઇચ્છા હતી, કે પોતાની મિલ્કતનો અરધો હિસ્સો જુદો પાડવો અને તે ગોવિંદલાલના નામ ઉપર ચઢાવી આપવો, કારણુ કે સંયુક્ત કુટુંબની આખી મિલ્કતમાંથી, અડધો ભાગ મેળવવાનો રામ-કાન્તનો અધિકાર હતો.

કૃષ્ણુકાન્ત રાયને બે પુત્રો હતા અને એક પુત્રી હતી. મોટા પુત્રનું નામ હરલાલ હતું. નાનાનું નામ વિનોદલાલ હતું. કન્યાનું નામ હતું શૈલવતી. કૃષ્ણુકાન્તે છેવટે એક વીલ કર્યું. આ વીલ તેમના સ્વર્ગવાસ પછી અમલમાં આવવાનું હતું. વીલમાં જણાવ્યું હતું, કે પોતાની સમગ્ર મિલ્કતના આઠ આના ગોવિંદલાલને આપવા, હરલાલ અને વિનોદલાલ પ્રત્યેકને ત્રણુ આના હિસ્સો આપવો, ધર્મપત્નિને એક આનો આપવો અને પુત્રી શૈલવતીને એક આના જેટલો ભાગ આપવો.

હરલાલ ઘણો દુષ્ટ હતો. પિતાનો ઉપદેશ તે કદી ગ્રહણુ કરતો નહિ. તેજ પ્રમાણે પિતા ઉપર તેને પ્રેમ પણુ ન હતો. બંગાળી હિંદુઓના મૃત્યુપત્રો કદી ગુપ્ત રહી શકતા જ નથી. એજ રીતે હરલાલને પણુ પિતાએ કરેલા મૃત્યુ પત્રની માહિતી થઈ ચુકી હતી. ગોવિંદલાલને મિલ્કતના આઠ આના મળતા હતા, એ હરલાલથી સહન થયું નહિ. એક દિવસ આ બાબતમાં તેણે ખુલ્લેખુલ્લી પિતાને મોઢામોઢ ફરિયાદ કરી. તેની આંખો ક્રોધથી લાલચોળ બની ગઈ હતી. તે બોલ્યો: "તમે આ કેવો અન્યાય કર્યો છે? ગોવિંદલાલને આખી મિલ્કતના આઠ આના ભાગ આપ્યો છે અને અમને ફક્ત ત્રણુજ આના?"

કૃષ્ણુકાન્તે કહ્યું: "એ અન્યાય નથી પણુ વિશુદ્ધ ન્યાય છે. ગોવિંદલાલના પિતાનો આખી મિલ્કતના અરધા હિસ્સા ઉપર અધિકાર છે. એજ અરધો ભાગ મેં ગોવિંદલાલને આપ્યો છે."

હરલાલ: "ગોવિંદલાલના પિતાનો અધિકાર કેવો ? આ બધી સમ્પતિ અમારી પૈતૃક મિલ્કત છે, એમાં ભાગ પડાવનારો ગોવિંદલાલ કોણ ? અને માતાને તથા બ્હેનને વળી તમે શા માટે એકેક આનો ભાગ આપ્યો છે ? એમનું ભરણપોષણ તો અમારે કરવાનું છે. તેમનો ફક્ત મિલ્કત ઉપર પેટ ભરવા જેટલોજ અધિકાર મૃત્યુપત્રમાં લખવો જોઇએ."

કૃષ્ણકાન્ત જરા ક્રુદ્ધ થયા. તે બોલ્યા: "બાપુ હરલાલ! એ મારા અધિકારની વાત છે, તમારા અધિકારની વાત નથી. મારી જેને જે કંઈ આપવાની ઇચ્છા હોય, તેને તેટલું આપી દેવાને હું હકદાર છું."

હરલાલ બોલ્યો: "આપની તો બુદ્ધિશક્તિનો લોપ થઈ ગયો છે. તમારી જે ઇચ્છા હોય તે પ્રમાણેજ તમે મિલ્કત વહેંચી આપો, એવું હું કદી થવા દઇશ નહિ."

કૃષ્ણકાન્ત ક્રોધથી ચક્ષુઓ આરક્ત કરીને બોલ્યા: "હરલાલ! શું કરૂં ? તું હવે મોટો થયો છે ! જો નાનો બાળક હોત, તો આજ તને ગુરૂમહાશયને બોલાવીને નેતરના ફટકા મરાવત."

હરલાલ બોલ્યો: "મેં નાનપણમાં ગુરૂમહાશયની દાઢી પીંખી નાંખી હતી. આજે એજ રીતે આ મૃત્યુપત્રને પીંખીને ફાડી નાંખીશ-"

કૃષ્ણકાન્ત રાયે તેમના કહેવાની પુનરૂક્તિ કરવાનું ઠીક માન્યું નહિ. તેમણે પોતાને હાથેજ તે મૃત્યુપત્ર ફાડી નાંખ્યું અને તેના ટુકડે ટુકડા કરી નાંખ્યા. તે પછી તેમણે એક નવું મૃત્યુપત્ર બનાવ્યું. આ મૃત્યુપત્રમાં તેમણે રૂપીએ આઠ આના ગોવિંદલાલને આપ્યા. વિનોદલાલને પાંચ આના આપ્યા. પોતાની પત્નિને અને શૈલવતીને એકેક આનો આપ્યો અને હરલાલને ફક્ત એકજ આના જેટલો હકદાર ઠરાવ્યો.

આ મૃત્યુપત્રથી હરલાલને ભારે રોષ આવ્યો. તેણે પિતૃગૃહનો ત્યાગ કરી લીધો, અને તે કલકત્તે જઇને રહયો. તેણે કલકત્તેથી પિતા ઉપર એક પત્ર લખ્યો. પત્રનો મર્માર્થ નીચે પ્રમાણેનો હતો.

"કલકત્તાના પંડિતો એવા અભિપ્રાય ઉપર આવ્યા છે, કે વિધવાવિવાહ

શાસ્ત્રાનુસાર છે. આથી મેં એવો વિચાર કર્યો છે, કે મારે પણ એક વિધવા સાથે લગ્ન કરવું. તમે પેલું બીજું મૃત્યુપત્ર ફાડી નાંખીને નવું મૃત્યુપત્ર કરો, તેમાં મને આઠ આના જેટલો ભાગ આપો અને એ મૃત્યુપત્ર તાકીદે રજીસ્ટર કરાવી આપો. જો તમે મારી આ માંગણી માન્ય રાખશો, તોજ હું પુનર્લગ્ન કરવાનો મારો નિર્ધાર પડતો મૂકીશ, નહિ તો તાકીદે હું વિધવાવિવાહ કરી નાખીશ.”

હરલાલને એવી આશા હતી, કે કૃષ્ણકાન્ત પોતાની આ ધમકીથી ભયભીત બની જશે. તેઓ તરતજ મૃત્યુપત્રમાં પોતાની ઇચ્છા પ્રમાણેનું પરિવર્તન કરી નાંખશે અને હરલાલને વધારે હિસ્સો આપી દેશે. પરંતુ કૃષ્ણકાન્ત ઉપર હરલાલના પત્રની કશી અસર થઈ નહિ. કૃષ્ણકાન્તે હરલાલને તેના પત્રનો જવાબ આપી દીધો. હરલાલે એ જવાબ વાંચ્યો અને તે સર્વથા નિરાશ બની ગયો. કૃષ્ણકાન્તે હરલાલ ઉપરના એ પત્રમાં નીચે પ્રમાણેનો પ્રતિઉત્તર લખ્યો હતો.

“હરલાલ, તમે મારા, મેં જાતે તજી દીધેલા પુત્ર છો. તમારી જેવી ઇચ્છા હોય, તે પ્રમાણેનો વિવાહ તમે કરી શકો છો. મારી સમ્પતિનો હુંજ માલિક છું અને તે ગમે તેને આપી દેવાને પણ હું હકદાર છું. તમે જો તમારા સૂચન પ્રમાણે વિધવાવિવાહ કરશો, તો હું મૃત્યુપત્રમાં અવશ્ય પરિવર્તન કરી નાંખીશ. પરંતુ એ પરિવર્તનથી, તમારૂં અનિષ્ટ દૂર થવાનું નથી અને તમને કશો લાભ પણ થવાનો નથી.”

આ વાતને કેટલોક કાળ વીતી ગયો. તે પછી હરલાલે કોઈની સાથે કૃષ્ણકાન્ત ઉપર એક સંદેશો મોકલ્યો. સંદેશામાં જણાવ્યું હતું, કે તેણે વિધવાવિવાહ કરી નાંખ્યા છે.

કૃષ્ણકાન્ત રાયે આ સમાચાર સાંભળ્યા. તેમણે વળી પોતાનું બીજું વીલ પણ ફાડીને ટૂકડેટૂકડા કરી નાંખ્યું અને નવુંજ મૃત્યુપત્ર તૈયાર કર્યું.

કૃષ્ણકાન્ત રાયનાજ મહોલ્લામાં, બ્રહ્માનંદ ઘોષ નામનો એક માણસ

રહેતો હતો. બ્રહ્માનંદ સીધો સાદો માણુસ હતો. તે કૃષ્ણકાન્તને વડીલ ભાઇના જેવુંજ માન આપતો. કૃષ્ણકાન્તનો પણ બ્રહ્માનંદ ઉપર ઘણો સ્નેહ હતો. તે ઘણીવાર બ્રહ્માનંદને મદદ પણ કરતો.

બ્રહ્માનંદના હસ્તાક્ષર ઉત્તમ હતા. કૃષ્ણકાન્તનું બધું લખાણકામ, બ્રહ્માનંદને હાથેજ થતું. એક દિવસે કૃષ્ણકાન્તે બ્રહ્માનંદને બૂમ મારી. તેમણે બ્રહ્માનંદને કહ્યું: "જમીને પછી જરા અહીં આવજો. નવું મૃત્યુપત્ર તૈયાર કરવાનું છે."

વિનોદરાય એ સમયે ત્યાંજ હાજર હતો. તેણે કહ્યું, "વળી પાછું મૃત્યુપત્ર શા માટે બદલી નાંખવાનું યોગ્ય માન્યું છે ?"

કૃષ્ણકાન્તે કહ્યું: "તમારા વડીલ ભાઇનો હક્ક આ વખત મારે સમૂળ નષ્ટ કરી નાંખવો છે."

વિનોદ બોલ્યો: "એમ કરવાથી કાંઈ લાભ નહિ થાય. હરલાલ અપરાધી છે, એ ખરૂં છે; પણ તેના કૃત્ય માટે તે એકલો ગુનેહગાર છે. એમાં એના પુત્રનો કાંઈ દોષ નથી. તેને એક પુત્ર પણ છે. એ બાળક તદ્દન નિર્દોષ છે. તેને માટે આપ શું વ્યવસ્થા કરશો ?"

કૃષ્ણકાન્ત બોલ્યા: "તેને મારી મિલ્કતમાંથી રૂપીએ એક પાઈ જેટલો હિસ્સો મળશે."

વિનોદે કહ્યું: "એટલાથી તેનું કેવી રીતે પુરૂં થશે ?"

કૃષ્ણકાન્તે કહ્યું: "મારી આવક બે લાખ રૂપીઆ છે. તેનો રૂપીએ એક પાઈ જેટલો હિસ્સો મળશે, તો પણ ત્રણ હજાર રૂપીઆ ઉપર થશે. એટલી રકમમાં તો એક ગૃહસ્થ પરિવાર, કોઇપણ જાતની અડચણ વિનાં, ખુશીથી પોતાનો ગુજારો ચલાવી શકે છે. એટલે તેને એના કરતાં કાંઇપણ વધારે મળશે નહિ."

વિનોદલાલે કૃષ્ણકાન્તને ખૂબ ખૂબ સમજાવ્યા. પણ કૃષ્ણકાન્તે કોઇપણ રીતે તેમનો નિરધાર બદલ્યો નહિ.

## ૨

બ્રહ્માનંદે સ્નાન કરી લીધું હતું. તેણે ભોજન લીધુ અને તે પછી તે જરા આડા પડવાની તૈયારી કરતો હતો. એટલામાં તેની દૃષ્ટિ સામેથી આવતા એક માણસ ઉપર પડી. બ્રહ્માનંદ આશ્ચર્યથી તેની સામે જોઈ રહ્યો. સામેથી હરલાલ રાય આવી રહ્યો હતો. હરલાલ બ્રહ્માનંદની ઓરડીમાં દાખલ થયો અને તેની પાસે જઇને બેઠો.

બ્રહ્માનંદે પૂછ્યું: "અહો મોટાબાબુ! તમે ક્યારે આવી પહોંચ્યા. ઘેર જઈ આવ્યા છોને?"

હરલાલ બોલ્યો: "હું ઘેરે ગયો નથી.

બ્રહ્માનંદે પૂછ્યું: "ત્યારે બહારોબહાર અહીંજ આવો છો? કલકત્તેથી ક્યારે આવી પહોંચ્યા?"

હરલાલે કહ્યું: "કલકત્તેથી આવ્યાને તો બે દિવસ થઇ ગયા છે.

પણ એ બે દીવસ કોઇપણ સ્થળે ગુપ્ત રીતે કાઢી નાંખ્યા હતા. શું એ વાત સાચી છે. કે પિતાજી વળી નવું મૃત્યુપત્ર તૈયાર કરે છે?"

બ્રહ્માનંદ બોલ્યો: "હા, મેં પણ એવી વાત સાંભળી છે ખરી."

હરલાલે પૃછ્યું: "તેઓ આ વખતે મારો હક્ક સમૂળ નષ્ટ કરી નાંખવા માંગે છે. ખરૂંને?"

બ્રહ્માનંદ બોલ્યો: "કૃષ્ણકાન્તબાબુ ક્રોધમાં આવી જાય છે, ત્યારે એમ બોલે છે ખરા. કે તેઓ નવા મૃત્યુપત્રમાંથી તમારો અધિકાર સમૂળ નષ્ટ કરી નાંખવા માંગે છે; પરંતુ તેઓ ખરેખર એમ કરે, એમ હું માનતો નથી."

"આજે બપોરે નવું મૃત્યુપત્ર તૈયાર થવાનું છે અને તે તમેજ લખવાના છો, એતો ખરૂંને?"

"તેમ થાય તો પણ તેમાં મારો શો દોષ છે? માલિક કહે કે ફલાણું આમ કરવાનું છે, તો મારાથી થોડીજ તેમાં ના પાડી શકાવાની હતી?"

હરલાલ બોલ્યો: "ઘણું સારૂં એમાં તમારો દોષ નથી, પણ કાંઇ વેપાર કરી પૈસા કમાવા છે કે આવા ભીખારીજ રહેવું છે?"

"હું વૃદ્ધ થયો છું. હવે વેપારની ધમાલ વહોરી લઇને પૈસા કમાવા એ મારે માટે હવે શક્ય નથી."

"તેમ નહિ થાય તો મારી પાસેથી એક હજાર રૂપીઆ લઇ લો."

"એ રૂપીઆ લઇ શું તે વડે વિધવાવિવાહ કરૂં?"

"હા, તેમ કરો."

"પણ વિવાહ કરવાની ઉમર તો હવે વહી ગઇ છે."

"તો હું તમને એક બીજું કામ સોંપું છું, તે કરો. આજથીજ તેનો આરંભ કરો અને તેને માટે થોડું બ્યાનું પણ લઇ લો."

એટલું કહીને હરલાલે બ્રહ્માનંદના હાથમાં પાંચસો રૂપીઆની નોટો મૂકી દીધી!

બ્રહ્માનંદે નોટો જોઈ. તેણે વળી વળી નોટો ઉલટપાલટ કરી જોઈ અને તે બોલ્યો: "એને લઈને હું શું કરૂં ભાઈ?"

"શું કરૂં, શું કરૂં, શું? ભેગા કરો. પુંઠ એકઠી કરો. દીલ ચહાય તો દસ રૂપીઆ પેલી ગોવાલણને આપો."

"ગોવાલણ બોવાલણ જોડે તો મારો કાંઈ સંબંધ નથી. પણ તમારી વાતમાં હું શું કરી શકું તેમ છું?"

"બે કલમ તૈયાર કરો. બંને કલમો એવી સમાન બનાવો, કે જેમાં જરાપણ ભિન્નતા ન હોય!"

"વારૂ ભાઈ! તમે જેમ કહેશો તેમ કરીશું."

એટલું કહીને વૈદ્ય મહાશય ઉઠ્યા. તેમણે બે નવા બરૂ લીધા અને બંને બરૂને કાપીકુપીને તેની એકસરખી બે નવી કલમો બનાવી. તે બંને કલમો વડે કાગળ ઉપર લખી જોયું. બંનેના અક્ષર સમાન હતા. જરાપણ ફેર જણાતો ન હતો. અક્ષરોની સમાનતા જોઈ, હરલાલ, બોલ્યો: તમારી આ બે કલમો હમણાં તમારા કબાટમાં મૂકી રાખો. તમે જ્યારે મૃત્યુપત્ર લખવાને જાઓ, ત્યારે આમાંનીજ એક કલમ તમારી સાથે લઈ જજો અને તે કલમ વડેજ મૃત્યુપત્ર લખીને તૈયાર કરજો. બીજી કલમથી એક બીજુંજ લખાણ તૈયાર કરવું પડશે. તમારી પાસે ઉંચી જાતની સારી રૂસનાઈ છે કે?"

બ્રહ્માનંદે મસીપાત્ર (ખડીયો) આણ્યું. તેમાંની રૂસનાઈ લઈને તેણે એક કાગળ ઉપર લખી બતાવ્યું. હરલાલ એ લખાણ જોઈને બોલ્યો: "બસ. શાહી સારી છે. તમે જ્યારે મૃત્યુપત્ર લખવા જાઓ, ત્યારે આજ ખડિયો અને કલમ લઈને લખવા જજો."

બ્રહ્માનંદ બોલ્યો: "તમારા બંગલામાં ખડિયાકલમનો કાંઈ તોટો છે, કે વળી હું આ ખડિયો સાથે ઉંચકી લઈ જાઉં?"

હરલાલ બોલ્યો: "મારો એમાં અમૂક ઉદ્દેશ છે. એમ ન હોત, તો આ પાંચસો રૂપીઆ મેં તમને શા માટે આપ્યા હોત!"

"હું પણ તેનોજ વિચાર કરી રહ્યો છું ને! તમે તો ખૂબ કરી હોં, હરલાલબાબુ!

"સાંભળો, તમે તમારો ખડિયો કલમ લઈ જશો, એટલે વખત છે. કોઇને એવો વહેમ પણ આવશે કે આજે આમ કેમ? ખડિયો કલમ સાથે શા માટે લાવ્યા હશે. પણ એ શંકા ટાળવા તમે એમ કરજો, કે સરકારી ખડિયોકલમ જે અમારા ઘેરે વપરાય છે, તેને થોડી ગાળ આપજો. શાહી સારી હોતી નથી, કલમ નકામી હોય છે, એવા એવા કચેરીના ખડિયાકલમને દોષ આપજો, એટલે તમારા ઉપર કોઇને વહેમ આવશે નહિ."

"એકલી સરકારી ખડિયા કલમનેજ ગાળો આપતા મને આવડે છે એવું કાંઈ નથી. કહો તો સરકારને પણ થોડી ગાળો આપી શકું એમ છું."

હરલાલ બોલ્યો: "તેમ કરવું જરૂરી નથી. હમણાં જે ખરૂં કરવા જેવું કામ છે, તેજ કરવું જરૂરી છે."

જરાવાર રહી હરલાલે બે જનરલ લેટરપેપર બ્રહ્માનંદના હાથમાં આપ્યા. બ્રહ્માનંદે પૂછ્યું: "આ તો સરકારી કાગળ હોય એમ લાગે છે!"

"સરકારી કાગળ તો નથી, પણ એ વકીલોના ઘરના કાગળો છે. વકીલોની ઓફિસમાં લખવા કરવાના કામમાં આજ કાગળ આવે છે, પિતાએ પણ મૃત્યુપત્ર આજ કાગળ ઉપર લખી રાખ્યું છે, તે જાણો છો ને? એટલાજ માટે આવા કાગળો હુ લેતો આવ્યો છું. હંઅ! હવે ચાલો, હું જે બોલું છું, તે આ કાગળ ઉપર શાહી લઇને પેલી કલમથી લખવા માંડો."

બ્રહ્માનંદે લખવાનું શરૂ કર્યું. હરલાલે એક મૃત્યુપત્ર તૈયાર કરાવી નાંખ્યું. એ મૃત્યુપત્રનો મર્માર્થ એ હતો, કે "જાણે કૃષ્ણકાન્ત પોતેજ એ વીલ કરતા હતા. તેમના સ્વર્ગવાસ પછી, આ મૃત્યુપત્ર અમલમાં આવવાનું હતું. કૃષ્ણકાન્ત રાયના નામ ઉપર જે સમ્પતિ હતી તે નીચે

પ્રમાણે વહેંચી આપવાની હતી. વિનોદલાલને રૂપીયે ત્રણ આના, ગોવિંદ-લાલને એક પાઈ, કૃષ્ણકાન્તરાયની પત્નિને એક પાઈ, શૈલવતીને એક પાઈ, હરલાલના એક પુત્રને એક પાઈ, અને સૌથી મોટા પુત્ર તરીકે હરલાલને બાર આના આપવાના હતા."

મૃત્યુપત્ર લખાઈ રહ્યું. જરાવાર રહી બ્રહ્માનંદ બોલ્યો: "ચાલો મૃત્યુપત્ર તો તૈયાર થઈ ગયું. પણ હવે એના ઉપર હસ્તાક્ષર કોણ કરશે ?"

હરલાલ બોલ્યો: "હું કરીશ." એટલું કહી તેણે મૃત્યુપત્ર હાથમાં લીધું અને કૃષ્ણકાન્તની તથા ચાર સાક્ષીઓની સહીઓ, તેણેજ મૃત્યુપત્ર ઉપર ઉપજાવી કાઢી !

બ્રહ્માનંદ બોલ્યો: "વાહ ! પણ આતો બનાવટી મૃત્યુપત્ર થયું."

હરલાલ બોલ્યો: "એજ સાચું મૃત્યુપત્ર ! તમે બપોરે જે લખ-વાના છો, તેજ બનાવટી !"

"તે કેવી રીતે ?"

હરલાલે કહ્યું: "જુઓ તમે જ્યારે મૃત્યુપત્ર લખવાને માટે જાઓ, ત્યારે આજ મૃત્યુપત્ર તમારે તમારા કોટના ખીસામાં સંતાડીને લઈ જવાનું છે. ત્યાં ગયા પછી, આજ શાહી અને આજ કલમથી તમને જેમ કહે તેમ તમારે વીલ લખવાનું છે. બન્ને વીલના કાગળ, કલમ, શાહી, લખનારો એતો એકના એકજ છે. એટલે બન્ને વીલ દેખાવમાં તો એકસરખાંજ થશે. પછી વીલ વાંચી સંભળાવવાનું કાર્ય પુરૂં થશે અને પિતાજી એના ઉપર સહી કરી દેશે. તે પછી એ વીલ તમારે સહી કરવાને માટે માંગી લેવાનું છે. તમારે બધાના દેખતાં, પાછળથી ફરીથી તમારી વીલ ઉપર સહી કરવાની છે. આ દરમિયાનમાં તમારે વીલ બદલી નાંખવાનું છે. બાપુજીના હાથમાં મારૂં વીલ આપી દેવાનું છે અને મને બાપુજીનું વીલ લાવી આપવાનું છે."

બ્રહ્માનંદ ઘોષ વિચાર કરવા લાગ્યો. થોડીવાર રહી તે બોલ્યો: "બોલવું સહેલું છે; પણ એ બુદ્ધિનો ખેલ છે, તે રમી બતાવવો

મુશ્કેલ છે, બાપુ !" એમ કહી વળી બ્રહ્માનંદબાબુ કાંઈ ઉંડો વિચાર કરવા લાગ્યો.

બ્રહ્માનંદબાબુને વિચાર કરતા જોઈને હરલાલે પૂછયું: "શું વિચાર કરી રહ્યા છો ?"

"વિચારમાં તો એમ કે એક ઇચ્છા થાય છે ખરી, પણ તે તમને બોલી બતાવતા દીલ ગભરાય છે. મારી વિનાંતિ છે કે તમારા રૂપિયા તમે પાછા લઈ લો. આ દગાબાજીમાં ઉભા રહેતા મારા તો પગ ભાર ઝીલતા નથી."

"ચાલો ત્યારે આપી દો પૈસા પાછા." એમ કહીને હરલાલે હાથ માંડયો! બ્રહ્માનંદ પોતે નોટો ગણીને હરલાલને પાછી આપી દીધી. હરલાલ નોટો લઈને ફરીને ઉભો થયો અને તે બહાર ચાલી જવા લાગ્યો. બ્રહ્માનંદે તે જોઈને તેને બૂમ મારીને પૂછયું: "કેમ આમ ઉતાવળા ચાલ્યા જાઓ છો ?"

"ના, ચાલ્યો જતો નથી" એમ કહીને હરલાલ પાછો ફર્યો.

"તમે હમણાં પાંચસો રૂપીઆ તો આપ્યા હતા, બોલો હવે શું આપશો ?"

"મારા કહેવા પ્રમાણે બાબુજીનું વીલ મને લાવી આપશો, તો બીજા પાંચસો રૂપીઆ આપીશ."

"આટલા બધા રૂપીયાનો લોભ મારાથી છોડી શકાતો નથી."

"ત્યારે તમે પાંચસો રૂપીઆથી રાજી તો છો ને ?"

"રાજી કેમ ન થાઉં ? અને રાજી ન થાઉં તો બીજું શું કરૂં ? પણ વીલ કેવી રીતે બદલી નાંખવું, એ મોટો પ્રશ્ન છે; એમ કરતા કોઈ જોઈ લે તો ?"

"અરે, એમ તો વળી કોઈ જોઈ લેતું હશે ? જુઓ, હું તમારી આંખો સામે આ વીલની અદલાબદલી કરી રહ્યો છું. શું તમે એ વાત પકડી શકો છો ?"

હરલાલને અન્ય કોઈ વિદ્યા આવડતી હો યા ન આવડતી હો, પણ હસ્તકૌશલ્ય તો તે તેના બાપનું કહેવડાવતો હતો. તેણે પેલું વીલ લઇને પોતાના કોટના એક ખીસામાં મૂકી દીધું. તે બીજો એક કાગળ હાથમાં લઇને ઉભો રહ્યો. તેના ઉપર કંઇકિ લખતો હોય, એવો અભિનય કર્યો અને વીલ કેમ બદલી લેવું, તેની તે બ્રહ્માનંદબાબુને કેળવણી આપવા લાગ્યો! તેણે એકજ પળે હાથમાંનો કાગળ ખીસામાં સેરવી દીધો અને ખીસામાંનો કાગળ હાથમાં આણી નાંખ્યો! બ્રહ્માનંદબાબુ ધ્યાન દઇને જોવા છતાં, આ અદલાબદલી પકડી શક્યા નહિ. બ્રહ્માનંદ હરલાલના હસ્તકૌશલ્યની પ્રસંશા કરવા લાગ્યો. હરલાલ બોલ્યોઃ “એવુંજ હસ્તકૌશલ્ય હું તમને શીખવી દઉં છું.” એમ કહીને હરલાલ પોતે સાધ્ય કરેલા હસ્તકૌશલ્યનો બ્રહ્માનંદબાબુને અભ્યાસ કરાવવા લાગ્યો.

બે ચાર મિનિટો પછી, બ્રહ્માનંદ એ કૌશલ્યને શીખી ગયો. હરલાલ એ જોઇને બોલ્યોઃ “ચાલો હવે હું જાઉં છું. સાંજે બાકીના પાંચસો રૂપીઆ લઇને હું પાછો આવીશ.” આટલું કહીને તે ઝપાટાબંધ બહાર ચાલ્યો ગયો.

હરલાલ ચાલ્યો ગયો, તે પછી બીજીજ પળે બ્રહ્માનંદના અંતરમાં ભય અને સંશય તોફાન મચાવવા લાગ્યા. તેણે પોતે સ્વીકારેલા કાર્યની ભયંકરતાનો વિચાર કરવા માંડયો. તેને લાગ્યું કે પોતે જે કાર્ય કરવાનું સ્વીકાર્યું હતું, તે કાર્ય ન્યાયમંદિરનો એક મોટામાં મોટો અપરાધ હતો.

તેને એ વિચાર પીડા આપવા લાગ્યો, કે “રખેને આ કાર્યના બદલામાં તેને ભવિષ્યનું આખુ જીવન કારાગ્રહમાં તો નહિ પુરૂં કરવું પડે!” પણ ભવિષ્યની ઘટના તેને કોણ કહી શકે એમ હતું?

કદાચ વીલ બદલવાને સમયેજ તેની એ ચોરી કોઈ પકડી લે, તો? જો એમ થાય તો પોતે એ કાર્ય કેવી રીતે કરી શકે? પણ જો એ કામ નહિ કરે, તો હાથમાં આવેલી હજાર રૂપીઆની નોટો છોડી દેવી પડે! એ પણ તેનાથી બને એમ ન હતું! જીવ કશું કરતો ન

હતો. અંતર ન જાણી શકાય, એવી ભયાનક પીડા ભોગવી રહ્યું હતું!

કોઈ ગરીબ બ્રાહ્મણ હોય, અન્ન પણ મળતું ન હોય, અને ફળાહાર ઉપરજ તેને જીવવું પડતું હોય; એવો બ્રાહ્મણ મીઠાં ભોજનનો થાળ કેમ તજી શકે? અહો ગરીબાઇને લીધે કરવા પડતા એવા ફળાહારે કેટલાય બ્રાહ્મણોને ખરેખર મર્મભેદી પીડાજ આપી છે! કલ્પના કરો: એક નિર્ધન બ્રાહ્મણ, માત્ર ફળાહાર ઉપરજ જીવે છે, વધુમાં એક બાજુએ સંક્રામક જ્વર અને બરોળથી તેનું પેટ તર બની ગયું છે, અને તે ઉપર પણ માત્ર તે ફલાહારજ મેળવી શકે છે; એવુંજ બ્રહ્માનંદનું જીવન હતું. જ્યારે બીજી બાજુએ, કાંસાનું પાત્ર યા કેળના સુંદર પત્ર ઉપર ભોજનની વિવિધ વાનીઓ શોભી રહી હતી. એમાં સુશોભિત લૂચિ હતી. સંદેશ હતો. વિહિદાના અને સીતાભોગ જેવા નિર્મળ અને ઉજ્વળ બંગાળી મિષ્ટાનો હતા! એ બધાનું આનંદદાયક દર્શન થતા ગરીબ બિચારો દરિદ્રી બ્રાહ્મણ શું કરી શકે? મનને કેવી રીતે અંકુશમાં રાખી શકે? શું એવો બ્રાહ્મણ એ ભોજનને તજી દેશે યા તેનો ઉપભોગ કરશે? અમે પ્રતિજ્ઞા કરીને કહેવાની હિંમત કરી શકીએ છીએ. કે કોઇપણ બ્રાહ્મણ ઠાકુર આવા સુંદર મિષ્ટાનભર્યા થાળની સામે, હજારો વર્ષ બેસી રહે અને તર્કવિતર્ક કર્યાજ કરે, તો પણ તે આ કુટ પ્રશ્નની મિમાંસા કદીપણ નજ કરી શકે અને એ કુટ પ્રશ્નરૂપી સમસ્યાનો ઉકેલ લાવ્યા વિનાજ, તે વિવશ થઇને, એ ભોજનનેજ પોતાના પેટમાં પધરાવી દે!!

બ્રહ્માનંદ ઘોષ મહાશયે પણ બરાબર એમજ કર્યું. હરલાલના પૈસા ખાઇને વીલ બદલી નાંખવામાં કારાવાસ મળવાનો ભય તો હતોજ. પણ તેનાથી એ રૂપીયાનો ત્યાગ પણ કરી શકાતો ન હતો! તેને દ્રવ્યનો લોભ પણ ઘણો હતો, પણ લોભના પ્રમાણમાંજ વખતે અપચો થવાનો પણ તેટલોજ ભય હતો. બ્રહ્માનંદ આ ગહન પ્રશ્નની મિમાંસા કરી શક્યો નહિ. મિમાંસા કર્યા વિનાજ તેણે દરિદ્રી બ્રાહ્મણની માફકજ પેલા હજાર રૂપીઆ પચાવી જવાનો નિશ્ચય કરી લીધો.

# ૩

સંધ્યાકાળ થઈ હતી. બ્રહ્માનંદ કૃષ્ણકાન્તને ત્યાં જઈ વીલ લખી કાઢીને પાછો આવ્યો. હરલાલ ઘેર આવીને તેમનીજ વાટ જોતો બેસી રહ્યો હતો. હરલાલે જિજ્ઞાસાભર્યો પ્રશ્ન કર્યો: "શું થયું? શું કરી આવ્યા?"

બ્રહ્માનંદને કવિતા ખૂબ ગમતી હતી. તેઓ મહામુશ્કેલીએ કૃત્રિમ હાસ્ય કરતા બોલ્યા:

" મનમાં વિચારી, ગગનનો લઉં ચંદ્ર, હાથ પસારીયો,
પણ હાથ લાગ્યું વૃક્ષ બાવળનું, વિંધાઈ હું ગયો!"

હરલાલે ચિંતાભર્યા અવાજે પૂછ્યું: "પણ કામ કરી શક્યા નહિને?"

"ભાઈ, મારા અંતરમાં તો કાંઈ કાંઈ થવા લાગ્યું!"

"ત્યારે કામ ન થયું, એમજ કહોને!"

"ના ભાઈ મારાથી તો ન થયું. લો આ તમારૂં બનાવટી વીલ અને આ તમારા પાંચસો રૂપીઆ."

આટલું બોલીને બ્રહ્માનંદે પેલું બનાવટી વીલ અને પેટીમાંથી પાંચસો રૂપીઆની નોટો કાઢીને હરલાલને આપી દીધી. આ જોઈને હરલાલની આંખો ક્રોધ અને વિરક્તીથી લાલચોળ બની ગઈ, અને હોઠ કંપવા લાગ્યા.

હરલાલ ખીજવાઈને બોલ્યો: "મૂર્ખા! અકર્મી! બૈરાંઓના જેટલું કામ પણ તારાથી પાર પડયું નહિ! વારૂં, હું જાઉં છું પણ જો: કદી તારે મોઢે આ વાતની હવા પણ બહાર નીકળી, તો તું જીવતો રહેશે કે કેમ તે તુંજ જાણે!

બ્રહ્માનંદ બોલ્યો: "એ બાબતનો મનમાં વિચાર પણ લાવશો નહિ. કોઈપણ રીતે મારે મોઢે આ વાત પ્રકાશમાં આવવાની નથી."

હરલાલ ત્યાંથી ઉઠયો અને તે સીધોજ બ્રહ્માનંદના રસોડામાં ગયો. હરલાલ નાનપણથીજ આ ઘરમાં વારંવાર આવ જા કરતો હતો. રસોડામાં બ્રહ્માનંદના ભાઈની પુત્રી રોહિણી રાંધતી હતી.

આ રોહિણી સાથે અમારા આ ગ્રંથને ખાસ સંબંધ છે. આથી તેના રૂપગુણનું અહીં વર્ણન કરવું જરૂરી છે. પણ આજકાલ રૂપ વર્ણનનો વજર કાંઈક નરમ છે અને પોતાના સિવાય બીજાના ગુણનું વર્ણન કરવાનું તો આ જમાનામાં કોઈ શીખ્યું જ નથી; છતાં પણ કહેવું પડે છે, કે રોહિણી પુર્ણ યૌવના હતી. શરદ ૠતુની સોળ કળાથી પરીપુર્ણ ચંદ્રના જેવું તેનું રૂપ ઉછળી પડતું હતું. તે ઘણીજ નાની વયે વિધવા બની હતી. પણ વૈધવ્યને માટે નિરૂપયોગી થાય એવા અનેક દોષો, તેનામાં ભરેલા હતા. પહેલો દોષ એ હતો, કે તે કાળી કીનારીવાળી સાડી પહેરતી હતી. હાથમાં બંગડીઓ પણ પહેરતી અને પાન ખાતી!! રાંધવામાં તો જાણે તે બીજી દ્રૌપદી હતી. દાળભાત, મિઠાઈ, પુરી, વગેરે બધું બનાવવામાં તે સિદ્ધહસ્ત હતી. તે સિવાય

ગાવું, પરોવવું અને સીવવું તથા કાગળના રમકડાં બનાવવામાં પણ તે પારંગત હતી: મહોલ્લાની નાની મોટી બાળાઓ, ચોટલો ગુંથાવવા, વાળ હોળાવવા અને શણગાર સજવા, તેની પાસે આવતી. રોહિણીને બીજા કોઇને ત્યાં આશ્રય મળે તેમ ન હતું, આથી તે બ્રહ્માનંદને ત્યાંજ આવીને રહી હતી.

રૂપવતી રોહિણી દાળના તપેલામાં ટન ટન કરતી કડછી ફેરવી રહી હતી. થોડે દૂર એક બિલાડી બેઠી હતી. સ્ત્રીઓના વિદ્યુત જેવા નયન કટાક્ષની અસર પશુઓ ઉપર થાય છે કે નહિ, એની પરીક્ષા કરવા, રોહિણી કદી કદી બિલાડી ઉપર તેના વિષભર્યા મધુર નેત્ર કટાક્ષો ફેંકતી હતી. બીલાડી, આ કટાક્ષ તે જાણે પોતાને માછલી ખાવાને મળેલું નિમંત્રણજ છે એમ માની, ધીમે ધીમે આગળ વધી રહી હતી. એ વખતે હરલાલ બાપુ જોડા પહેરીનેજ તેનો ચમ ચમ અવાજ કરતો, રસોડામાં આવીને દાખલ થયો.

પગલાંના અવાજથી બિલાડી બીધી, અને સમારેલા માછલાનો વધેલો શેષ ભાગ ખાવાનો લોભ છોડી દઇને, તે ત્યાંથી નાસી છુટવાને માટે તત્પર થઇ. રોહિણીએ હાથમાંની કડછી નાંખી દીધી. હાથ ધોઇ નાંખ્યા અને માથા ઉપર છેડો લઇને તે ઉઠીને ઉભી રહી. અંગુઠા વડે જમીન ખોતરતી તે બોલી: "મોટા કાકા! ક્યારે આવ્યા?"

હરલાલ બોલ્યો: "ગઇ કાલે આવ્યો. તમારી સાથે મારે એક વાત કરવી છે."

રોહિણીને કમકમા આવી ગયા. તે બોલી: "શું આજે અહીં જમવાના છો? તમારે માટે નવા દાળભાત બનાઉં?"

"ભલે બનાવો, પણ મારે તમને એટલીજ વાત કહેવી નથી તો! મારે તમને બીજી પણ એક વાત કહેવી છે. વારૂ, તમને તે દિવસની વાતની યાદ છે ને?"

રોહિણી ચુપ બનીને જમીનની સામે જોઇ રહી. હરલાલ બોલ્યો:

"અરે, હું તે દિવસની વાત કરૂં છું, તે દિવસે તમે યાત્રીઓ સાથે ગંગાસ્નાન કરવા આવ્યા હતા; અને પછી પાછળ એકલાં પડી ગયાં હતાં; તે દિવસનું તો સ્મરણ થાય છે ને ?"

રોહિણીએ ડાબા હાથની ચાર આંગળીઓ જમણા હાથે પકડીને નીચું માથું નમાવીને જવાબ આપ્યો: "હા, એ દિવસનું મને સ્મરણ છે."

"તે દિવસે તમે રસ્તો ભૂલી ગયા હતા અને મેદાનમાં જઇ ચઢ્યા હતા, તેનું સ્મરણ છે ને ?"

"હા, સ્મરણ છે."

હરલાલ બોલ્યો: "એ દિવસે એ મેદાનમાંજ તમને રાત્રી પડી ગઇ હતી, તમે એકલા પડી ગયા હતા અને કેટલાએ બદમાસો આવીને તમને ઘેરી વળ્યા હતા, એનું તમને સ્મરણ થાય છે ને ?"

રોહિણી બોલી: "હા, મને એ વાતનું સ્મરણ થાય છે."

હરલાલ: "કહો તો વારૂ, એ દિવસે તમારૂં રક્ષણ કોણે કર્યું હતું ?"

રોહિણી: "તમે! તમે ઘોડા ઉપર બેસીને એજ મેદાનમાં થઇને કોઇ જગાએ જતા હતા."

હરલાલ: "હા, હું મારી સાળીના ઘેર જતો હતો."

રોહિણી: તમે મને સંકટમાં જોતાને વાર મારી મદદે આવી ચઢ્યા હતા! અને મારી રક્ષા કરી હતી. મને તમે પાલખીમાં બેસાડીને ઘેરે મોકલી આપી હતી. એજ વાતનું તમે મને સ્મરણ કરાવો છોને ? એ તમારો મારા ઉપરનો મહાન ઉપકાર છે. તમારા એ ઉપકારનો હું કદાપિ બદલો વાળી શકવાની નથી."

હરલાલ: "આજે એ ઉપકારનો બદલો વાળી આપવાની સુંદર તક હાથ આવી છે. એ તકનો લાભ લઇ, તમે મારો ઉપકાર ફેડી શકશો. વળી એના બદલામાં તમે મને આખી જીંદગી માટે તમારો પોતાનો પણ કરી શકશો. તમે મને વેચાણ લીધો હોય, તેમજ હું તમારો થઇને રહીશ! બોલો; તમારાથી એ બની શકશે."

રોહિણી: "એમાં બોલવાનું શું છે? જો કોઈપણ રીતે મારાથી તમારો ઉપકાર ફેડાય એમ હોય, તો હું પ્રાણ આપીને પણ તમારો ઉપકાર વાળી આપવા તૈયાર છું. કહો, તમે મારી પાસેથી શું કાર્ય કરાવવા માંગો છો?"

હરલાલ: "હું તમને એક કામ સોંપવા માંગુ છું. એ કામ તમારાથી થાય ન થાય, એ જુદી વાત છે; પણ એ કામ સંબંધીનો એક અક્ષર પણ તમારા હોઠ બહાર જવો ન જોઈએ. બોલો, છે કબૂલ?

રોહિણી: "એ શું બોલ્યા? પ્રાણ જશે પણ એમાંનો એકે અક્ષર બહાર નહિ જશે! તમે તે બાબતની ખાતરી રાખજો."

હરલાલ: "મારી સામે પ્રતિજ્ઞા લો જોઈએ. સોગન ખાઓ તો!"

રોહિણી: "સોગન ખાઉં છું, તમારા સંબંધમાં મારે એક શબ્દ પણ બહાર ન કહેવો, લો બસ!"

રોહિણીએ સોગન ખાધા, તેથી હરલાલને સંતોષ થયો; અને તેણે રોહિણીના પાસે જઈને બધી વાત વિસ્તારીને કહી. કૃષ્ણકાન્તના અસલ વીલની અને બીજા બનાવટી વીલની સઘળી કથા રોહિણીને અથથી ઈતિ સુધી સમજાવ્યા પછી, હરલાલ બોલ્યો: "બડાબાબુએ બનાવેલું એ અસલ વીલ ચોરી લાવવાનું છે, અને તેને સ્થળે આ બનાવટી વીલ મુકી દેવાનું છે. અમારે ત્યાં તમારી જા આવ હંમેશા ચાલુ હોય છે, તમારા ઉપર કોઈ કશો વહેમ લઈ જાય એમ પણ નથી. તમે બુધ્ધિમાન પણ છો અને સહેલાઈ આ કામ પાર પાડી શકો એમ છો. કહો: મારે માટે તમે આટલી તસ્દી લેશો?"

હરલાલના આ શબ્દો સાંભળીને રોહિણીને કમકમા આવી ગયા. તે બોલી: "બાપરે! એ તો ચોરી કહેવાય! મને કાપીને મારા ટૂકડે ટૂકડા કરી નાંખો, તો પણ હું ચોરી કદી ન કરૂં! મરી જાઉં તો પણ ન કરૂં!"

"થઇ રહ્યું! ખરેખર બૈરાંઓ તો ફક્ત બોલીજ જાણે છે. તમે માત્ર વાતોડીયા છો, વાતોડીયા. કામ કરવાને નામે મોઢું મીઠું! હું ધારૂં છું કે મારૂં

કામ કરીને, તમે મારા ઉપકારનો બદલો આ જન્મે તો વાળી શકવાના નથી."

રોહિણી બોલી: "બીજું તમે જે કહેશો, તે બધું કરીશ. પણ આ તો ચોરી થઈ! તમે મને મરવા કહેશો, તો જરૂર આ જીવ આપી દઈશ! પણ આ મહાવિશ્વાસઘાતનું કામ છે; રોહિણીથી એ વિશ્વાસઘાતનુ કામ તો કદી નહિ થાય!"

હરલાલે રોહિણીને અનેક રીતે સમજાવી. પણ રોહિણી એકની બે થઈ નહિ. હરલાલ થાક્યો. તેણે પેલી હજાર રૂપીઆની નોટો, ખીસામાંથી બહાર કાઢી અને રોહિણીને તે આપવા ગયો. હરલાલ બોલ્યો: "રોહિણી! મારા તરફનો આ મારૂં કામ પાર પાડી આપવા બદલ પુરસ્કાર મળ્યો છે, એમ સમજજો! ચાલો, હવે તો તમે રાજી છો ને! હવે ગમે તેમ કરીને પણ તમારે આ કામ કરવું પડશે."

રોહિણીએ નોટો લીધી નહિ. તે બોલી: "હુ પૈસાની ભુખી નથી. તમારા પિતાજીની લાખો રૂપીઆની ધીકતી આવકવાળી આખી મીલ્કત મને આપી દેશો, તો પણ મારાથી એ કામ નહિ બને, તે નહિજ બને. જો એ કામ મારાથી થાય એમ હોત, તો મેં એક પળનો પણ વિલંબ ન કર્યો હોત અને તમે કહ્યું, ત્યારેજ હા પાડી દેત."

હરલાલે એક લાંબો નિશ્વાસ નાંખ્યો. તે બોલ્યો: "રોહિણી! હું મારા અંતરથી એમ માનતો હતો, કે તમે મારૂં હિત ચાહો છો; પણ ખરેખર આ જગતમાં કોઇનું કોઈ નથી! જો આજે મારી સ્ત્રી હોત, તો મારે તમારી આમ ખુશામત નહોતી કરવી પડત, સમજ્યા. તેણેજ મારૂં આ કામ પાર પાડી દીધું હોત."

ઉત્તરમાં ફક્ત રોહીણી એકવાર હસી. તે કાંઈ બોલી નહિ અને મુંગી રહી. હરલાલે ખિન્ન વદને પુછ્યું: "તમે શા માટે હસ્યા?"

રોહિણીએ હસ્તાં હસ્તાં કહ્યું: "તમારી સ્ત્રાનુ નામ સાંભળીને તમારા વિધવા વિવાહની વાતનું સ્મરણ થયું! શું તમે ખરેખર વિધવા વિવાહ કરવાના છો કે?"

"ઇચ્છા તો જરૂર છે! પણ એવી મનગમતી વિધવા મળે છે ક્યાં?"

"અરે, વિધવા ન મળે તો કુંવારી! વિધવા હોય કે સધવા હોય કે કુમારી હોય, પણ ગમે તે એકાદ સ્ત્રી શોધી કાઢીને લગ્ન કરો અને ઘરસંસારી થાઓ, તો કેવું સારૂં! એથી તમારા સગાવહાલાંઓને અને અમને બધાને ભારે આનંદ થશે."

"પણ તમે એ વાત તો જાણો છો ને કે હવે વિધવા વિવાહ શાસ્ત્ર સંમત ઠર્યો છે?"

"હા, લોકો એમ બોલે છે ખરા."

"જુઓ: તમે પણ હવે તો ફરી વિવાહ કરી શકો એમ છો, છતાં તમે શા માટે તેમ કરતા નથી, ને બેસી રહ્યા છો? તમે શા માટે ફરી વિવાહ કરતા નથી?"

રોહિણીએ શરમના માર્યા ઘુમટો ખેંચ્યો, અને મોઢું ફેરવી નાંખ્યું.

હરલાલ બોલ્યો: "તમારૂં મારૂં ગામ એક છે. આપણી પરસ્પર ઓળખાણ છે. એટલો આપણો સંબંધ પણ છે. બોલો: તમે મારી સાથે વિવાહ કરવા તૈયાર છો?"

રોહિણીએ મોઢા ઉપર ખેંચેલો ઘુમટો તેણે વધુ નીચે નમાવ્યો અને તે ચુલા તરફ ફરી બેઠી. તેણે કડછી લઈને તે વડે દાળ ઘુટવા માંડી. હરલાલને આ જોઈને ભારે નિરાશા થઈ. તે ઉઠીને ઉભો થયો અને બહાર જવા લાગ્યો.

હરલાલ બારણા સુધી ગયો, એટલે રોહિણી બોલી: "વારૂ, તમારૂં એ બનાવટી વીલ તો મને આપતા જાઓ. જોઈશ, તો ખરી કે કાંઇ બને એમ છે કે કેમ?"

હરલાલને સહેજ આનંદ થયો. તેણે પેલું બનાવટી વીલ અને નોટોનો ચોડો રોહિણીની પાસે મૂકયો. નોટો તરફ જોઈને રોહિણી બોલી: "નોટો નથી જોઇતી, ફક્ત વીલજ મને આપતા જાઓ."

હરલાલે નોટો લઈ લીધી અને તે વીલ રોહિણીને આપીને ત્યાંથી ચાલ્યો ગયો.

## ૪

રાતના આઠ વાગ્યાનો સમય હતો. કૃષ્ણકાન્ત બાબુ તેમના શયન મંદીરમાં પલંગ ઉપર પડયા હતા. તેમના માથા નીચે એક સુંદર ઓશિકું હતું. તેઓ હુક્કા વડે તંબાકુ પી રહ્યા હતા. સંસારની બધી નિશા-કારક ચીજોમાં શ્રેષ્ઠ ગણાતું અહિફેન અથવા અફીણ ખાવાની કૃષ્ણકાન્તને ટેવ હતી. અત્યારે પણ તેઓ અફીણની નિશાને લીધે, અર્ધજાગૃત અવસ્થામાં હોય તેમ, ઝોકાં લઇ રહ્યા હતા. તેમની આંખો અર્ધ મીંચાએલી હતી અને તેઓ જાણે કોઈ ભયાનક સ્વપ્ન નિહાળી રહ્યા હતા.

તેમને લાગ્યું કે તેમના વીલના વેચાણનો હવાલો થઇ રહ્યો હતો, અને હરલાલે પોતાની સઘળી સમ્પતિ ફક્ત ત્રણ રૂપીઆ તેર આના અને બે દોકડામાં વેચાણ લઈ લીધી હતી. એજ સમયે જાણે કોઈ એમ બોલતું હોય, તેમ સંભળાયું કે: "નહિ, આ દાનપત્ર

નથી આ તો મૃત્યુપત્ર છે. એજ પળે બ્રહ્માના સુપુત્ર સાક્ષાત વિષ્ણુ ભગવાનને તેમણે વૃષભારૂઢ શંકરની પાસે આવતા જોયા. વિષ્ણુએ મહાદેવજી પાસે થોડું અફીણ ઉધાર ખરીદ્યું અને એ અફીણની કિંમતના બદલામાં તેમણે આખી પૃથ્વી મહાદેવને ત્યાં ગીરે લખી આપી!! પણ મહાદેવજી ગાંજાની લહેરમાં એ ગીરોખત ઉપર ફોરકલોઝ કરવાનુંજ ભૂલી ગયા! બરાબર એજ સમયે રોહિણીએ તે ઘરમાં પ્રવેશ કર્યો. રોહિણી ધીમી ચાલે, આગળ વધી, તેણે કૃષ્ણકાન્તબાબુને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો: "ઠાકુરદાદા! શું ઉંઘી જાઓ છો?"

કૃષ્ણકાન્તે અફીણની ઘેનમાં ઝોકા લેતા લેતા જવાબ આપ્યો. "કોણ નંદીની પાર્વતી? અરે, શીવઠાકુર પેલા વીલ ઉપર ફોરકલોઝ કરવાનું ભૂલી ગયા છે. તેમને અત્યારેજ વીલ ઉપર ફોરકલોઝ કરવાની યાદ દેવાડો તો!"

રોહિણી પરિસ્થિતિ સમજી ગઈ. તેને લાગ્યું, કે કૃષ્ણકાન્ત બાબુ અફીણની ઘેનમાં પડેલા છે. તે હસતી હસતી બોલી: "ઠાકુરદાદા! નંદીની કોણ?"

કૃષ્ણકાન્ત વધારે મદમાતા વદને બોલ્યા: "હા,! ખરૂં કહે છે. વૃંદાવનની ગોવાળણોના ઘરનું માખણ ચોરી ચોરી ખાયા કર્યું છે અને આજ સુધી તેમની એક કોડી પણ ચુકવી આપી નથી."

રોહિણીને આ સાંભળીને એકદમ મોટેથી હસવું આવી ગયું. તેના હસવાનો અવાજ સાંભળી કૃષ્ણકાન્ત એકદમ ચોંકી ઉઠયા. તેમણે માથું ઉંચુ કરીને રોહિણી તરફ જોયું અને બોલ્યા: " અહો, કોણ અશ્વિની, ભરણી, કૃતિકા, રોહિણી?"

રોહિણીએ કહ્યું: "નહિ, મૃગશિર્ષા, આદ્રા, પુનર્વસુ, પુસ્યા!"

કૃષ્ણકાન્ત બોલ્યા: " અશ્લેષા, મઘા, પુર્વાફાલ્ગુની, "

રોહિણીએ કહ્યું: "ઠાકુરદાદા! હું તમારી પાસે શું જ્યોતિષ શીખવા આવી છું?"

"તો પછી શા માટે આવ્યા છો? મનમાં શી ઇચ્છા છે? શું અફીણ જોઇએ છે?"

"જે ચીજ તમે પ્રાણ જાય તો પણ બીજાને આપતા નથી, તે ચીજ તમે મને આપવા તૈયાર થઈ ગયા છો ને? પણ શું હું તેને માટે આવી છું? ના, ના. મને તો કાકાબાપુએ મોકલી છે, તેથી આવી છું."

"સમજ્યો, સમજ્યો! કાકાબાપુએ અફીણ લેવા મોકલી છે, એમજ ને?"

"ના, ઠાકુરદાદા ના! હું તમારૂં જીવનધન અફીણ ચાહતી નથી! કાકાબાપુએ કહેવડાવ્યું છે, કે આજે તમે જે વીલ કર્યું છે, તેમાં તમારી સહી થઈ નથી, તે કરવાની બાકી છે."

કૃષ્ણકાન્ત બોલ્યા: "અરે કાંઈ વાત છે! મને ચોકકસ ખાતરી છે, કે મેં તે ઉપર સહી કરીજ છે."

રોહિણી બોલી: "નહિ! કાકાએ કહ્યું છે, કે તેમને યાદ છે, તે પ્રમાણે તો તમે વીલ ઉપર સહી કરી નથી! વારૂ, પણ એવી બાબતોમાં સંદેહ શા માટે રાખવો જોઇએ? તમે હમણાંજ વીલ કાઢીને સહી છે કે નહિ, તે જોઈ લ્યોને; એટલે પછી વાંધોજ નહિ."

કૃષ્ણકાન્ત બોલ્યા: "વારૂ, તેમ કરીએ. ચાલ ત્યારે દીવો કર જોઇએ."

એમ કહીને કૃષ્ણકાન્ત ઉઠયા. તેમણે ઓશીકા નીચે મુકેલી ચાવીઓ બહાર કાઢી. રોહિણી હાથમાં દીવો લઇને તેમની પાસે ઉભી હતી. કૃષ્ણકાન્તે એ ચાવીથી એક નાનું કબાટ ખોલ્યુ, કબાટમાં જુદા જુદા ખાનામાં જુદી જુદી પેટીઓ, તિજોરીઓ, ભંડારીયા વગેરેની ચાવીઓ હતી. તેમાંથી તેમણે એક ચોકકસ ચાવી લીધી અને તે વડે એક તિજોરી ઉઘાડી. તિજોરીમાં મુંકેલું પેલું વીલ બહાર કાઢ્યું. તેમણે બીજી એક પેટીમાંથી ચશ્મા બહાર કાઢયા અને ચશ્મા પહેરવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

પણ તેઓ બરોબર ચશ્મા પહેરી શક્યા નહિ. ચશ્મા પહેરતાં પહેરતાં બેચારવાર તેમને અફીણના ઝોકા આવી ગયા અને ચશ્મો તો હાથમાં જેમનો તેમજ રહી ગયો! એમ કરતાં કરતાંજ પાંચ મિનિટ ચાલી ગઈ. છેવટે ચશ્મો પહેરાયો. તેમણે વીલ લઈને આંખો સામે ધર્યુ અને વીલમાં જોઈ રહેતાં હાસ્ય કરતાં કહ્યું: "રોહિણી! શું હું ડોસો થયો, એટલે પાગલ થઈ ગયો છું, એમ તું માને છે? ના ના! હજી તેમ થયું નથી! આ જો મારી સહી છે કે નહિ?"

રોહિણી બોલી: "વાહ! કોણ કહે છે કે તમે ડોસા થઈ ગયા છો? હું ના કહું છું, તો પણ તમે બળાત્કારે મને ભત્રિજી કહીને બૂમ મારો છો, શું એથી તમે કાંઈ ખરેખરજ કાકા બની ગયા છો? વારૂ ચાલો, હું જાઉં છું. કાકાબાબુને કહીશ, કે કૃષ્ણકાન્તબાબુએ વીલ ઉપર સહી તો કરીજ છે."

એટલું કહીને રોહિણી કૃષ્ણકાન્તના શયનગૃહમાંથી શાંત પગલે બહાર નીકળી ગઈ.

ફરી ઓરડામાં શાંતી અને અંધકાર ફરી વળ્યા, અને કૃષ્ણકાન્ત બાબુ પણ અભેદ્ય તંદ્રામાં પડ્યા. પણ થોડીજવારમાં અકસ્માત તેઓ જાગી ઉઠ્યા. તેમણે જોયું, કે તેમના ઓરડામાં દીવો બળી રહ્યો ન હતો, અને અસિમ અંધકાર ઓરડાને વીંટળાઈ વળ્યો હતો. તેમના ઓરડામાં હમેશાં આખી રાત દીવો સળગતોજ રહેતો હતો, પણ આજ રાત્રે દીવો હોલવાઈ ગયો હતો. તેમણે અફીણના ઘેનમાં અરધા પરધી આંખો ઉઘાડી અને જરા આમ તેમ જોવાનો પ્રયત્ન કર્યો. પણ તરતજ તેમની આંખો પાછી બંધ થઈ ગઈ, તેમણે અર્ધજાગૃતાવસ્થામાં સાંભળ્યું, કે જાણે કોઈ ચાવી ફેરવતું હોય, તેવો અવાજ આવતો હતો. તેમને એમપણ લાગ્યું, કે શયનગૃહમાં કોઈ માણસે પ્રવેશ કર્યો છે અને તે વ્યક્તિ ઘરમાં કાંઇક કામ કરી રહી છે. તેમણે એ માણસને તેમના પલંગ પાસે આવતું જોયુ. એ અજાણી વ્યક્તિ

તેમના ઓશિકા પાસે ગઈ. અને ઓશિકા ઉપર હાથ નાંખી ઓશિકું ઉંચક્યું પણ ખરૂં! કૃષ્ણકાન્ત અફીણની નિશામાં ચકચુર બની ગયા હતા! તેઓ પુરા ઉંઘમાં ન હતા. તેમ પુરા જાગૃત પણ ન હતા. તેઓ આ પ્રવૃત્તિનો કશોપણ ભેદ પામી શક્યા નહિ. તેમના મનમાં, કોઈ માણસ પોતાના ઓરડામાં આવીને, કાંઈક ભેદી પ્રવૃત્તિ કરી રહ્યું છે, એવી શંકા પણ ન થઈ. ઓરડામાં પ્રકાશનો સર્વથા અભાવ હતો. કૃષ્ણકાન્ત આ મામલાનો ભેદ સમજી શક્યા નહિ. તેઓ કોઈવાર ઝોકું આવતા ઉંઘી જતા હતા, તો વળી કોઈવાર ઝોકું ભાંગતા જાગી ઉઠતા. જાગૃત હોવા છતાં અફીણની નિશાને લીધે, તેમની આંખો તો બંધની બંધજ રહેતી! એકવાર તેમના નેત્રો ખુલી ગયા. તેમને અંધકારમાં ઓરડામાં કોઈક માણસ ફરી રહ્યો હોય, એવો ભાસ થયો. પણ તરતજ પાછા તેઓ તંદ્રામાં પડ્યા. તેમને લાગ્યું, કે હરિબાબુ ઘોષના દાવામાં પોતે એક ખોટી એફીડેવીડ રજુ કરી હતી; એ ગુન્હાની સજા તરીકે તેમને કારાવાસની સજા થઈ હતી; અને તેથી તેઓ ઘોર અંધકારભરી જેલમાં પડ્યા હતા!!

થોડીવારમાં કોઈએ તાળામાં ચાવી નાંખી હોય અને ચાવી ફેરવી, કળ ઉંઘાડી, બારણું ખોલ્યું હોય, એવો અવાજ તેમણે સાંભળ્યો. તેમણે તરતજ વિચાર કર્યો: "ઓહ! જેલરે આવી મારી જેલનું બારણું બંધ કરી દીધું!" થોડી ક્ષણોમાં તેઓ એકદમ ચમકી ઉઠ્યા. કૃષ્ણકાન્ત તેમના હાથમાંનો હુક્કો શોધવા લાગ્યા, પણ હુક્કો મળ્યો નહિ. તેમનો હુક્કો આમ વારંવાર ખોવાઈ જતો અને હરિ નામનો તેમનો નોકર આવીને પાછો હુક્કો શોધી કાઢી તેમના હાથમાં આપતો. એ રીતે હરિને બૂમ મારવાની તેમને ટેવ પડી ગઈ હતી. ટેવ પ્રમાણે તેમણે આજે પણ મોટેથી બૂમ મારી : "હરિ!"

કૃષ્ણકાન્ત તેમના હંમેશના શયનગૃહમાં સુતા ન હતા. તેમ બહાર ગેલેરીમાં પણ સુતા ન હતા. ગેલેરી અને શયનગૃહની વચ્ચે બીજો

એક નાનો ઓરડો હતો, તેમાંજ તેઓ નિંદ્રા લેતા હતા. ગેલેરીમાં તેમનો હરિ નામનો નોકર સુતો હતો અને તે અંગરક્ષક તરીકેજ બાબુજીની સેવા બજાવતો હતો. એ સિવાય આખા વિશાળ ભાગમાં બીજું કોઈ સુતું ન હતું. કૃષ્ણકાન્તે બૂમ મારીઃ "હરિ."

કૃષ્ણકાન્તે ફરી એકવાર હરિને બૂમ મારી અને તેઓ ફરીથી અફીણના ઘેનમાં ઝોકા લેવા લાગ્યા. આજ વખતે તેમના અસલ વીલને પગ થયા હતા. અસલ વીલ, તેમનું ઘર ત્યાગીને ચાલી ગયું હતું, અને તેને સ્થાને પેલું બનાવટી વીલ આવીને જેવીને તેવી હાલતમાં, ગોઠવાઈ ગયું હતું !!

# ૫

આજે રોહિણી ઘરમાં બેઠી બેઠી રાંધતી હતી. હરલાલ બહાર ઉભો ઉભો તેના તરફ જોઈ રહ્યો હતો. આજે બ્રહ્માનંદ ઘેરે ન હતો. હરલાલ ધીરે ધીરે રોહિણીની પાસે ગયો. રોહિણીએ હરલાલની સામે, જોયું પણ નહિ.

હરલાલ બોલ્યો: " રોહિણી, આમ તો જુઓ. બે મિનીટમાં તપેલી કંઇ ભાંગી જવાની નથી."

રોહિણીએ હરલાલની સામે જોયું. તેણે કાંઈ જવાબ આપ્યો નહિ. ફક્ત મૃદુ હાસ્ય કર્યું.

હરલાલે પુછ્યું: "શું કરો છો! રોહિણી."

રોહિણીએ ચોરી આણેલું વીલ બહાર કાઢ્યું અને હરલાલને જોવા આપ્યું. હરલાલે વીલ વાંચી જોયું. એજ કૃષ્ણકાન્તનું અસલ વીલ હતું.

હરલાલે મધુર હાસ્ય કરતાં પુછ્યું: “રોહિણી! આ વીલ તમે કેવી રીતે લઇ આવી શક્યાં?”

રોહિણીએ પોતાની વાત શરૂ કરી. તેણે સત્ય ઘટના છુપાવી રાખી, અને જાણે એક કલ્પીત નવલકથા રચતી હોય, તે ઢબે કહ્યું, “વીલ કેવી રીતે લઇ આવી તે હું હમણાંજ કહું છું.” એમ કહી તેણે હરલાલના હાથમાંનું વીલ લઇ લીધું. તેણે તે વીલ એક ખુમચામાં મુંક્યું, તેમાંથી તે ઝપાટાબંધ ઉંચકી લીધું, અને અંદર ચાલવા માંડ્યુ.

રોહિણી બોલી; “જુઓ આમ વીલ પડ્યું હતું, તે ઉંચકીને મેં ચાલતી પકડી હતી.” એમ બોલતાં બોલતાં તે અંદર ચાલી ગઇ. રોહિણી પાછી આવી, ત્યારે તેના હાથમાં વીલ નહોતું. રોહિણીના હાથમાં વીલ ન જોવાથી, હરલાલ વિચારમાં પડી ગયો. તેણે પુછ્યું: “રોહિણી! વીલ ક્યાં મુકી આવ્યા?”

રોહિણી બોલી: “પેટીમાં મુકી પેટી બંધ કરી દીધી છે.”

હરલાલે કહ્યું: “પેટીમાં શા માટે મુકી દીધું? મારે તો હમણાંજ જવું છે.”

રોહિણી બોલી: “હમણાંજ જવાના? એટલી બધી ઉતાવળ કરવાનું કંઈ કારણ?”

હરલાલે કહ્યું, “મને રોકાવાને બીલકુલ વખત નથી.”

“તો ભલે જાઓ.”

“પણ વીલ!”

“મારી પાસે છો પડી રહ્યું.”

હરલાલે કહ્યું, “એમ કેમ બને? વીલ મને આપશો ને?”

“એટલી બધી શી ઉતાવળ છે? મારી પાસે હોય, કે તમારી પાસે હોય એ બધું સરખુંજ છે.”

“એમ કેમ બોલો છો? જો વીલ મને આપવું નહોતું, તો પછી તે ઉઠાવી લાવવાની શી જરૂર હતી?”

રોહિણી બોલી, "મેં તમારે માટેજ વીલ ચોરી આણ્યું છે, અને તે તમારેજ માટે સાચવી રાખ્યું છે. તમે જ્યારે કોઈ વિધવા સ્ત્રી સાથે લગ્ન કરશો, ત્યારે તમારી સ્ત્રીને એ વીલ આપી દઈશ. જો હું વીલ હમણાંજ તમારા હાથમાં આપીશ, તો તમે તે લઇને ફેંકી દેશો."

રોહિણી ઘણી સુંદર સ્ત્રી હતી. તે આવો પ્રપંચ કરશે; એની હરલાલને કલ્પના પણ નહોતી. રોહિણીનો પ્રપંચ હરલાલના ખ્યાલમાં આવી ગયો.

હરલાલ બોલ્યો, "આ શુ બોલો છો, રોહીણિ ? તમે માગો એટલા રૂપિયા આપી દેવા હું તૈયાર છું. પણ મને વીલ આપી દો."

રોહિણી ચતુર સ્ત્રી હતી. તે બોલી, "લાખ રૂપીઆ આપશો, તો પણ તે નહિ બને. તમે જેને માટે વીલની ચોરી કરાવી છે, તેનેજ તે મળશે."

હરલાલ બોલ્યો, "રોહિણી તમે જેટલાં સુંદર છે, એટલાંજ મુર્ખ છો. બનાવટી વીલ મેં તૈયાર કર્યું છે અને મારા લાભની ખાતર મેં તેની ચોરી કરાવી છે. માટે તે હવે તમારે મને આપવુંજ જોઇએ. તમે કોને માટે એ વીલ સાચવી રાખો છો ?"

રોહિણીનો ચહેરો ફીકો પડી ગયો. તેણે માથું નીચે નમાવી દીધું.

હરલાલ બોલ્યો, "હું ગમે તેવો છું, પણ કૃષ્ણકાન્તનો દીકરો છું. તમારી ઇચ્છા મારી જોડે લગ્ન કરવાની હોય, પણ હું તમારી માગણી કદી સ્વીકારીશ નહિ. જે સ્ત્રીએ બીજાના ઘરમાં જઈ ચોરી કરી છે, તે સ્ત્રીને શું હું મારી પત્ની બનાવી શકું ? નહિ, તે કદી નહિ બને."

રોહિણીનું કોમળ મુખ લાલચોળ બની ગયું. તેણે મોઢા પરનો ઘુમટો જરા ઉંચે ચઢાવ્યો, અને તે મંદ પણ કીન્નાખોર દ્રષ્ટિએ હરલાલ સામે જોઈ રહી.

રોહિણી ક્રોધભર્યા અવાજે બોલી, "શું હું ચોર છું અને તમે

સાધુ છો ? શું મારી પાસે તમેજ ચોરી કરાવી નથી ? જો હું ચોરી કરૂં અને વીલ તમને લાવી આપું, તો મારી સાથે લગ્ન કરવાની તમે મને આશા ન્હોતી આપી ? મારી પાસે આવું કામ કરાવીને હવે એક નિર્દોષ અને ભોળી સ્ત્રીને દગો આપો છો ! અને પાછા મારી નિંદા કરો છો ? તમે બનાવટી વીલ તૈયાર કર્યું, મારી પાસે તેની ચોરી કરાવી; શું આ શઠતા અને જુઠ્ઠાણાનો કદી જોટો મળી શકે ખરો ? આ બધા પાપો કૃષ્ણકાન્ત રાયના પુત્ર થઇને તમે તમારે હાથે કર્યાં, અને હવે કહો છો, કે હુ તમારે લાયક નથી. તમારા જેવા નીચની પત્ની થાય, તે ખરેખર નસીબફુટી મહિલાજ હોવી જોઇએ ! જો તમે સ્ત્રી હોત, તો હું તમને એક લાત મારીને ઘરની બહાર ફેંકી દેત. પણ તમે પુરૂષ છો, એટલા માટે કહું છું કે જાઓ, ચાલ્યા જાઓ. મારા ઘરમાં ઉભા ન રહો"

હરલાલે વિચાર કર્યો: "જે થયું તે ઠીક થયું." તે ઉઠીને ચાલતો થયો; જતાં જતાં તેણે વારંવાર રોહિણી સામે જોયું, અને મંદ મંદ હાસ્ય કર્યું. રોહિણીને પણ એમ લાગ્યું, કે " જે બન્યુ હતું, તે બરાબર હતું." ગુસ્સામાં આવી જવાથી રોહિણીનો સુંદર કેશકલાપ છૂટી ગયો હતો. તેણે ફરીથી અંબોડો બાંધી લીધો, અને રસોઈ કરવા માંડી. તેનું ચિત્ત અસ્વસ્થ હતું. અશાંત હતું. તેની આંખોમાંથી અત્યારે આંસુ ટપકી રહ્યા હતા.

૬

હે વસંતની કોયલ! તમે ખૂબ ટહુકો! પેટ ભરીને ટહુકી લો! તમારો ટહુકો ખરેખર સુંદર છે. એથી અમને કોઈપણ જાતની પીડા થતી નથી. પણ મારી તમને એક વિનતી છે, કે સમય પારખીને ટહુકો કરો. સારે નરસે પ્રસંગે ગમે ત્યારે ટહુકો કરો છો, એ કંઈ ઠીક નથી. જુઓ: મેં મહામુશ્કેલીએ ખડીઓકલમ ભેગાં કર્યાં છે અને તેનાથી પણ વધારે મહેનત લઈ, મન સ્થીર કરી, હું કૃષ્ણકાન્તનુ વીલ નામની નવલકથા લખવા બેઠો છું. બરાબર એજ સમયે તમે મધુર ટહુકો કર્યો. તમારો સ્વર ઘણો મીઠો છે. એ હું કબુલ કરૂં છું, પણ કોઈનો સ્વર મીઠો હોય, એટલા માટેજ તેને બોલવાનો કંઈ અધીકાર મળી જતો નથી. તમારો સ્વર ગમે એવો મીઠો હોય; તેથી મને કંઈ ફાયદો થવાનો નથી. તમારા અવાજથી મારા સફેદ

દુધ જેવા કાગળમાં–ધ્યાનચૂક થવાથી વારેવારે શાહીના ડપકા પડી જાય છે. કહો જોઉં તમારો આ આનંદ મારા સિવાય અન્યને માટે ઉલ્લાસને બદલે આઘાતકર્તા નીવડે એ તમે પસંદ કરો છો વારૂ ?

તમે કહેશો–જવાબ વાળશો કે : 'ના, ના, એમ બને જ નહિ. મારો કોકિલ મધુર ટહુકાર જગતના જીવ માત્રને રસતરબોળ કરે છે. એમાં કર્કશતા કે કઠોરતાનો અંશ નથી, કિન્તુ કોમળતા ને માધુર્યનાં અમૃત–સિંચન છે.

હું કહું છું, કોકિલા! તમારી માન્યતા અધુરી–ભૂલભરી છે! તમારા ટહુકારા કંઇકના કુણા કાળજામાં ભૂતકાલીન યાદદાસ્ત તાજી કરાવી મર્મવેધક પ્રહારોની ગરજ સારે છે. મારી આ દલીલના આધારમાં હું તમને એક સંગીન–જીવતો જાગતો પુરાવો પૂરો પાડું છું. જુઓ... જરા વનવેલની ઘટાને ઓથેથી તમારી શ્યામ છતાં સુડોળ ગરદન સહેજ બહાર કાઢી સામે નજર કરો.

માલથી છલાછલ ભરેલું વહાણ જેમ સાગરને ચાંપતું–ચોળતું ડોલતું–લહેરાતું, મંદ ચાલે આગળ ચાલે છે, તેજ પ્રમાણે ઠમક ઠમક ચમક ચમક કરતી એ પરમ રૂપવતી રમણી સરોવર પંથે જળ ભરવાને જઈ રહી છે. એ છે કૃષ્ણકાન્તનું વીલ લખનાર બ્રહ્માનંદના ભાઈની બાળવિધવા પુત્રી રોહિણી !

બરાબર એજ સમયે બકુલના વૃક્ષ ઉપર બેઠેલી વસંતની કોકીલા ટહુકી : "કુહુ...કુહુ..."

રોહિણીએ ચારે દિશાએ દૃષ્ટિ ફેરવીને જોયું.

કોયલના એ મધુર ટહુકાએ એનું હૃદય રંજન કરવાને બદલે વીંધી નાખ્યું. તે ગુસ્સાથી બોલી : "બસ કર, કાળમુખી ! વ્યર્થ ટહુક ટહુક ન કર." એટલું કહીને તે આગળ ચાલી ગઈ. પણ એનો કાળજાવેધક ટહુકો એનાં અંતરમાંથી દૂર થયો નહિ. કેવળ અયોગ્ય સમયે જ ટહુકી ઉઠવાથી એ મધુર ટહુકો અત્યારે એને વેધક

થઈ પડયો હતો. રોહીણી—એક ગરીબ યુવાન વિધવા યુવતી પાણી ભરવા જતી હતી, એ વખતે શું કોયલ ટહુકવાને માટે વ્યાજબી હતી? નહિ જ. જરાય નહિ. કારણ કે એ કોયલનો ટહુકો વિરહીની વામાના અંતરમાં કેટલાય જૂનાં વિસ્મૃત સુખદ સંસ્મરણોની યાદ ફરી તાજી કરવાને સમર્થ હતો.

ખરેખર આજે તે એક એવું કીમતી રત્ન ગુમાવી બેઠી છે, કે જેના વિના તેનું જીવન સર્વસ્વ લૂંટાઈ ગયું છે. એ રત્નને અને એ સુખી જીવનને તે હવે પાછી મેળવી શકવાની નથી. પોતે એ સુખી જીવન પાછું ન મેળવી શકે? શા માટે ન મેળવી શકે? મેળવી શકે, તો કેવી રીતે મેળવી શકે?" ક્ષણે ક્ષણે અંતરમાં ઉપજતા આ વિવિધ પ્રશ્નો રોહિણીને ગુંચવવા લાગ્યા. રોહિણીનું અણમોલ રત્ન કોઈ સ્થળે ખોવાઈ ગયું હતું. હા! આજે તેને કોઇ રડતા રડતા બૂમ મારી રહ્યું હતું. એ ખોવાએલાં રત્ન વિના તેનું જીવન આજે વૃથા થયું હતું. સુખ ભોગવવાની તેની લાલસા અધુરી જ રહી ગઈ હતી અને એ રત્ન વિના સૃષ્ટિના અનંત સૌંદર્યને તે કોઈપણ રીતે ઉપભોગી શકે એમ હતું જ નહિ.

ફરી તેને કોકિલાનો એનો એજ અવાજ સંભળાયો: "કુહુ...કુહુ...કુહુ." રોહિણીએ ફરીથી આંખો વિસ્ફારિત કરીને ઉંચે જોયું. ઉપર અનંત આકાશ વિસ્તરેલું હતું. જાણે કોયલના ઉપરા—ઉપરી સુમધુર ટહુકાઓથી અખિલ આકાશ ભરાઈ ગયું હતું.

પાસેજ સરોવરને તીરે ગોવિંદલાલની પુષ્પવાટિકા હતી. કોયલના ટહુકાર અને ભ્રમરોના ગુંજારવથી એ વાટિકા ઘડીભર સંગીતમય બની ગઈ હતી. ભાતભાતના પુષ્પોની મધુર સુવાસ પવનની મંદમંદ લહરીમાં સુરમ્ય રીતે પ્રસરી રહી હતી. એક નાનકડી કુંજ-ઘટામાં વેલીઓની શીતળ છાયા નીચે ગોવિંદલાલ ઊભા હતા. તેમના ચંપકવર્ણા ખભા ઉપર લાંબા ભરાવદાર વાળના ગુચ્છાઓ ઝુકી પડયા

હતા. જાણે આ સુંદર દ્રશ્ય જોવાજ પેલી કોયલ એ દેખાવનો પડઘો પાડીને, રોહિણીને ચેતવી રહી હતી. એટલામાં કોયલ ફરી એક વાર આશોક વૃક્ષ ઉપર ટહુકી ઉઠી : "કુ હું..."

આ વખતે રોહિણી ઘડો લઈને સરોવરનાં પગથીઆં ઉતરી રહી હતી. એણે ઠેઠ નીચે ઉતરી ઘુંટણ સુધીના પગ પાણીમાં રાખી છેક છેલ્લા પગથીઆ ઉપર બેસી પેલો ઘડો પાણીમાં ડુબાડયો. ઘડો પાણીમાં ડુબતાંજ એને કાને કોયલનો ટહુકાર પુનઃ અથડાયો અને તેની સાથેજ એની આંખોમાંથી આંસુની વેગવંત ધારા વહી નીકળી.

રોહિણી રડતી હતી. શા માટે? શી ખબર? સ્ત્રી હૃદયની એ છૂપી વ્યથા કેવી રીતે સમજાય વારૂ? છતાં એટલું તો જાણે ચોક્કસ હતું કે એ અણસમજુ કોયલેજ એના ટહુકાથી એનું કાળજું વિંધી નાખીને એને અત્યારે રડાવી હતી.

રોહીણી જે સરોવરે પાણી ભરવા આવી હતી, એ ઘણું મોટું હતું. જાણે લીલાં રંગનાં ચોકઠામાં એક સુંદર સ્વચ્છ ચકચકતો અરીસો મઢી લીધો હોય એમ એ સરોવર લીલાં ઘાસથી ચારે બાજુએથી વિંટાઈ સુશોભિત બન્યું હતું. એની બેઉ બાજુએ કિનારેથી થોડે થોડે દૂર સુખવાસી શ્રીમંતોના બગીચાઓ બનાવેલા હતા. એ ધનવાન શેઠીઆઓની નાની મોટી પુષ્પ-વાટિકાઓની બરોબર વચ્ચોવચ્ચ આ સરોવર જાણે વિશાળ સમુદ્રમાં આવેલાં કોઈ એકાદ સુંદર ટાપુની માફક મનોહર રીતે શોભી રહ્યું હતું. એ બંગલાઓ, બગીચાઓ, એમાં આવેલા વૃક્ષો, પર્ણો, ફૂલો વગેરે સહુ કોઈ પોતાની ભભકને આંજી નાખતા રોહીણીનાં એ સ્નિગ્ધ સૌન્દર્યનું પાન કરી રહ્યા હતા!

વૃક્ષવેલીઓથી ભરચક એવા એ ઉદ્યાનમાં, હીરાની કલગી જેવા સફેદ દુધ સમા બંગલાઓ મંદ મંદ હસતા ઉભા હતા અને સુર્યનો સંધ્યાકાળનો વેરાતો પ્રકાશ ઝીલી લઈ વારે વારે ચમકી ઉઠતા હતા.

એ નીલવર્ણું આકાશની નીચે, એ કાચ જેવા નિર્મળ જળભર્યાં સરોવરને કાંઠે, કોયલરાણીના ટહુકાથી રોહિણીનાં કોમળ મનમાં, કોના સંબંધમાં કેવા તરંગો ઉઠી રહ્યા હતા, તે સમજવું કઠીન હતું.

એનાથી થોડેકજ દૂર વનવેલીની ઘટાને ઓથે ઉભેલો ગોવિંદલાલ પણ રોહીણીનાં હૃદયની એ ગુપ્ત મુંઝવણ ઉકેલી શકયો ન હતો. કુસુમભરી લતાની નીચે, વૃક્ષોની શાખાઓથી વિંટાઈ રહેલે એક સ્થળે એ ઉભો હતો, અને જોઈ રહ્યો હતો કે રોહિણી એ નાનકડાં સરોવરની પાળ ઉપર એકલી-અટુલી બેસીને ચોધાર આંસુએ રડી રહી હતી. એણે સ્વગત એકવાર વિચાર કર્યો: "કદાચ મહોલ્લામાંની કોઈ સમવયસ્ક સખી સાથે રોહિણી લડી-ઝઘડીને ચાલી આવી હશે, અને તેનાં કંઈક કટુ વચન સંભારીને ઓછું આવેલ હૈયાની વરાળો અહીં આમ ઠાલવતી બેઠી હશે."

પરંતુ જેમ જેમ વખત વીતતો ગયો, તેમ તેમ રોહીણી શાન્ત રહેવાને બદલે વધુ ને વધુ જોરથી ડુસકાં ભરીને રડવા લાગી. એટલે પછી ગોવિંદલાલની પણ ધીરજ ખૂટી.

એ ધીમે ધીમે પોતાની જગ્યા છોડી એની તરફ-એની પાસે જવા પગલાં ભરવા લાગ્યો. પાંચ સાત ડગલા આગળ વધી એના પગ વળી પાછા અટકયા. પુનઃ એ વિચારના વમળમાં સંડોવાયો.

"રોહીણી શું એમ વિચારી રહી હશે, કે એવા કયા મહા અપરાધને પરિણામે મારાં લલાટમાં આવું કમનસીબ બાલવૈધવ્ય જડાયું હશે? સંસારના અન્ય માનવોને મુકાબલે મેં એવો તે કયો મહા ગંભીર અપરાધ કર્યો હશે, કે સૃષ્ટિના કોઈ પણ સુખ વૈભવ ભોગવવાને હું લાયક જ રહી નથી? મારા એવા કયા ભયાનક પાપે કુદરતે અને સમાજે વિધવાપણા રૂપે, મને છતે યૌવને, કેવળ લાકડા જેવું શુષ્ક અને રસહીન જીવન જીવવાની ફરજ પાડી હશે?" આમ એક તરફ ગોવિંદલાલનાં હૃદયમાં જે પ્રકારના તરંગો ઉછળી રહ્યા હતા, લગભગ તેવાજ તરંગોની હારમાળા રોહીણીનાં મસ્તકને પણ સંતાપી રહી હતી.

"...ગોવિંદલાલની સ્ત્રી માને છે કે હું પુરેપુરી સુખી અને બહુજ ભાગ્યશાળી છું. પણ મારી અંતરવ્યથા એ ક્યાંથી ઉકેલી શકે? હું નથી સમજી શકતી કે એ મારા કરતા કઇ બાબતમાં ચઢિઆતી છે? કયા પુણ્યના ફળ રૂપે એના ભાગ્યમાં સુખ ભોગવવાનું જડાયું છે અને મારાં ભાગ્યમાં સુખને નામે શુન્ય લખાયું છે? હાય! બીજાનું સુખ જોઈ હું બળતી નથી, પણ સુખોને શોધવાના મારા દશે દરવાજા શા માટે બંધ કરી દેવામાં આવ્યા છે? હું આ અસુખી અને શુષ્ક જીવન જીવીને પણ શું કરૂં?"

ગમે તેવી પણ આખરે રોહીણી એક સામાન્ય અબળા હતી. ઇર્ષાનો થોડો ઘણો અંશ એનામાં પણ હતોજ. એ કલ્પાંત કરતી હતી, ત્યારે સાક્ષાત્ કરૂણાની મૂર્તિ જેવી લાગતી. વળી એ પોતે સ્વભાવની પણ એટલી નાજુક હતી કે અન્ય કોઈ નિરાધાર અને દુઃખી માનવને રડતો નિહાળીને તરતજ રડી પડતી. અને શું મનુષ્ય પોતાનાજ એક સજાતિય માનવ પ્રાણીને રડતું નિહાળીને, રડવા જેટલી કરૂણાશીલતા દર્શાવે, એ કંઇ અતિશયોક્તિભર્યું છે કે?

સરોવર તીરે કપાળે હાથ મૂકીને બેઠેલી રોહીણી ડુસકાં ભરી રહી હતી, ત્યારે તેનું જળ વિનાનું બેડું પવનના ઝપાટાને લીધે પાણીની સપાટી ઉપર નાચી રહ્યું હતું!

આમને આમ થોડીજ વારમાં સાંજ પડવા આવી. ન રોહીણી પોતાની જગ્યાએથી હાલી ચાલી કે ન ગોવિંદલાલ પોતાને સ્થાનેથી એક પણ કદમ આગળ વધ્યો. સમય ઝપાટાબંધ વીતતો ચાલ્યો. થોડીવારમાં—જોતજોતામાં સૂર્ય અસ્ત થઈ ગયો અને કાળા આકાશની કાળી છાયાએ સરોવરનાં જળને પણ શ્યામ બનાવી દીધું. આખા સંસારને અંધકાર વીટી વળ્યો. પક્ષીઓ ઉડી ઉડીને વૃક્ષ પલ્લવોમાં નિર્ભય સ્થાને છુપાઈ ગયા. ગૃહોનો મંદમંદ પ્રકાશ ધીમે ધીમે જગત ઉપર પથરાવા લાગ્યો. છેવટે ચંદ્ર ઉગ્યો અને અંધકારની ઉપર ચાંદનીએ, તેનો કોમળ હાથ ફેરવી, તેને અજવાળાનાં અમૃત પાઈ દીધાં.

છતાં એ ભગ્નહૃદયી રોહિણી હજી પણ માથે હાથ દઇને બેઠી બેઠી આક્રંદ કરી રહી હતી. એની તરફ જોઈ રહેલો ગોવિંદલાલ પણ આખરે થાક્યો. એણે પગ ઉપાડ્યા.

આવી અંધકારભરી રાત્રીએ રોહિણી નિર્જન સ્થાને બેસીને આટલા લાંબા સમયથી હજુ રડી રહી હતી, એ વિચારે એને બહુ લાગી આવ્યું. એનું દીલ કહેવા લાગ્યું : "રોહિણી ભલે ચરિત્રશીલ હો અથવા તો ચરિત્રહીન, પણ તે પરમ પિતા પરમાત્માનું જ એક સંતાન છે. સંસારરૂપી રંગભૂમિ ઉપર પ્રગટેલા જીવનદીપનું એ પણ એક ઇશ્વિરપ્રેરિત પતંગીયું છે અને હું પણ એજ પરમાત્માએ મોકલેલો જગતભૂમિનો પતંગ છું. અર્થાત્ રોહિણી મારી ભગિની છે. જો હું એ અભાગીનીનું સંકટ ટાળી શકતો હોઉં તો શા માટે મારે તેમ ન કરવું જોઇએ ?"

પાસે જઈ–પ્રશ્ન પૂછવાની–આશ્વાસન આપવાની ઇચ્છા વૃદ્ધિગંત થઈ. આવેશમાં ને આવેશમાં એણે પગ ઉપાડયા. એક પછી એક સરોવરના પગથીઆ એણે ઉતરવા માંડયા. ચંપકવરણા ચંદ્રકિરણોમાં, ચંપકવરણો ગોવિંદલાલ એ ચંપકવરણી પ્રતિમા તુલ્ય રોહિણીની પાછળ આવી ઉભો. એટલામાં રોહિણીની નજર પાછળ જતાંજ તેણે એમને જોયા. જોતાંજ તે એકદમ ચમકી ઉઠી !

ગોવિંદલાલ બોલ્યા : "રોહિણી ! તમે આવા નિર્જન સ્થળે આ વખતે એકલાં બેસીને કેમ રડો છો વારૂ ?"

જવાબમાં માત્ર રોહિણી ઉઠીને ઉભી થઈ ગઈ. તેણે મોઢેથી કશો જ ઉત્તર આપ્યો નહિ.

ગોવિંદલાલે પુનઃ પ્રશ્ન કર્યો : "રોહિણી, શું તમને દુઃખ છે ? જો તમને કંઈ દુઃખ હોય, અને તે દુઃખ અમારી પાસે વ્યક્ત કરો, તો કદાચ તમારૂં એ દુઃખ ટાળવાનો પણ અમે પ્રયત્ન કરી જોઇએ. બોલ્યા વિના તે તમારી માનસીક વ્યથાની કેમ કરી ખબર પડે ?"

ગોવિંદલાલના આ લાગણીભર્યા પ્રશ્નનો પણ રોહિણીએ કંઈજ જવાબ ન આપ્યો. જે રોહીણી હરલાલની આગળ ધાણી ફૂટતી હોય એવી જીભે પટપટારો કરી મૂકતી હતી, તેજ રોહિણી ગોવિંદલાલની આગળ નરમ ઘેંસ જેવી બની જઈ મુંગી થઈને ઉભી રહી. તે જવાબ પણ ન આપી શકી; અને જાણે સરોવરની પાળ ઉપર આરસપહાણની મનોહર પુતળી જ ન ગોઠવી રાખી હોય, તેમ સરોવરની શોભામાં અભિવૃદ્ધિ કરવા લાગી!

સ્થાપત્યકળાનો સુંદર નમુનો હોય એવી પ્રતિમા પેરે ઉભી રહેલી રોહિણીની છાયા સરોવરમાં પણ પડી રહી હતી. ગોવિંદલાલે સરોવરના હાલતા પાણી ઉપર રોહીણીની એ છાયા જોઈ. એ છાયા ચંદ્રના કિરણો અને સરોવરના કિનારાના પુષ્પભર્યા વૃક્ષોની છાયાથી ઘેરાઈ ગએલી હતી.

ગોવિંદલાલ આંખો ભરી ભરીને એ હૃદયંગમ દેખાવ ઘડીભર જોઇ રહ્યા. એમને લાગ્યું: "આહા! સૃષ્ટિ કેવી સુંદર છે? ફક્ત સૃષ્ટિમાં કોઈ અસુંદર જેવી ચીજ હોય, તો તે માત્ર નિર્દયતાજ છે. સૃષ્ટિ દયા અને કરૂણાથી ભરપુર છે, જ્યારે મનુષ્ય દયા અને કરૂણાથી રહિત છે." ગોવિંદલાલનાં અંતરમાં ઉપજેલા વિચારો સૃષ્ટિદેવીના હાર્દરૂપે અંકિત થએલું મહા સત્યજ વ્યકત કરતા હતા. એમણે ફરીથી રોહિણીને વિનયપુર્વક પૂછ્યું: "તમને જો કોઈ વાતનું દુઃખ હોય, તો તે છુપાવી રાખવાની જરૂર નથી. આજે અત્યારે—અહીંજ કહેવું ઠીક ન લાગે, તો કાલે ઘેર નિરાંતે કહેજો. અગર જો મને કહેતા શરમ લાગતી હોય તો મારી પત્નીને કહેજો. અને તેની મારફત મને જાણ કરજો. ગમે એમ પણ જો તમે તમારૂં દુઃખ મોકળે મને જણાવવા કૃપા કરશો, તો હું જરૂર એને દૂર કરવા મારાથી બની શકે એટલા પ્રયત્નો કરવા ચૂકીશ નહિ."

ગોવિંદલાલના આટઆટલા અનુકંપાભર્યા ઉદ્ગારો સાંભળ્યા પછી રોહીણીથી મુંગા ન રહેવાયું. એ બોલી: "આજ તો મને મારૂ

કરો. મહાનુભાવ, હું એક દિવસ મારું દુઃખ અવશ્ય આપને કાને નાખીશ. અને તે વખતે તમારે મારું એ સંકટ સાંભળવુંજ પડશે, એને અંગે સહૃદયતા દાખવવીજ પડશે, એટલુંજ નહિ પણ એને જડમૂળથી નાબુદ કરવા મને જોઇતો સહકાર પણ જરૂર આપવો પડશે."

ગોવિંદલાલ બોલ્યો: "હું તને એ બાબતની ખાત્રી આપું છું રોહીણી."

હવે બેમાંથી કોઇને કાંઈ વિશેષ કહેવા કરવાનું બાકી ન્હોતું રહ્યું. ગોવિંદલાલે ઘણું મોડું થઈ જવાથી ઘેર તરફ ચાલવા માંડયું. રોહિણીએ પણ હવે ઘડો જોરથી પાણીમાં દબાવ્યો. ઘડો બુડ બુડ અવાજ કરવા લાગ્યો. જાણે કોઈ મહાન સંકટમાં આવી પડવાથી રોહિણીની માફક મોટે સાદે ડુસકાં ભરી ભરીને તે રોઈ રહ્યો હતો. સંસર્ગનો પાસ લાગે એ તો સ્વાભાવિક વાત છે!

કુદરતનો નિયમ છે કે કોઇ માટીનો ઘડો હો, યા માનવદેહ રૂપી જીવતો ઘડો હો, પણ જ્યારે એ ખાલી ઘડામાં પાણી ભરાય છે, ત્યારે એ ઘડો એજ રીતે બૂમરાણ મચાવી મૂકીને પોતાની આપત્તિ અથવા અસ્વસ્થતા જાહેર કરી દે છે અને કોલાહલ અને ગોટાળો મચાવી મૂકે છે!

એમજ અંતે એ ખાલી બેડું પુરૂં ભરાઈ ગયું. રોહિણી એ જળભર્યો ઘડો લઈને ઉઠી. તેણે પોતાનાં ભીનાં વસ્ત્રો સમારીને સરખાં કર્યાં, પછી એ ધીરે ધીરે ઘર તરફ ચાલવા લાગી.

એની લહેંકાતી ચાલે ઉંચુંનીચું થઇ એનાં કાળા ભમ્મર જેવા કેશકલાપ પર આછું આછું ઘડામાંનું પાણી છલકાવા લાગ્યું. એની સાથે ઘડાના કાંઠાને ટકવેલા રોહિણીના હાથની બંગડીઓના અવાજનું પણ ગુંજન થવા લાગ્યું. ઘડામાંના પાણીના છલક છલક છલકાટે ને હાથ પરની બંગડીઓના ઠનક ઠનક અવાજે કેમ જાણે પોતપોતાની સાંકેતીક ભાષામાં વાર્તાલાપ શરૂ કર્યો. રોહિણીનું અંતર પણ એ વાર્તાલાપમાં ભાગ લેવા–સૂર પુરવા લાગ્યું.

રોહિણીનું મન બોલ્યું: "વીલની ચોરી કરવાનું કામ સારું કે..."

ઘડામાંના જળે ખખડીને જવાબ આપ્યો: "ઠનક! ઠનક! નહિ! નહિ!"

રોહિણીનું મન જાણે ફરી બોલ્યું: "મેં મૂર્ખીએ એ ઠીક તો નજ કર્યું."

પાણીએ પ્રતિ ઉત્તર વાળ્યોઃ "ઠનક ઠનક! નહિ નહિ!"

રોહિણીનું હૈયું પોકારી ઉઠયું: "પણ હવે એનો શો ઉપાય?"

જાણે પાણીએ એને પાછો પ્રત્યુત્તર દીધો: "ઠિનિક ઠિનિક! ઉપાય બતાવું, દોરીનો આસરો લે."

આ રસિક વાર્તાલાપ વધુ લંબાય ત્યાં તો ઘર આવી રહ્યું.

# ૮

આજે સવારે રોહિણીએ ખૂબ ઝપાટાબંધ અને ઘણીજ વહેલી રસોઇ તૈયાર કરી નાખી. તેણે બ્રહ્માનંદને જમાડયો અને પછી પોતે જમ્યા વગરજ શય્યાગ્રહમાં જઇને પલંગ ઉપર આડી પડી. શું તેને ઉંઘ આવતી હતી? નહિ! આંખોમાં નિદ્રાનું તો નામ-નિશાન ન્હોતું. પણ ચિંતાથી તેનું મન વ્યાકુળ બની ગયું હતું અને તેથીજ શાંતિ મેળવવા તે સુઇ ગઇ હતી.

આપણાં તત્વજ્ઞાનભર્યાં ધર્મશાસ્ત્રોમાં માનવ જીવન સાથે રમત રમતી બે સ્ત્રીઓ કલ્પાયલી છે. સુમતિ નામની દેવકન્યા છે અને બીજી કુમતિ નામની રાક્ષસી છે. આ સુમતિ અને કુમતિ હંમેશાં માનવ-અંતરમાં પ્રવાસ કર્યાજ કરે છે, અને ત્યાં સર્વદા એકબીજા સાથે યુદ્ધ પણ કર્યા કરે છે.

જો કે, બે વાઘણો તો ગૌમાતાના મૃત દેહને જોઈને તે લેવાને માટે પરસ્પર લડે છે; બે શિયાળણો મનુષ્યના મૃત દેહને જોઇને તે

મેળવવા માટે લડે છે; પણ સુમતિ અને કુમતિ તો મનુષ્ય જીવતો હોય ત્યારથીજ તેને ભરખી ખાવાને માટે લડવા મંડી જાય છે! આજ એજ રીતે આ નિર્જન ઘરમાં રોહિણીનો કબજો મેળવવા માટે સુમતિ અને કુમતિએ પોતાના સ્વભાવાનુસાર ઘોર સંગ્રામ શરૂ કરી દીધો હતો.

સુમતિ બોલી: "આવા માનવીનો પણ શું સર્વ નાશ થઈ શકે છે?"

કુમતિ બોલી: "એણે હજુ જ્યાં હરલાલને વીલ નથી આપ્યું ત્યાં એનો સર્વનાશ કેવી રીતે થઈ જવાનો હતો?"

સુમતિ બોલી: "ત્યારે કૃષ્ણકાન્તનું વીલ એને ફરી આપી દઉં?"

કુમતિ બોલી: "વાહ! એમ તે વળી થાય કે? કૃષ્ણકાન્ત મને પૂછશે, કે એ વીલ તને કેવી રીતે મળ્યું હતું અને મારી તીજોરીમાં પેલું ખોટું વીલ કેવી રીતે દાખલ થઈ ગયું, તે વખતે હું શો જવાબ આપીશ? શું બ્રહ્માનંદકાકાને અને મને બેઉને જેલમાં મોકલી આપવાનો વિચાર છે?"

સુમતિ બોલી: "તો પછી જરા હિંમત રાખી એ બધી વાત ગોવિંદલાલનેજ શા માટે કહી દેતી નથી? એ દીલના દયાળુ છે. જો બધી વાત તેમને યોગ્ય ખુલાસા સાથે સમજાવી દેશે, અને હાથેપગે પડીને તારી આ ભુલ માટે સજળ નયને ને કરૂણ કંઠે સાચાં હૃદયનો પશ્ચાત્તાપ જાહેર કરશે તો જરૂર એ દયાળુ દીલ તને માફી આપી દેશે, એટલુંજ નહિ પણ કોઈ પણ ઉપાયે તને બચાવી લેશે."

કુમતિ બોલી: "એ વાત તો બરાબર છે, પણ આ વાત ગોવિંદલાલ એકલા જાણે એટલુંજ બસ નથી. એ વાત ગમે તે પ્રકારે પણ અંતે કૃષ્ણકાન્તને કાને તો નાખવીજ પડશે. અને કૃષ્ણકાન્ત કેવા ઉદાર સ્વભાવના છે તે તો તું સારી રીતે જાણે છે? કદાચ ક્રોધના માર્યા આવેશભેર એ આ આખી વાત પોલીસમાં જાહેર કરી દે, તો પછી ગોવિંદલાલ મને કેવી રીતે બચાવી શકશે? પણ હાં, એક બીજો રસ્તો છે. જો તારી ધ્યાનમાં ઉતરે તો! કૃષ્ણકાન્ત મરણ પામે ત્યાંસુધી મારે હાલ મુંગે મોઢે બેસીજ રહેવું. એમનાં

મૃત્યુ બાદ મારે પછી તારી સલાહ પ્રમાણે ગોવિંદલાલની પાસે જઈ તેને બધી વાત જણાવી દઈ તેજ વખતે તેને વીલ પણ આપી દઈ ગુન્હાની કરણ કંઠે ક્ષમા માગવી."

સુમતિ બોલી : " તે વખતે વીલ આપી દેવું એ તો કેવળ વૃથા છે. છે. કારણ કે કૃષ્ણકાન્તનાં મરણ પછી તેનાં ઘરમાંથી જે વીલ નીકળશે, તેજ વીલ સરકાર દરબારે સાચા વીલ તરીકે મનાશે. જો તે વખતે ગોવિંદલાલ આ ખરૂં વીલ જાહેર કરશે, તો તો એ વીલ ખરૂં હોવા છતાં, લોકો એમજ કહેશે, કે ગોવિંદલાલે આ કોઇ બનાવટી વીલ ઉભું કર્યું છે."

કુમતિ બોલી : " તો પછી હવે જે થયું તે ખરૂં; ભવિષ્યમાં જે થવાનું હશે તે થશે. તું તારે ચૂપ થઇને મુંગી મુંગી બેસી રહે, ને જે કંઈ થાય તે ઠંડે કલેજે જોયા કર."

આખરે સુમતિ ચૂપ થઇ ગઇ. તેનો પરાજ્ય થયો. તે પછી સુમતિ અને કુમતિ વચ્ચે સલાહ થઈ ગઈ અને એ બંનેએ સાહેલીઓની પેઠે પરસ્પર મળી–સમજી જઇને એક નવું કાર્ય આરંભી દીધું. નિદ્રાધીન રોહિણીની આંખો આગળ એક નવો દેખાવ પ્રત્યક્ષ થયો. કેમ જાણે એ સ્વપ્નું ન જોઈ રહી હોય! સ્વપ્નામાં રોહિણી સરોવર તીરે ઉભી હતી. એની ચારે બાજુએ નિર્મળ ધવલ ચાંદની ફરી વળી હતી. એ વખતે ચંપકવરણા પુષ્પોનીજ બનાવેલી એક દેવમૂર્તિ આવીને રોહિણીનાં નેત્રો સમક્ષ ખડી થઈ ગઈ.

રોહિણી એકીટસે થોડી ક્ષણ પર્યંત એ દેખાવ નિહાળી રહી. તે પછી એ રોવા લાગી અને સંસ્મરણોથી છલોછલ ભરાએલું તેનું હૈયું, તે અશ્રુજલના છાંટણા છાંટી ધોવા લાગી. રોહિણી રડતી હતી એવામાં એનાં મોઢામાંથી એકાએક નિદ્રાધીન અવસ્થામાં જ " ઓ પ્રભુ...મને માફ કર...મારી ભૂલ થઇ : " એવા શબ્દો નીકળી ગયા. એ બેબાકળી બની જાગી ઉઠી. એનાં ઘેને ભરેલાં નયનોમાંથી નિદ્રા ઉડી ગઇ.

અને પછી આખી રાત એની પાંપણો નજ મિંચાઇ.

હવે તો રોજ રોહિણી એ-સરોવર ઉપર પાણી ભરવાને જતી હતી. એજ ઘડો બગલમાં મારીને રોહિણી સરોવરે આવતી અને હર વખતે એના એજ કોયલના મીઠા ટહુકા એ સાંભળતી. એજ ગોવિંદલાલને પુષ્પ ઉદ્યાનમાં ફરતા નિહાળતી અને દરરોજ એ નિર્બળ હૃદયની ભ્રાન્તીના ભણકારામાંથી જન્મેલી સખીજોડલી સુમતિ અને કુમતિ તેનાં અંતરમાં અવનવા તોફાન મચાવતી!

ઘડીમાં સુમતિ અને કુમતિ વચ્ચે જંગ જામતો, તો ઘડીમાં તેમની બેની વચ્ચે પાછી સુલેહ થઈ જતી! ખરેખર! હૈયાને હીંચોળે ચઢાવતું સુમતિ અને કુમતિનું યુદ્ધ માણસ સહન કરી શકે છે, પરંતુ સુમતિ કુમતિને સુલેહ થઈ જાય છે, એ પ્રસંગ માનવ અંતરને માટે મહા ભયંકર નીવડે છે. સુમતિ અને કુમતિ વચ્ચે સુલેહ થયા પછી, સુમતિ કુમતિનું સ્વરૂપ ધારણ કરે છે, ને કુમતિ સુમતિનું કામ:

સ્વેચ્છાએજ ઉપાડી લે છે. આ વખત તો એવો વિષમ છે, કે સુમતિ કઈ છે અને કુમતિ કઈ છે, તે પણ તે વખતે આપણે ઓળખી શકતા નથી, અને લોકો સુમતિ તરીકે કુમતિને માની લઇને તેનેજ વશ થઈ જાય છે.

એ શક્તિ સુમતિ હો યા કુમતિ હો; ગમે તે હો; પણ કોઈ એક એવી શકિત હતી કે જે શકિત ગોવિંદલાલનું સ્વરૂપ રોહિણીનાં હૃદયપટમાં દિનપ્રતિદિન વધારે અને વધારે ગાઢ સ્વરૂપે અંકિત કરી રહી હતી. રોહિણીનાં હૃદયરૂપી ચિત્રપટ ઉપર ગોવિંદલાલનું ચિત્ર વધારે અને વધારે સુંદર રીતે અંકિત થઈ રહ્યું હતું. ખરેખર ! એ ચિત્રપટ મલિન હતો. ચિત્ર ઉજ્વળ હતું. જેમ જેમ દિવસો પર દિવસો વીતવા લાગ્યા, તેમ તેમ એ ચિત્ર વધારે અને વધારે ઉજ્વળ થવા લાગ્યું. ચિત્રપટ વધારે અને વધારે મલિન થવા લાગ્યો. એ વખતે સંસાર પોતાની આંખોએ રોહિણીને જોવા લાગ્યો; અને પછી ?

હશે, એ વાત જવા દયો. એ જુની વાતો કહેવાની એવી કોઇ જરૂર નથી. ફક્ત એટલું જ કહી નાખવા દયો કે હવે રોહિણીનાં અંતરમાં સાહસ કરીને ગોવિંદલાલ તરફનો પ્રેમાંકૂર અતિ ગુપ્ત રીતે પણ બહુ ધીમે ધીમે મોટો થતો જતો હતો ! અને બીજીવાર આજે કુમતિએ આમ વિજય મેળવ્યો હતો.

આટલા બધા દિવસો પછી રોહિણીમાં આવી કુભાવના કેમ જન્મી હશે, તે સમજી કે સમજાવી શકવી મુશ્કેલ છે. જો કે રોહિણી બહુ જ નાનપણથી ગોવિંદલાલના પરિચય ને સહવાસમાં સેંકડો વાર આવી ચૂકી હતી, પણ કદાપી એકે વાર તેને ગોવિંદલાલ પ્રત્યે પ્રેમ ઉપજ્યો ન હતો, કે તેનું અંતર ગોવિંદલાલ પ્રત્યે આકર્ષાયું ન હતું. પણ આજે પહેલવહેલું તેમ બન્યું ! એ કેમ બન્યું હશે, એ તો ઈશ્વર જ જાણે !

છતાં હા ! પેલી દુષ્ટ કાળી કોયલડીનો ટહુકો ! એજ સરોવર તીરે રોહિણીએ કરેલું રૂદન ! એ સમય ! એ એકાન્ત સ્થળ ! એ પ્રસંગ

થયેલી તેના મનની વિહ્વળ સ્થિતિ! એ વખતે ગોવિંદલાલે દર્શાવેલી વધારે પડતી માયા મમતા! રોહિણીએ વગર દોષે જાણે પોતે ગુન્હેગાર હોય તેમ ગોવિંદલાલ સાથે ચલાવેલું વર્તન! આ બધાજ કારણો કદાચ રોહિણીનાં હૃદયપટ ઉપર ગોવિંદલાલની ગાઢ છાયા પાથરી દેવામાં સફળ નીવડ્યા હોય!

રોહીણી બહુ જ બુદ્ધિશાળી સ્ત્રી હતી. કૃષ્ણકાન્તની વીલની ચોરીનું પાપ તેની માનસીક પીડાને દિવસે દિવસે વધારતું ચાલ્યું. તેને એજ ડર હતો, કે જો તેનું પાપ ભૂલેચૂકે પણ કદાચ ગોવિંદલાલના જાણવામાં આવી જાય તો! તો તો નક્કી મોતજ આવે! એ સરળ ને સત્યપ્રિય સજ્જન એની આ પાપકથા એક વાર કાને પડ્યા પછી કદાપી પણ જીંદગીમાં એનુ મોઢું જ ન જુએ! પછી એને પોતાને ત્યાં આશ્રય આપવાની વાત તો દૂર રહી પરંતુ એને ગામ બહાર હાંકી કઢાવવા જેટલી હદે પણ ઉશ્કેરાતાં એ ન અચકાય! એથી તો બહેતર એજ છે કે વીલ સંબંધમાં જે કંઈ સંજોગાનુસાર બની ગયું છે, તે હવે કોઇને પણ કાને ન નાખતાં મનમાં જ દબાવી રાખવું.

આવા અસ્થિર વિચારોને વમળે અથડાતી કુટાતી રોહીણી અંતે મનમાંની વાત મનમાં જ દબાવી રાખવાના નિર્ણય પર આવી.

પણ જેમ અંદર છુપાએલો અગ્નિ વધારે વેગથી સર્વનાશ કરે છે, તેજ પ્રમાણે રોહિણીનાં અંતરમાં છુપાએલો આ પાપાગ્નિ તેને વધારે અને વધારે પીડા આપવા લાગ્યો, અને તેનું ચિત્ત દગ્ધ થવા લાગ્યું. હવે તેને જીવનભાર વહન કરવો એ પણ દોહ્યલું થઇ પડ્યું. તે રાત દિવસ મનમાં ને મનમાં મોત માગવા લાગી.

આહ્! જગતમાં કેટલા બધા માનવપ્રાણીઓ મનમાં ને મનમાં મૃત્યુની કામના કરે છે વારુ? શું એમની સંખ્યા કોઇપણ ગણી શકે એમ છે ખરું? જેઓ સુખી છે અને જેઓ દુખી છે, તે બંને સંઘમાંના ઘણા માનવપ્રાણીઓ મનમાં ને મનમાં મોતને ઇચ્છી રહ્યા હોય

છે. આ પૃથ્વીનું સુખ તે સુખ નથી. સુખ એ પણ દુઃખમય છે. કોઈપણ સુખ, એ કાંઈ સાચું સુખ નથી, તેમ કોઈ પણ સુખ એ સંપૂર્ણ સુખ નથી. એથીજ પોતાનાં સુખને ઓછું માનીને ઘણા સુખી માણસો પણ મોત માગે છે. જ્યારે બિચારા દુઃખી માણસો પોતાનાં દુઃખનો ભાર સહન કરી શકતા નથી, તેથી મૃત્યુને આમંત્રણ આપે છે.

છતાં એમ માગવાથી કાંઈ મૃત્યુ આવીને સામે ઉભું રહેતું નથી. મોત કોને માટે છે? અર્ધ સુખીને માટે? પૂર્ણ દુખીને માટે? નહિ, નહિ. મોત એવાને માટે નથી. જેઓ સુખી છે, જેઓ મોતને ઇચ્છતા નથી, જેઓ સુંદર છે, જુવાન છે, આશાભર્યા છે, અને જેમની આંખે આ અવની નંદનવન જેવી દેખાય છે, એવા મનુષ્યોને માટે મોત છે! રોહિણી જેવી અપરાધીની ને અભાગીનીઓની પાસે આવવાને માટે મૃત્યુ કાંઈ નવરૂં બેઠું નથી. તેમ બોલાવીને મોતને ઇચ્છામાં આવે ત્યારે આણી શકાય એવી પ્રબળ શકિત કોઇપણ માણસમાં કુદરતે મુકી નથી. એક બાજુએ મોતને બોલાવી શકાય એવી માણસમાં તાકાત નથી, જ્યારે બીજી બાજુએ એક સોય વાગવાથી કે એક ટીપું વધારે દવા પીવાઈ જવાથી આ નશ્વર જીવનનો અંત આવી જાય છે. એવા બનાવો સંખ્યાબંધ બને છે!

જેઓ પોતાને મોઢેથી મોત માંગે છે, તેઓમાંનું પણ કોઈ એક એક સોયનો ઘા સહન કરવાને તૈયાર હોતું નથી, કે ઝેરનું એક ટીપું પીવાનું પણ પસંદ કરતું નથી. અલબત્ત કદાચ સેંકડે બે પાંચ હતભાગી પ્રાણી મૃત્યુની આરાધના એ રીતે પણ કરે છે ખરા, પણ રોહિણી એવા વર્ગમાંની રમણી ન્હોતી. એ આપઘાત કરવાને તૈયાર ન્હોતી.

આ બધામાં રોહિણીને એક માર્ગ ગમ્યો અને તે અવલંબન કરવાનો તેણે નિશ્ચય કર્યો. તેને લાગ્યું, કે બનાવટી વીલ કોઇપણ રીતે અમલમાં આવવું ન જોઈએ. એ માટે પગલાં ભરવાને તેને એક

સરળ ઉપાય જડયો. એને એવો વિચાર આવ્યો કે : " કૃષ્ણકાન્તરાયને પોતે એવી ખબર આપવી જોઈએ, યા કોઈની પાસે અપાવવી જોઈએ, કે એમની તિજોરીમાં જે વીલ છે, તે બનાવટી વીલ છે, અને એમનું વીલ તો ચોરાઇ જવા પામ્યું છે. જો તેમને એ બાબતમાં સંદેહ હોય, તો વીલ જ્યાં મૂક્યું હોય ત્યાંથી બહાર કાઢી તે વાંચીને ખાત્રી કરી લે. વીલની ચોરી કોણે કરી છે, યા પોતે વીલ ચોર્યું છે એ વાતની કશીજ ખબર આપવાની કોઇ જરૂર નથી. ચોરી ગમે તેણે કરી હોય પણ આ વાત સાંભળવાથી કૃષ્ણકાન્તને જરૂર સંદેહ આવશે એટલે તેઓ તિજોરી ઉઘાડીને વીલ કાઢીને વાંચી જોશે અને તેમને લાગશે કે આ વીલ ખોટું છે, એટલે તેઓ વળી પાછું નવું વીલ તૈયાર કરાવશે."

આ રીતે ગોવિંદલાલનાં ધનની ને પોતાની પ્રતિષ્ઠાની રક્ષા કરી શકાશે, તેમ કોઈ માણસ વીલની ચોરી થઇ હતી એ વાત પણ જાણવા નહિ પામશે, એમ એને લાગ્યું. પોતાનાં તરંગી મનમાં ઉપજેલા આ તરંગને કેવી રીતે અમલમાં મૂકવો એ બાબત ઉપર એણે થોડીવાર લાંબો વિચાર કર્યો. ઉંડા વિચારને અંતે તેને એ માર્ગ પણ મુશ્કેલીભર્યો જણાયો. કૃષ્ણકાન્તને બનાવટી વીલ વાંચી જોયા પછી તે નકલી છે એવી ખાતરી તો જરૂર થાય, પણ તેની સાથે સાથે એ બનાવટી વીલ પણ બ્રહ્માનંદે લખ્યું છે, એ વાત પણ તેમની ધ્યાનમાં આવી જતાં વાર નહિ લાગે. અને એમ જણાતાં જ તેઓ બ્રહ્માનંદ ઉપર પગલાં લે અને બ્રહ્માનંદ ભારે વિપત્તિમાં આવી પડે. આખર આવા આવા જાતજાતના વિચારો કરતી રોહિણી અંતે થાકી ને સ્વગત બડબડી કે : " બસ હવે એકજ નિશ્ચય ! તિજોરીમાંનું વીલ બનાવટી છે, એ વાતજ કોઈને કહેવી નહિ, અને અત્યારે જેમ ચાલે છે તેમ જ ચાલવા દેવું."

હરલાલના લોભમાં પડીને, પોતે ગોવિંદલાલનો સર્વનાશ કરવાની કેવી ભયાનક તૈયારી કરી હતી, તેનો હવે જ એને સંપૂર્ણ ખ્યાલ આવ્યો. અને તેથી એનું ચિત્ત હવે વ્યથિત થવા લાગ્યું; પણ તેમ છતાં

ગોવિંદલાલનું રક્ષણ થાય એવા કોઈપણ ખુલ્લાં પગલાં એ ભરી શકી નહિ. વળી પાછું તેણે એક સાહસીક પગલું ભરવાનો નિર્ણય કર્યો. જે રીતે તેણે ખરું વીલ ચોરી આણ્યું હતું અને ત્યાં બનાવટી વીલ ગોઠવી દીધું હતું, તેજ પ્રમાણે હવે બનાવટી વીલ ચોરી આણવું અને તેને સ્થાને એ ખરું વીલ પાછું ગોઠવી દેવું !

મધ્યરાત્રીએ રોહિણી એ કાર્ય પાર પાડવાને તૈયાર થઈ. બનાવટી વીલ લઈ તે કૃષ્ણકાન્તરાયને ત્યાં આવવાના ઉદ્દેશથી ઘરની બહાર નીકળી. કૃષ્ણકાન્તના બંગલાના તમામ બારીબારણાં બંધ હતા. માત્ર મુખ્ય દરવાજો ઉઘાડો હતો. દરવાજાની એક બાજુએ ખાટલા ઉપર ચોકીદાર હરિ અર્ધ નિદ્રામાં આડો પડ્યો હતો. અડધા રૂંધાયલા ને કર્કશ સ્વરે તે રાગડો તાણીને કોઇ જૂનું પુરાણું ભજનીયું તાનમાં ને તાનમાં લલકારી રહ્યો હતો. રોહિણી એના ખાટલા સુધી ચાલી આવી, એટલે એણે અર્ધ નિદ્રાનાં ઘેનમાંજ સુતાં સુતાં પ્રશ્ન કર્યો : "એ કોણ છે ?"

રોહિણીએ જવાબ આપ્યો : "એ તો હું સખી."

સખી નામની આ ઘરની એક દાસી હતી. સખીનું નામ સાંભળીને એ કાંઈજ બોલ્યો નહિ. વધારે પૂછપરછ ન કરતાં તેણે પડખું ફેરવી પાછું લંબાવ્યું. રોહિણીએ ધીમે પગલે ઘરની અંદર પ્રવેશ કર્યો. તેને અહીંની બધી ઓરડીઓ અને જવા આવવાના તમામ માર્ગોની માહિતી હતી, એટલે એ સીધી પૂર્વપરિચિત રસ્તે કૃષ્ણકાન્તના શયનગૃહમાં આવી પહોંચી.

કૃષ્ણકાન્ત જે ઓરડામાં સુતા હતા, તેની બહાર બીજો એક નોકર સુઈ રહેતો હતો. આથી કૃષ્ણકાન્તનું શયનગૃહ સંપૂર્ણ રીતે નિર્ભય હતું અને તેથીજ તેમનાં શયનગૃહના બારણાં હંમેશાં રાત્રે પણ ખુલ્લાજ રાખવામાં આવતા. રોહિણી શયનગૃહમાં જઈને ઉભી રહી. તેણે આસપાસના ગંભીર વાતાવરણની ચિકિત્સા કરવા માંડી.

કૃષ્ણુકાન્તરાય ઘોર ઊંઘમાં પડયા હતા અને તેમનું નાસિકાગર્જન ચાલુ થઇ ગયું હતું.

રોહિણીએ ધીમે ધીમે વીલ ચોરવાના ઉદ્દેશથી આગળ પગલાં ભરવા માંડયા. ઓરડામાં પ્રવેશ કરતાં જ તેણે સૌથી પ્રથમ ત્યાં બળતો રહેલો દીવો હોલવી નાંખ્યો. તેણે અગાઉની માફકજ બાબુજીના માથા નીચેથી ચાવી લીધી અને તે ચાવી વડે અંધકારમાં પોતાના ઇરાદા મુજબનો કારભાર કરવા માંડયો. તેણે વીલ મૂકયું હતું તે તિજોરી ખોલી નાખી.

ખૂબ ચુપકીદીથી એ આ બધું કરી રહી હતી. તે પૂરતી સાવધાન હતી અને હલકે હાથે ચાવી ફેરવતી હતી, છતાં તીજોરીની કળ જરા સજજડ હોવાથી ચાવી ફેરવતાં એકાએક ખટ...કરીને અવાજ થયો. કૃષ્ણુકાન્તની નિદ્રા બહુ જ ચપળ હતી. ખડખડાટે એમની અડધા કલાક ઉપરની તાજી જ નિદ્રાનો એકાએક ભંગ થઈ ગયો. તેઓ સફાળા જાગી ઉઠયા.

આંખો ઉઘડી છતાં અંધારામાં એ જોઈ કે સમજી શકયા નહિ કે એ અવાજ શાનો ને કયાંથી થયો હતો? તે છતાં તેમણે ગભરાઈને બૂમ પણ પાડી નહિ. પરંતુ એ અવાજ કયાં અને શાથી થયો તે ધ્યાન દઈને તપાસવાના પ્રયાસ કરવા લાગ્યા.

વ્યાકૂળ રોહિણી પણ તરત જ મામલો પરતી ગઈ. તે સમજી ગઈ કે કૃષ્ણુકાન્તરાયના ઘોરવાનો અવાજ બંધ થઈ ગયો છે, તેમની ઊંઘ ઉડી ગઈ છે, અને તેઓ જાગી ઉઠયા છે. પકડાઈ જવાનો પૂર્ણ સંભવ હોવા છતાં તે એવી હ્માસભાગ કે છુપાવા-સંતાવાની કોઈ પ્રવૃત્તિ ન કરતા સ્થિર થઈને જેમની તેમ ઉભી જ રહી.

કૃષ્ણુકાન્તે જરા કરડા અવાજે પૂછ્યું: "એ કોણ છે રે?"

એના પ્રશ્નનો કોઈ જવાબ રોહિણીએ વાળ્યો નહિ. પણ તેનાં પેટમાં તો ભયંકર ધ્રાસકો પડયો. રોહિણી, હવે ક્ષણ પહેલાની

રોહિણી ન્હોતી રહી. તેનું રોમેરોમ કંપી રહ્યું હતું. સ્વર ક્લિષ્ટ અને વિવશ બની ગયો હતો. જાણે મૂર્તિમંત ભય આવીને તેની દેહમાં ભરાઈ ગયો ન હોય! તેના શ્વાસ–નિશ્વાસ જોશભેર ચાલતા હતા અને સ્પષ્ટ રીતે એ નિશ્વાસનો અવાજ શાંત ઓરડામાં સંભળાતો હતો. કૃષ્ણકાન્તને કાને પણ એ નિશ્વાસ–ધ્વનિ અથડાયો.

કૃષ્ણકાન્તને લાગ્યું કે પોતાનાં શયનખંડમાં ગમે તે પણ કોઈ એક વ્યક્તિ દાખલ થઈ છે. એમણે બૂમ મારી: "હરિ! ઓ હરિ!"

રોહિણીનાં હૃદયમાં એકવાર ન્હાસી જવાનો વિચાર ઉદ્ભવ્યો ખરો, પણ એમ કર્યાથી તે ગોવિંદલાલનું અહિત થતું અટકાવી શકે એમ ન હતી, એટલે એ માર્ગનું અવલંબન કરતાં એ ડગમગી ગઈ. એનાં હૃદયમાં એજ ભણકારા થઈ ઉઠ્યા કે: "તે દિવસે પાપાત્માને મદદ કરવા માટે મેં જે સાહસ કર્યું હતું, ને જે હિંમત બતાવી હતી, એજ સાહસ અને એજ હિંમત હું આજે એક પવિત્ર માણસને બચાવી લેવા માટે શું ન બતાવી શકું? પકડાઈ જઈશ તો ભલે પકડાઈ જઈશ." આમ વિવિધ વિચારોની ગડભાંગમાં રોહિણી જેમની તેમ હતી ત્યાંજ સ્થિર ઉભી રહી. તેણીએ ન્હાસી જવાનો કશોજ પ્રયત્ન કર્યો નહિ.

કૃષ્ણકાન્તે હરિને ઉપરાઉપરી બૂમો મારી, પણ હરિએ કશોજ જવાબ આપ્યો નહિ. હરિ સુખની શોધમાં કોઈ અન્ય જગાએ ચાલ્યો ગયો હતો, તે હજી સુધી પાછો આવ્યોજ ન હતો. છેવટે કૃષ્ણકાન્તે જાતેજ પલંગ નીચેથી દીવાસળીની પેટી શોધી કાઢી દીવો સળગાવ્યો. એના ઉજાસમાં તેમણે જોયું તો તિજોરીની પાસેના એક ખુણામાં એક શાન્ત ગંભીર સ્ત્રી–મૂર્તિ ઉભી હતી! એમણે અજાયબી-ભર્યા ઉરે એ સ્ત્રીને ઉદ્દેશીને પૂછ્યું: "કોણ છો તમે?"

રોહિણી કૃષ્ણકાન્તથી ઘણે દૂર ખુણામાં ઉભી હતી, તે પોતાની જગ્યાએથી ખસી એમની છેક પાસે ગઈ ને નીડરતાપૂર્વક ધીમે સાદે બોલી: "એ તો હું રોહિણી છું."

કૃષ્ણકાન્ત "રોહિણી" નામ સાંભળીને અત્યંત આશ્ચર્ય પામ્યા. તેઓ બોલ્યા: "આમ મધ્યરાત્રે અંધકારમાં ત્યાં ઉભી રહીને શું કરતી હતી?"

રોહિણી શાન્તિપૂર્વક ગંભીર ભાવ મુખ પર ધારણ કરી બોલી: "ચોરી કરતી હતી."

કૃષ્ણકાન્ત બોલ્યા: "રોહીણી, ઠઠ્ઠા મશ્કરી કરવાનો આ સમય નથી. આવે કસમયે આવી અવસ્થામાં અહીં મારા એકાન્ત શયન-ભુવનમાં તું શા માટે આવી હતી, તેનો કૃપા કરી ખુલાસો કરશે? જો કે સમય, સંજોગ ને વસ્તુસ્થિતિ સર્વ કંઈ તારા સ્વમુખે વદાયલા શબ્દોનો દોષારોષણ તારી ઉપર કરવા બેશક પૂરતા છે, છતાં તું મારે ત્યાં ચોરી કરવા આવે એ વાત હું કદાપી પણ માની શકું નહિ."

રોહિણી બોલી: "તો પછી હું જે કાર્ય કરવા માટે અહીં આવી હતી, તે મારું અધુરું કાર્ય હવે હું આપની નજર સામે જ સંપૂર્ણ કરી નાખું છું. એ નિહાળો અને મારા જવાબની ખાત્રી કરો. પછી તમને જે યોગ્ય લાગે તે સજા ખુશીથી આપજો. હું સાચું કહું છું કે હું ચોરી જ કરવાના આશયથી અહીં આવી હતી, પણ ચોરી કરું તે પહેલાં દૈવવશાત્ પકડાઇ ગઈ છું. છતાં મે ન્હાસવાનો એવો કોઈ પ્રયત્ન જ કર્યો નથી, કારણકે હું ચોરી કરવાના ભયાનક સાહસ ખેડવાનાં આત્મબળના જેટલું જ પકડાઈ જતાં સત્ય એકરાર કરી દેવાનું આત્મબળ પણ ધરાવું છું."

એટલું બોલીને રોહિણીએ તિજોરીની છેક પાસે જઈ ચાવી ફેરવેલું તિજોરીનું બારણું હેન્ડલ ખેંચીને ખોલી નાખ્યું. અંદરનાં ખાનામાં મૂકેલું બનાવટી વીલ ખેંચી કાઢી એણે કૃષ્ણકાન્ત રાયની નજર સામે જ ત્યાં પેલું ખરું વીલ મૂકી દીધું. આટલું કીધા પછી એણે પેલા બનાવટી વીલના ફાડીને કટકેકટકા કરી નાખ્યા.

કૃષ્ણકાન્તની આંખો આ દશ્ય ને એની આ હિંમત નિહાળીને ફાટી ગઇ. એમણે મોટેથી બૂમ મારી : "અરે...! અરે એ શું ફાડી નાખ્યું ? જોઉં ?" આટલું બોલીને તેઓ એની પાસે ફાળભર્યે હૈયે દોડી આવીને એના હાથમાંથી એ વીલના ટુકડા ખુંચવી લે, તે પહેલાં રોહિણીએ એ કટકાની થોકડી દીવાની જ્યોત ઉપર ધરીને ભસ્મિભૂત કરી નાખી.

કૃષ્ણકાન્તથી હવે ન સહન થયું. એ ક્રોધથી લાલપીળી આંખો કરીને ગર્જ્યા. "રોહિણી...તેં આ શું કર્યું ?"

રોહિણી શાન્તિથી બોલી : "કંઇજ નહિ, બાપુજી, મેં એક નકામું બનાવટી વીલ ફાડીને બાળી નાખ્યું."

કૃષ્ણકાન્તે ફાટેલે ને ગભરાયલે હૃદયે પ્રશ્ન કર્યો : "વીલ ! શું મારૂં વીલ ! ત્યારે ક્યાં છે મારૂં એ અસલ સાચું વીલ...."

રોહિણી બોલી: "એ તો તિજોરીમાં તેની મૂળ જગાએ સહીસલામતજ છે. જોઈએ તો છેક પાસે આવો ને તપાસીને ખાત્રી કરી લ્યો."

ચોરી કરવા આવેલી આ સ્પષ્ટવક્તા યુવતીની આવી અડગ સ્થિરતા, ગંભીરતા અને નિર્ભયતા જોઇને કૃષ્ણકાન્ત તો દિંગજ થઈ ગયા ! તેઓ મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યા: "શું કોઈ દેવી તો સ્ત્રીનું સ્વરૂપ ધારણ કરીને મારી છલના કરવાને આજે આમ નહિ આવી હોય !" એ ધીરે ધીરે પોતાની જગાએથી આગળ વધ્યા. સ્વહસ્તે તિજોરી ખોલી : પોતે વીલ મૂક્યું હતું તે ખાનું ઉઘાડયું. એમનું અસલ વીલ અંદર જેમનું તેમ પડ્યું હતું. તેમણે એ બહાર કાઢ્યું આંખે ચશ્મા ચઢાવ્યા. ધારીધારીને બહુજ બારીકાઇથી આખું વીલ વાંચી ગયા. અને એ પોતાનુંજ અસલ વીલ છે, એટલી પૂરતી ખાતરી કરી લીધી. વીલનાં ખરાપણાં વિષે ખાતરી થતાં જ તેમણે રોહિણીને પૂછ્યું : "ત્યારે રોહિણી તેં એ ફાડીને બાળી શું નાખ્યું ?"

રોહિણી બોલી : "હું તમને હમણા જ એક વાર કહી ગઈ ને કે મેં એક બનાવટી વીલનો નાશ કીધો છે."

"બનાવટી વીલ! એ વળી બનાવટી વીલ કેવું? એ તૈયાર કોણે કર્યું? અને અહીં મારા આવાસમાંથી તેં કેવી રીતે આવીને શોધી કાઢ્યું?"

"એ બનાવટી વીલ કોણે ને શા માટે તૈયાર કર્યું હતું, તે તો હું તમને કહી શકતી નથી; પરંતુ એ વીલ મને ક્યાંથી મળ્યું હતું તે હું કહું છું. જુઓ, એ વીલ મને તમારી આ તિજોરીમાંથી જ મળ્યું હતું."

'પણ તને ખબર કેવી રીતે પડી કે મારી આ તિજોરીમાં એ બનાવટી વીલ છે?"

"એ બધી ઘટનાની ઉંડાણમાં ઉતરવાનું અત્યારે માંડી વાળો. બાપુજી, હું એ વિષે કંઇ જ ખુલાસો કરી શકું એમ નથી."

કૃષ્ણકાન્ત રોહિણીના આ છેલ્લા શબ્દો ઉપર થોડીવાર વિચાર કરવા લાગ્યા. જરાવાર રહીને તે બોલ્યા : "રોહિણી, તું મને બનાવે છે. એ વાત હું સારી રીતે સમજી ગયો છું, પણ તારી એ આશા વિફળ છે. જો તારા જેવી એક ક્ષુદ્ર સ્ત્રીનાં મનને જાણી લેવાની મારામાં તાકાત ન હોત, તો મારાથી આટલી મોટી મારી મિલ્કતનું આજ સુધી રક્ષણ જ ન કરી શકાત. સમજી? હું ખાત્રીથી કહું છું કે એ બનાવટી વીલ નરાધમ હરલાલે જ તૈયાર કરેલું હોવું જોઈએ. ધનની લાલચથી પ્રેરાઈને તું તેની સૂચના મુજબ આ બનાવટી વીલ મારી તિજોરીમાં મૂકવાને અને ખરું વીલ ઉઠાવી જવાને ઈરાદે અહીં આવી હતી, પણ કુદરતની ન્યારી કળાએ તું અચાનક પકડાઈ જવા પામી, એટલે હવે તારી જાતને નિર્દોષ ઠરાવવાને આમ ફેરવી તોળી ખરું વીલ

તિજોરીમાં જ રહેવા દઈ, તારી પાસેનું એ બનાવટી વીલ મને બતાવ્યા વિના જ ફાડી નાખી સળગાવી મૂક્યું. કેમ, મારી વાત બરાબર છે ને?"

"નહિ જી, આપનું આ તમામ અનુમાન ગલત છે."

'ત્યારે તું જ કહે વારુ કે સાચું શું છે?"

"મેં આપને જે કંઇ કહ્યું એથી વિશેષ મારે હવે કાંઈજ કહેવાનું નથી. હા, એટલું તો ચોક્કસ બેધડકપણે કબૂલું છું કે મેં તમારે ત્યાં એક ચોરની માફક જ પ્રવેશ કર્યો હતો. હવે તમારે મને જે સજા કરવી હોય તે કરી શકો છો. હું એ સહન કરવા તૈયાર છું."

"તું ચોરી જેવું ભયાનક દુષ્કર્મ કરવા આવી હતી, એમાં કશો સંદેહ નથી. જો તેમ ન હોત, તો આમ ચોરની માફક જ આવવાની તને જરૂર જ શી હતી? તને ઉચિત દંડ અવશ્ય આપવો જ જોઇએ. તને હું પોલિસના હાથમાં સોંપી દેવા માગતો નથી, પણ કાલે તારૂં માથું મુંડાવી નાખવામાં આવશે, અને તને ઢોલ પીટાવીને મોઢે મેશ ચોપડી ગામ બહાર કાઢી મુકવામાં આવશે. આજે તો તને અહીં જ કેદ કરી રાખવામાં આવે છે." કૃષ્ણકાન્તે અપરાધીનીનો ન્યાય ઝીણી નાખ્યો.

રોહિણીનાં મુખમાંથી બચાવને માટે કોઈ દલીલ કે દયાની યાચનાનો એકે શબ્દ ન નીકળ્યો. એટલાજ ધીર–ગંભીર વદને એ પાસે પડેલી એક ખાલી ખુરસી પર પત્થરની જડ પ્રતિમાની માફક બેસી ગઇ. એનાં અંગમાં કંપારી, દીલમાં ધડક કે આંખમાં આંસુની નિશાની પણ ન્હોતી સ્ફુરી. એ આખી રાત્રી એજ ઓરડામાં એણે નજર કેદીની માફક પૂરી કરી.

× × ×

બીજે દિવસે સવારે ગોવિંદલાલ ઉઠયો. તે શયનગૃહની બારીમાં ઉભો હતો. હજી બરાબર સવાર પડી ન હતી. થોડું થોડું અંધારૂં માર્ગ ઉપર વેરાએલું હતું. હજી બંગલાના ચોગાનમાં આવેલા

કામિનીકુંજ નામક બગીચામાં કોયલ ટહુકવા લાગી ન્હોતી. કેટલાંક પક્ષીઓ મધુર વાણીમાં ગીતો ગાઇ રહ્યાં હતાં. પ્રભાતકાળનો ઠંડો વાયુ વાઇ રહ્યો હતો. ગોવિંદલાલ બારીમાં ઉભો ઉભો બગીચામાં રોપેલા નાના પ્રકારના પુષ્પોની સુગંધને ખેંચી લાવતા શીતલ વાયુનો ઉપભોગ લઇ રહ્યો હતો. એટલામાં એક નાનકડી યુવતી આવીને તેની પાસે ઉભી રહી.

ગોવિંદલાલે તેને પૂછયુંઃ "તમે આ વખતે અહીં કેમ આવ્યા?"

તે સ્ત્રીએ તેને સામો પ્રશ્ન કર્યોઃ "ત્યારે તમે અહીં કેમ ઉભા છો વારૂ?"

કહેવાની જરૂર નથી, કે એ યુવતી ગોવિંદલાલની ધર્મપત્ની હતી. ગોવિંદલાલે કહ્યુંઃ "ઠંડો પવન આવે છે, એથી મને ઘણોજ આલ્હાદ થાય છે. એટલા માટે અહીં હવા ખાવાને ઉભો રહ્યો છું. શું એ પણ તમારાથી સહન થતું નથી કે?"

"સહન કેમ કરીને થાય? હજી તો સવારનો પહોર હમણા થાય છે. એટલામાં ખાઉં ખાઉં શું કરો છો? ઘરમાંની વસ્તુઓ ખાઈ ખાઈને જીવ ધરાતો નથી, કે હવા ખાવાને માટે બારીએ આવીને ઉભા રહો છો?"

"પણ મેં ઘરની એવી તે શી ચીજ ખાધી છે, તે તો બતાવો."

"કેમ, ઘરની ચીજ નથી ખાધી? હમણાં તો મારી બે ચાર ટપકાની બોલીઓ ખાધીને!"

"અરે હા...તમારા એ રસિક ને પ્રેમાળ ટપકાઓ ખાવાનો તો મને મહાવરોજ પડી ગયો છે. લ્યો જોઉં વારૂં, તમારી નાકની આ વાળી તો જરા ઉંચે લ્યો, કે જેથી તમારાં ચંદ્રમુખનાં ફરી એક વાર જરા દર્શન કરી લઉં."

ગોવિંદલાલની એ પ્રેમાળ ખુબસૂરત પત્નીનું ખરૂં નામ શું હતું, તે કોઇ જાણતું ન હતું. કોઇ એને કૃષ્ણમોહિની, કોઇ કૃષ્ણ-કામીની તો કોઇ અનંગમંજરીને નામે ઓળખતા ને સંબોધતા.

પણ એ બધાં નામો એનાં આ સાસરાનાં ઘરમાં વ્યવહારૂ ન્હોતા થઈ પડયા, એટલે સાસરામાં તો એને સહુ કોઈ સગાંવહાલાં અત્યંત પ્રેમથી ભ્રમરને નૂતન નામેજ સંબોધતા. ભ્રમર ભભરાની માફક રંગે જરા કાળી હતી, એટલે એનાં એ સૂચિત નામમાં એનાં શરીર સાથે સદ્દશ્યતા હતી.

નાકની વાળી ઉંચી કરવાનું ગોવિંદલાલનું રમુજી પણ કટાક્ષભર્યું વચન સાંભળીને ભ્રમરને જરા ખોટું લાગ્યું. તેને એમ થયું કે વાળી સરખી કરવા કરતા તે કંઢી લેવીજ વધારે ઠીક છે. એમ માની તેણે તે સમૂળી જ કાઢી લઈ હાથમાં પકડી રાખી ગોવિંદલાલનું નાક પકડીને જોરથી ખેંચ્યું. પછી થોડી ક્ષણ ગોવિંદલાલનાં મુખ સામે અનિમેષ દ્દષ્ટિએ જોઈ રહી તે મૃદુ મૃદુ હાસ્ય કરવા લાગી. તેનાં મનમાં એટલો બધો આનંદ ઉભરાયો કે જાણે તેણે કોઈ મહાન યશસ્વી કાર્ય ન કરી નાખ્યું હોય !

ગોવિંદલાલ પણ અતૃપ્ત દ્દષ્ટિએ ભ્રમરની સામે જોઈ રહ્યો હતો. બરાબર એજ સમયે સૂર્યોદય થયાની નિશાની રૂપે પહેલું કીરણ પૂર્વ દિશાએથી નીચે સરી આવતું એની નજરે પડયું. એ કીરણના સોનેરી અંશો જમીનને સુવર્ણ રંગે રંગી રહ્યા હતા. પૂર્વ દિશાએથી આવતો નવો મંદ સૂર્યપ્રકાશ ભ્રમરનાં મોઢાં ઉપર પડી રહ્યો હતો.

એ ઉજવળ પ્રકાશ ભ્રમરની કોમળ, નિર્મળ, શ્યામવરણી મુખ-કાંતિ ઉપર પડતો અને તેની કમનીય કાંતિને ખીલવી શોભામાં વૃદ્ધિ કરતો હતો. તેના લાવણ્યભર્યાં ને ચંચળ નેત્રો પ્રભાતના સુકોમળ

પ્રકાશથી ચમકી રહ્યા હતા. તેના સ્નિગ્ધ અને ઉજ્વલ ગાલ, એ સૌમ્ય પ્રકાશથી રતાશભર્યા બની ગયા હતા. ગોવિંદલાલની પ્રેમભરી દૃષ્ટિ, પ્રભાતના સૌમ્યકિરણો અને ભ્રમરનો આત્મસંતોષ, બધા એક રૂપે સાગર તરંગોની માફક તેનાં મુખ ઉપર ફરી વળ્યા.

એટલામાં દાસીઓના આવવાનો પગરવ પાછો શરૂ થયો. ધીમે ધીમે એ અવાજ કોલાહલનાં રૂપમાં ફેરવાઇ ગયો. દાસીઓ વાસીદું વાળતી હોય, પાણી ભરતી હોય, અને વાસણ માંજતી હોય એમ તેને લાગ્યું. અને તેના ધ્વની રૂપે સપસપ, છપ છપ, ઝન ઝન, ખન ખન, એવા શબ્દ સ્પષ્ટ રીતે સંભળાવા લાગ્યા. વળી જરાવારમાં એ બધો અવાજ બંધ પડી ગયો અને "ઓ મા! હવે શું થશે! કેવો ભયંકર જુલમ! એની હિંમત પણ જબરી! કેવું જબરું સાહસ!" એવા એવા શબ્દો સંભળાવા લાગ્યા. વચ્ચે વચ્ચે એ અવાજ સમી જતો હતો અને તેને બદલે હાસ્યનો અને ઠઠ્ઠામશ્કરીનો અવાજ આવતો હતો. આ બધી ગરબડ-સરબડ સાંભળીને ભ્રમર શયનગૃહમાંથી બહાર આવી.

ધીમે ધીમે દાસીઓનું ટોળું ભ્રમરની આસપાસ ફરી વળ્યું. દાસીઓ ભ્રમરને શેઠાણી તરીકે માન આપતી ન હતી. ભ્રમરને એ રીતે માન ન આપવાના ઘણાં કારણો હતાં. પહેલું કારણ તો એ હતું, કે ભ્રમર હજી બહુ નાની હતી. વળી તે ઘરની કરતીકારવતી ન હતી. તેની સાસુ હજુ જીવતી હતી. નણંદો પણ હતી. એ બધા કરતાં પણ એક ખાસ મોટું કારણ એ હતું કે ભ્રમર બીજાનો હરાવવામાં જેટલી કાબેલ હતી, તેટલીજ દાસદાસીઓ ઉપર શાસન કરવામાં કાબેલ ન્હોતી. ભ્રમરની પાસે આવીને દાસીઓએ જોરશોરથી બુમરાણ મચાવી મૂક્યું.

એક દાસી બોલી: "વહુ ઠાકુરાણી, આજે તમે કાંઇ સાંભળ્યું કે?"

બીજી બોલી: "અરે સત્યાનાશ વળી જતું'તું ને શું? તમે તો કાંઇ ખબર જ રાખતા નથી તો!"

ત્રીજી દાસી બોલી : "પણ કેવી જબરી બા! મને તો અંદરથી એવું થાય છે, કે જો વહુ ઠાકુરાણી હુકમ કરે તો એ રંડાનું નાક કાન કાપી અવળે ગધેડે બેસાડી ગામ બહાર કાઢી મેલું."

ચોથીએ કહ્યું : "કોઇના પેટમાં શું હશે, એ કેમ કરતા જાણી શકાય મા! મને તો એનાં આ કામમાં જરૂર કાંઈ ઉંડો ભેદ લાગે છે, હોં!"

ભ્રમર આ સાંભળીને હસી ને બોલી : "પણ પહેલાં એ તો કહો, કે છે શું? એકવાર બન્યું છે શું તે તો જણાવો, પછી જેને જે કહેવું હોય તે કહેજો ને જે કરવું હોય તે કરજો."

દાસીઓએ ભ્રમરના શબ્દો પુરા સાંભળ્યા વિના જ સ્ત્રી સ્વભાવાનુસાર નાહકનો કોલાહલ મચાવવો ચાલુ રાખ્યો.

પહેલી દાસી પાછી બોલી : "તો શું તમે હજુ કાંઈ જ સાંભળ્યું નથી? અરે વાહ્! આખાં ગામમાં ચૌટે ને ચકલે એજ વાત ચાલી રહી છે......ને..."

બીજીએ ટાપસી પુરી : "અરે, વાઘનાં પિંજરામાં શિયાળણ ઘુસી ગઈ, શિયાળણ. જુલમ થયો બા!"

ત્રીજીએ કહ્યું : "અરે એની તો જીવતી ચામડી ઉતરડાવી હોય તોય પાપ ન લાગે."

ચોથી બોલી : "શું કહું વહુમા! પેલી વેંતીયણ! એ વેંતીયણ હાથ લાંબો કરીને ચાંદ પકડવા ગઈ'તી!"

"ભલેને એ ચાંદ પકડવા જાય! પણ ન્હાસેલી બીલ્લીને ઓળખી કાઢતા કાંઈ વાર થોડી લાગે છે કે? એ તો ગળામાં દોરી જોઇને તરત જ ઓળખી શકાય છે." પાંચમીએ ટાપસી પૂરી.

ભ્રમરથી એમની આ અર્થહીન કુથલી વધુ વાર ન સહેવાઈ. એણે ખીજવાઈને કહ્યું : "ખરૂં પૂછો તો તો તમારાં ગળામાં જ દોરી નાંખવી જોઇએ."

ભ્રમરના આ શબ્દો સાંભળી દાસીઓ એકસામટી બોલી ઉઠી: "લ્યો, એમાં અમારો શો વાંક! અમે શું કર્યું? જેણે કર્યું હોય તે જાણે! એ તો અમે જાણીએ જ છીએ કે આ ઘરમાં નવાજૂની કોઈ બીજાં કરે, છતાં નામ તો અમારાંજ આવે છે. છતાં અમે જ મુવા નફ્ફટ છીએ, તે આ ઘરમાં કામ કરવા આવીએ છીએ."

આટલું બોલતા બોલતા તો એક બે દાસીઓ રડી પણ પડી અને પાલવથી આંખો લુંછવા મંડી ગઈ. એક જણને તો પોતાનો વરસો પહેલાનો મરણ પામેલો દીકરો પણ યાદ આવી ગયો!

આ બધી નાહકની ધમાલ જોઈને ભ્રમરને ભારે ક્ષોભ થયો, પણ તે સાથેજ તેને હસવું પણ આવી ગયું. તે પોતાનું હસવું રોકી શકી નહિ અને હસતી હસતી બોલી: "અરે તમારાં સૌનાં ગળામાં દોરી નાખવાની વાત તો હું એટલા માટે બોલી, કે તમે બધા નાહકની ગડબડાટ બહુ કરી મુકો છો. અલીઓ, પહેલાં થયું છે શું તે તો કોઈ મને સમજાવો. મામલો શો છે તે જણાવ્યા સિવાયજ તમે તો આ બધો ઉત્પાત મચાવી મૂક્યો છે."

ભ્રમરે પ્રશ્ન એકજ દાસીને ઉદ્દેશીને પૂછ્યો હતો, પણ જવાબો તો બધીજ એક સામટી આપવા મંડી ગઇ. ચાર પાંચ ગળાના જુદા જુદા અવાજે ભેગા થઇને એકની એકજ વાત ભ્રમરને કહી રહ્યા હતા. છેવટે ઘણી મુશીબતે ભ્રમર એમાંથી એટલું સમજી શકી, કે ગઈ કાલે સસરાજીના શયનખંડના કોઈ ચોર ભરાયો હતો અને તેણે ચોરી કરી હતી." તે મોટેથી બોલી: "તો પછી આ બધી લાંબી પહોળી વાત પડતી મૂકીને એમજ કહોને કે સસરાજીના સુવાના ઓરડામાં ચોરી થઇ છે! કાં એમજને?"

"ફક્ત ચોરીજ નથી થઇ! ધાડ પડી છે ધાડ!" એક દાસીએ આંખોના ને હાથના ચાળા સાથે ટહુકો કર્યો.

બીજી બોલી : "અરે ધાડ શું ! લૂંટ થઇ છે લૂંટ !"

ત્રીજી બોલી : અરે ચાર પાંચ ચોર પેઠા હતા અને આસરે લાખેક રૂપીઆની નોટો ઉઠાવી ગયા છે ! શું એ કાંઈ નાનીસુની વાત છે ?"

ભ્રમર બોલી: "ત્યારે તમે બધી તો કોઇ બાઇનું નાક કાપવાની હમણા વાત કરતા હતા ? એ બૈરી કોણ ?"

એક દાસી બોલી: "પેલી રોહિણી ઠાકુરાણીજ તો ! બીજું એવું નવરૂં કોણ હોય ! મુઈ બહુ જબરી છે તો !"

"અરે એ અભાગીયણજ આ બધા દુઃખનું મૂળ છેને !" બીજીએ કહ્યું.

ત્રીજી દાસી બોલી: "એજ રાંડ પોતાની સાથે ડાકુઓની ટોળીને બોલાવી લાવી હતી. હકે !"

"હંઅ...તો પછી હવે ભોગવશે એની સજા ! જેવા કર્મ તેવાં ફળ' એમાં ભ્રમર ઠાકુરાણ પણ બિચારા હવે શું કરવાના હતા ?" ચોથી દાસીએ કહ્યું.

પાંચમી દાસી બોલી : "હવે તો જશે જેલમાં ! અને એ એજ દાવની પણ છે."

ભ્રમરે પૂછ્યું: "રોહિણી ચોરી જ કરવા આવી હતી એમ તમે બધાએ કેવી રીતે જાણ્યું વારૂ ?"

"કેમ નહિ જાણીએ ! એ ચોરી કરવા તો આવી હતી પણ પકડાઇ ગઇ. સસરાજીએ એને ઓફિસના ઓરડામાંજ પુરી રાખી છે."

આ સાંભળી ભ્રમર ગોવિંદલાલની પાસે ગઇ અને તે જેમ સમજી હતી, તેમ તેણે એ આખી વાત ગોવિંદલાલને કહી સંભળાવી. ગોવિંદલાલે આખી વાત સાંભળી લઇ જવાબમાં ફક્ત નકારદર્શક માથું હલાવ્યું.

ભ્રમર બોલી : "હંઅ...આ સાચી વાત છે ને તમે કેમ માથું હલાવો છો ?"

"રોહિણી ચોરી કરવા આવે એ વાત મારૂં અંતર માની શકતું નથી. વારૂ, તમે માનો છો કે એ ચોરી કરવા આવી હશે?"

"ના, હું પણ એમ માની શકતી તો નથી."

ગોવિંદલાલે પૂછ્યું: "બીજા બધા તો એ વાત કદાચ કબુલ કરશે કે રોહિણી ચોરી કરવા આવી હતી પણ કહો જોઈએ, તમે શા માટે રોહિણી ચોરી કરવા આવે એમ માની શકતા નથી?"

"ત્યારે તમેજ કહોને, રોહિણી ચોરી કરવા આવે એમ શા માટે તમારા માનવામાં નથી આવતું?"

"ના, પહેલાં તમે કહો, પછી હું કહીશ."

"નહિ, પહેલાં તમે!

"તે તમે કેમ પહેલા બોલતા નથી? મને શા માટે પહેલાં બોલવાનું કહો છો?"

"મને તમારે મોઢેજ એ વાત પહેલાં સાંભળવાનું મન થયું છે."

"ખરૂં કહો છો?"

"તદ્દન ખરૂં!"

ભ્રમર કાંઈક બોલવા ગઈ. તે બોલુબોલુ કરતી હતી, પરંતુ તેનાં મોઢામાંથી અવાજ બહાર નીકળી શક્યો નહિ. તેણે શરમથી પોતાનું મોઢું નીચું નમાવી દીધું અને તે જમીન તરફજ જોઈ રહી.

ભ્રમરને શાંત નિરવ ઉભી રહેલી જોઇને આખો બનાવ ગોવિંદલાલે કલ્પી લીધો. જો કે આખી ઘટના તેઓ આગળથી સમજી ગયા હતા, અને સમજી જવા છતાં તેઓ જાણી જોઈને ફરી ફરી એ ઘટના પૂછી રહ્યા હતા. ભ્રમરને એવો વિશ્વાસ હતો કે રોહિણી નિરપરાધીની છે. તેને પોતાનાં અસ્તિત્વનો જેટલો વિશ્વાસ હતો, તેટલોજ વિશ્વાસ રોહિણીની નિર્દોષતા માટે પણ હતો, પણ એ વિશ્વાસનાં ટેકામાં રજુ કરી શકાય, એવું કોઈપણ કારણ તેનું હૈયું શોધી શક્યું ન હતું. ફક્ત

ગોવિંદલાલે રોહિણીને સદોષ માનવાને ના પાડી હતી, એટલે જ ભ્રમરે પણ તેને નિર્દોષ માની લીધી હતી. ગોવિંદલાલે રોહિણીની નિર્દોષતામાં વિશ્વાસ દર્શાવ્યો હતો, એટલે ભ્રમરે પણ એની નિર્દોષતામાં વિશ્વાસ રાખ્યો હતો. ગોવિંદલાલ ભ્રમરની એ વૃત્તિ સમજતા હતા. ભ્રમરનો આવો પતિપરાયણ સ્વભાવ અને પતિના શબ્દે શબ્દે વિશ્વાસ અને પ્રેમ રાખવાની તેની ભાવના ગોવિંદલાલ જાણતા હતા અને તેથી જ તેઓ શ્યામવરણી ભ્રમરને અત્યંત પ્રેમથી ચહાતા હતા.

"મારા સવાલનો જવાબ મને ક્યારે મળશે ભ્રમર?"

"તમારા જવાબમાં જ મારો જવાબ સમજી લ્યોને! તમે એને નિર્દોષ માની એટલે મેં પણ માની લીધી. સમજ્યાને?" અંતે જવાબ ગોવિંદલાલ ધારતા હતા તેવો જ એમને મળ્યો.

ગોવિંદલાલે હસીને કહ્યું: "તમે રોહિણીનો પક્ષ શા માટે લ્યો છો, એ વાત હું જાણું છું."

"તો કહો જોઉં કેમ લઉં છું વારુ?"

"તે તમને કાળી ન કહેતા શ્યામવરણી કહે છે એટલા માટે."

ભ્રમરે કોપભર્યો નયનકટાક્ષ કરતા કહ્યું: "જાઓ લુચ્ચા, મારે તમારી સાથે નથી બોલવું."

ગોવિંદલાલ બોલ્યો: "તમને ખોટું લાગ્યું હોય તો લ્યો, હું આ ચાલ્યો." એમ કહેતાં તેણે જવાને બે ડગલા ભર્યા.

ભ્રમરે એનું ઉપવસ્ત્ર પકડી લઇ રોકતાં પૂછ્યું: "ક્યાં જશો વારુ?"

"તમેજ કહોને વારુ, ક્યાં જઇશ?"

"હમણાજ કહી દઉં કે?"

"કહી દયો જોઇએ!"

"રોહિણીને બચાવવા જાઓ છો."

"બરાબર." એમ કહીને ગોવિંદલાલે ભ્રમરનું મુખ ચુમી લીધું.

ગોવિંદલાલ તરત જ કૃષ્ણકાન્ત રાયના દિવાનખાનામાં ગયો. આ દિવાનખાનું કૃષ્ણકાન્ત રાયની મુખ્ય કચેરી તરીકે વપરાતું હતું. કૃષ્ણકાન્ત સવારનું કામકાજ પતાવવા માટે કચેરી ભરીને બેઠા હતા. તેમના હાથમાં હુક્કો હતો અને તેઓ હુક્કા વાટે ઉંચા ખુશબોદાર તમાકુનું ધુમ્રપાન કરી રહ્યા હતા.

એક બાજુએ દફ્તરોના ઢગલા પડેલા હતા. બીજી બાજુએ નાજર, ગુમાસ્તા, કારકુનો, મહોર મારી આપનાર, તલાટી, અમીન, સિપાઈ અને તાલુકદારી પ્રજામાંના કેટલાક માણસો બેઠા હતા. સામે રોહિણી ઉભી હતી. તેની આંખો નીચે નમેલી હતી અને મુખકમલ દીનતા અને શરમથી કરમાઇ ગએલું હતું.

ગોવિંદલાલ ઉપર કૃષ્ણકાન્તને ખૂબ પ્યાર હતો. ગોવિંદલાલે દિવાનખાનામાં આવતાં જ પ્રશ્ન કર્યો: “ શું થયું છે જ્યેષ્ઠ મહાશય ? ”

ગોવિંદલાલનો અવાજ કાને પડતાં જ રોહિણીએ ઘુંઘટનો પટ ઉંચકી દૃષ્ટિ ઉંચી કરી ગોવિંદલાલ પ્રતિ એક અર્થપૂર્ણ નયનકટાક્ષ કર્યો. કૃષ્ણકાન્તે ગોવિંદલાલના પ્રશ્નનો ઉત્તર આપ્યો, પરંતુ તે ગોવિંદલાલના સમજવામાં બરાબર આવ્યો નહિ. રોહિણીએ પોતાની સામે અર્થપૂર્ણ દૃષ્ટિએ કેમ જોયું હશે, તેને માટે તેને શંકા થઈ. તેનું ચિત્ત કૃષ્ણકાન્તના જવાબ તરફ વળવાને બદલે એ તરફ વળી ગયું. રોહીણીનાં એ નેત્રકટાક્ષનું કારણ તે વિચારવા લાગ્યો, પણ તેને તેનું એકે કારણ જડયું નહિ. છેવટે તેણે વિચાર કર્યો કે આવી પડેલા સંકટમાંથી છોડાવવા માટે જ રોહિણીએ તેની સામે કટાક્ષપૂર્ણ નજરે જોયું હશે, અને એ રીતે ઇશારતથી તેણે મારી પાસે દયા–ભિક્ષાની યાચના કરી હશે !

ગોવિંદલાલે આમ મનમાં ને મનમાં અનુમાનથી એ દૃષ્ટિની સમાલોચના તો કરી નાખી, પણ તેથી તેને જોઇએ એવો આત્મ-

સંતોષ થયો નહિ. તેણે વિચાર્યું, કે દુઃખી માણસ કોઈની પાસે કંઈ ભિક્ષા માગે છે અને તે દ્વારા વિપદમાંથી મૂક્ત થવા તે ઈચ્છે છે, પણ રોહિણી અત્યારે એવી શી વિપત્તિમાં છે? એટલામાં તેને તે દિવસનું સ્મરણ થઇ આવ્યું. તેણે અનુમાન ને કલ્પનાના કિલ્લાઓ મગજમાં ચણવા માંડયા.

"હા! દિવસો પહેલાં એજ ગોવિંદલાલ રોહિણીને પેલા સરોવર કિનારે મળ્યો હતો અને સરોવરનાં પગથીઆં ઉપર ઉભા રહી, તેણે રોહિણી સાથે વાતચીત કરી હતી. એ આખો પ્રસંગ ગોવિંદલાલને આ વેળા સાંભર્યો. એ વખતે ગોવિંદલાલે રોહિણીને એ અર્થના શબ્દો કહ્યા હતા, કે: "રોહિણી, તને જો કાંઈ દુઃખ હોય તો તે મને તે કહી દે, જો તું તારૂં દુઃખ મને જણાવશે, તો હું એ દૂર કરવા અવશ્ય પ્રયત્ન કરીશ. જોઇએ તો આજે, જોઇએ તો કાલે, અથવા તો તને ઠીક લાગે ત્યારે; તારી આપત્તિ મને જણાવી દેજે!" ખરેખર! આજે રોહિણી સંકટમાં છે અને તેણે એ પ્રસંગનું સ્મરણ કરીને જ પોતાને સંકટમૂકત કરવા માટે પોતાની તરફ અર્થપૂર્ણ દષ્ટિએ જોયું હોવું જોઇએ!

આવા આવા ભૂતકાળના સંસ્મરણો તાજા કર્યા પછી તેણે સ્વગત વિચારવા માંડયું: "રોહિણીની સહાયતા કરવી, એ મારી અંતરની ઇચ્છા છે; કારણકે એ બિચારીને સહાયતા કરે એવું અન્ય કોઈ સ્નેહી–સંબંધી નથી. પરંતુ જેના હાથમાં અને જે સંજોગોમાં એ બાપડી આવી પડી છે, એમાંથી એની રક્ષા કરવી એ કાંઈ સહજ નથી."

"શા ઉંડા વિચારમાં પડયો છે ગોવિંદરાય!" કૃષ્ણકાન્તે તેને મૌન નિહાળી પ્રશ્ન કર્યો.

એમનાં એકાએક આ પ્રશ્ને એની વિચારમાળા તૂટી. એણે મોઢામાં આવ્યું તે બોલી નાખ્યું: "અરે હાં...તમે શું કહ્યું મહાશય?"

વૃદ્ધ કૃષ્ણકાન્તે જરા નવાઇ પામીને રોહિણીનાં સંબંધમાં બનેલી આખી ઘટના ગોવિંદલાલને ફરીથી વિસ્તારપૂર્વક કહી દીધી, પણ ગોવિંદલાલે કૃષ્ણકાન્તનું એ સમગ્ર કથન પણ હમણાં ધ્યાન દઈને સાંભળ્યું નહિ. રોહિણીએ કરેલા કટાક્ષથી ગોવિંદલાલને ભારે મુંઝવણ પેદા થઈ હતી અને તેની આલોચના કરવામાંજ તેનું વ્યથિત ચિત્ત ગુંચવાઈ રહ્યું હતું. તેણે ફરીથી પૂછ્યું : "હં...કહો તો જ્યેષ્ઠ મહાશય ! શું થયું છે વારૂ ?"

ગોવિંદલાલનાં મુખમાંથી એકનો એક પ્રશ્ન આમ ત્રીજી વાર નીકળતો સાંભળીને કૃષ્ણકાન્તને ભારે ક્ષોભ થયો. તેમણે મનમાં ને મનમાં વિચાર કર્યો : "મને લાગે છે કે આ છોકરો આ દુષ્ટાનું ચંદ્રમા જેવું મુખ જોઈને સાન-ભાન ભૂલી ગયો લાગે છે !" તેમણે ગઈ રાત્રીએ રોહિણીનાં સંબંધમાં બનેલો બનાવ ફરીથી ગોવિંદલાલને ટુંકાણમાં કહી સંભળાવ્યો. બનેલી બીનાનો અંતે ઉપસંહાર કરતા તેઓ બોલ્યા : "આ બધી પેલા પાજી હરિયાની હરામખોરી છે. મને લાગે છે કે હરિયાએ આ ગુલામડીને ભારે લાંચ આપી હોવી જોઇએ, અને તેથી જ તેણે આપેલું બનાવટી વીલ એ મારી તીજોરીમાં મૂકી દઈ મારૂં ખરૂં વીલ ચોરી જવાને અહીં મારાં મકાનમાં પ્રવેશી હશે; પણ મારાં પંજામાં અચાનક સપડાઈ જવાથી એણે એ બનાવટી વીલ ફાડી નાખીને સળગાવી મૂક્યું હશે !"

ગોવિંદલાલે પૂછ્યું : "એ તો જાણે ઠીક, પણ આ ગુન્હાના સંબંધમાં રોહિણી પોતે શું કહે છે ?"

"એ શું કહેવાની હતી ? એ તો એમ કહે છે કે હું વીલ ચોરવા આવી જ ન હતી."

ગોવિંદલાલે રોહિણી તરફ જોઇને પ્રશ્ન કર્યો : "શું છે રોહિણી ? તમે જો વીલ ચોરવા આવ્યા ન હતા, તો પછી સાચેસાચું કહી દ્યો, શા માટે અહીં આવ્યા હતા ?"

સંતોષ થયો નહિ. તેણે વિચાર્યું, કે દુઃખી માણુસ કોઈની પાસે કંઈ ભિક્ષા માગે છે અને તે દ્વારા વિપદમાંથી મૂક્ત થવા તે ઇચ્છે છે, પણ રોહિણી અત્યારે એવી શી વિપત્તિમાં છે? એટલામાં તેને તે દિવસનું સ્મરણ થઇ આવ્યું. તેણે અનુમાન ને કલ્પનાના કિલ્લાઓ મગજમાં ચણવા માંડયા.

"હા! દિવસો પહેલાં એજ ગોવિંદલાલ રોહિણીને પેલા સરોવર કિનારે મળ્યો હતો અને સરોવરનાં પગથીઆં ઉપર ઉભા રહી, તેણે રોહિણી સાથે વાતચીત કરી હતી. એ આખો પ્રસંગ ગોવિંદલાલને આ વેળા સાંભર્યો. એ વખતે ગોવિંદલાલે રોહિણીને એ અર્થના શબ્દો કહ્યા હતા, કે: "રોહિણી, તને જો કાંઈ દુઃખ હોય તો તે મને તે કહી દે. જો તું તારૂં દુઃખ મને જણાવશે, તો હું એ દૂર કરવા અવશ્ય પ્રયત્ન કરીશ. જોઇએ તો આજે, જોઇએ તો કાલે, અથવા તો તને ઠીક લાગે ત્યારે; તારી આપત્તિ મને જણાવી દેજે!" ખરેખર! આજે રોહિણી સંકટમાં છે અને તેણે એ પ્રસંગનું સ્મરણ કરીને જ પોતાને સંકટમૂક્ત કરવા માટે પોતાની તરફ અર્થપૂર્ણ દૃષ્ટિએ જોયું હોવું જોઇએ!

આવા આવા ભૂતકાળના સંસ્મરણો તાજા કર્યા પછી તેણે સ્વગત વિચારવા માંડયું: "રોહિણીની સહાયતા કરવી, એ મારી અંતરની ઇચ્છા છે; કારણકે એ બિચારીને સહાયતા કરે એવું અન્ય કોઈ સ્નેહી-સંબંધી નથી. પરંતુ જેના હાથમાં અને જે સંજોગોમાં એ બાપડી આવી પડી છે, એમાંથી એની રક્ષા કરવી એ કાંઈ સહજ નથી."

"શા ઉંડા વિચારમાં પડયો છે ગોવિંદરાય!" કૃષ્ણકાન્તે તેને મૌન નિહાળી પ્રશ્ન કર્યો.

એમનાં એકાએક આ પ્રશ્ને એની વિચારમાળા તૂટી. એણે મોઢામાં આવ્યું તે બોલી નાખ્યું: "અરે હાં...તમે શું કહ્યું મહાશય?"

વૃદ્ધ કૃષ્ણકાન્તે જરા નવાઇ પામીને રોહિણીનાં સંબંધમાં બનેલી આખી ઘટના ગોવિંદલાલને ફરીથી વિસ્તારપૂર્વક કહી દીધી, પણ ગોવિંદલાલે કૃષ્ણકાન્તનું એ સમગ્ર કથન પણ હમણાં ધ્યાન દઇને સાંભળ્યું નહિ. રોહિણીએ કરેલા કટાક્ષથી ગોવિંદલાલને ભારે મુંઝવણ પેદા થઈ હતી અને તેની આલોચના કરવામાંજ તેનું વ્યથિત ચિત્ત ગુંચવાઈ રહ્યું હતું. તેણે ફરીથી પૂછ્યું : "હં...કહો તો જ્યેષ્ઠ મહાશય! શું થયું છે વારૂ?"

ગોવિંદલાલનાં મુખમાંથી એકનો એક પ્રશ્ન આમ ત્રીજી વાર નીકળતો સાંભળીને કૃષ્ણકાન્તને ભારે ક્ષોભ થયો. તેમણે મનમાં ને મનમાં વિચાર કર્યો: "મને લાગે છે કે આ છોકરો આ દુષ્ટાનું ચંદ્રમા જેવું મુખ જોઈને સાન-ભાન ભૂલી ગયો લાગે છે!" તેમણે ગઈ રાત્રીએ રોહિણીનાં સંબંધમાં બનેલો બનાવ ફરીથી ગોવિંદલાલને ટુંકાણમાં કહી સંભળાવ્યો. બનેલી બીનાનો અંતે ઉપસંહાર કરતા તેઓ બોલ્યા : "આ બધી પેલા પાજી હરિયાની હરામખોરી છે. મને લાગે છે કે હરિયાએ આ ગુલામડીને ભારે લાંચ આપી હોવી જોઇએ, અને તેથી જ તેણે આપેલું બનાવટી વીલ એ મારી તીજોરીમાં મૂકી દઈ મારૂં ખરૂં વીલ ચોરી જવાને અહીં મારાં મકાનમાં પ્રવેશી હશે; પણ મારાં પંજામાં અચાનક સપડાઈ જવાથી એણે એ બનાવટી વીલ ફાડી નાખીને સળગાવી મૂકયું હશે!"

ગોવિંદલાલે પૂછ્યું : "એ તો જાણે ઠીક, પણ આ ગુન્હાના સંબંધમાં રોહિણી પોતે શું કહે છે?"

"એ શું કહેવાની હતી? એ તો એમ કહે છે કે હું વીલ ચોરવા આવી જ ન હતી."

ગોવિંદલાલે રોહિણી તરફ જોઇને પ્રશ્ન કર્યો : "શું છે રોહિણી? તમે જો વીલ ચોરવા આવ્યા ન હતા, તો પછી સાચેસાચું કહી દયો, શા માટે અહીં આવ્યા હતા?"

રોહિણી નીચે નમાવેલું મોઢું ઉંચું કર્યા વિનાજ ગદ્‌ગદ્‌ કંઠે બોલી : "હું હવે તમારા લોકોના હાથમાં તમારી ઇચ્છાને આધીન ઉભી છું. હવે ભલે તમને જે ફાવે તે સજા કરો. મારે જે કંઇ કહેવું હતું તે હું કહી ચુકી છું. હવે હું વિશેષ કંઇજ કહેવા માગતી નથી."

કૃષ્ણકાન્ત બોલ્યા : "જોયું ? કેવી નફટ નાલાયક ને બદમાશ બાઈ છે!"

ગોવિંદલાલ સ્વગત બબડયો : "આ પૃથ્વી પર અમુક સંજોગોને વશ પોતાને મોઢે તાળું મારનાર યા હોઠો શીવી રાખનાર, બધાંજ મનુષ્યો કંઈ બદમાશ ને ગુન્હેગારો નથી હોતા. જો કે આવા ઉડાઉ જવાબો આપનારામાંના ઉપરથી ગરીબ દેખાતા ને મુંગા મહાત્માના ડોળ કરતા કંઇક બદમાશ ને ઉઠાવગીરો પણ હોય છે! તે જરાવાર રહીને પાછો બોલ્યો: "વારૂ જ્યેષ્ઠ મહાશય! તમે એને એના આ ગુન્હા માટે શી સજા ફરમાવી છે વારૂં ? શું તમે એને પોલિસ સ્ટેશને મોકલવા માંગો છો ?"

"અરે આપણે વળી પોલિસ કેવા ને ન્યાયાધીશ કેવા ? હું પોતેજ પોલિસ ને પોતેજ મેજીસ્ટ્રેટ છું! આવી એક અધમ કોટીની સ્ત્રીને પોલીસને સ્વાધીન કરી હું જેલમાં મોકલું એમાં બહાદુરી શી વ્યકત થવાની છે? ઉલ્ટી મારી પ્રતિષ્ઠા ને પદવી ઝંખાય!"

ગોવિંદલાલ બોલ્યો : "ત્યારે તમે એને જાતે ને પોતે શી સજા કરવા નિશ્ચય કર્યો છે?"

"અરે હજુ સુધી નિશ્ચય શાનો કરવાનો હોય! હું તો એને ક્યારની સજા ફરમાવી પણ ચૂકયો છું. એનું માથું મુંડાવી નાંખીશ, મોઢે મેશ ચોપડાવીશ અને પછી પીઠમાં બે લાત મારી એને ગામ

બહાર હાંકી કાઢીશ. હવે મારી જમીન જાગીરની હકુમતમાં એ પાછો પગ પણ મૂકી શકે નહિ એવો કડક બંદોબસ્ત કરીશ."

ગોવિંદલાલ રોહિણી તરફ ફર્યો ને બોલ્યો: "કહે રોહિણી, આ સંબંધમાં તારે હવે શું કહેવું છે?"

"હું એક વખત કહી ચુકી કે મારે કાંઈજ કહેવાનું નથી. તમને જે સજા કરવી હોય તે ખુશીથી કરો. નકામો વિલંબ શા માટે કરો છો?"

ગોવિંદલાલ રોહિણીનો આ ઉત્તર સાંભળીને આશ્ચર્યથી ચકિત થઈ ગયો. જરાવાર વિચાર કરીને તેણે કૃષ્ણકાન્તને કહ્યું: "મારી એક વિનંતિ સાંભળશો?"

કૃષ્ણકાન્તે કહ્યું: "કહે, શું કહેવા માગે છે?"

ગોવિંદલાલે કહ્યું: "એને અત્યારે છોડી મુકો. હું એનો જામીન થાઉં છું. કાલે સવારે દશ વાગે એને હું ફરીથી તમારી આગળ હાજર-કરવા તમારા કબજામાં પાછી સોંપવા બંધાઉ છું."

કૃષ્ણકાન્ત સ્વગત બોલ્યા: "આખરે મને મારૂં અનુમાન ખરૂં પડતું લાગે છે. આમાં બાબાજીનો વિચાર કાંઈ સ્વાર્થી હોવોજ જોઇએ." થોડી વાર વિચાર કરીને તેમણે પ્રશ્ન કર્યો: "પણ એને શા માટે છોડી મૂકું? અને છોડી મૂકીશ તો એ ક્યાં જશે?"

ગોવિંદલાલે કહ્યું: "એને સજા કરતા પહેલાં ખરી બીના શી છે, તે જાણી લેવાની ખાસ જરૂર છે. રોહિણી આટલા બધા માણસની વચ્ચે તમારી આગળ સાચી વાત શી છે તે કહી શકે એ શક્યજ નથી. પણ હું એને એકવાર અંદર લઈ જઈને કળે કળે એને મોઢેથી સત્ય હકીકત શી છે, એ જાણી લેવા બનતો પ્રયાસ કરી જોવા માંગુ છું."

કૃષ્ણકાન્ત સ્વગત બોલ્યા : "હવે પૂછવું એનું કપાળ ! આજ કાલના ભણેલાગણેલા છોકરાઓ ખરેખર બેશરમ બની ગયા છે. પણ ફિકર નહિ, હવે ગોવિંદ સાથે પણ મારે એક જાતની કપટ બાજી ખેલવી પડશે." એવા વિચાર ઉપર આવીને એ બોલ્યા: "વારુ, તેમ કર. જેવી તારી ઇચ્છા !"

કૃષ્ણકાન્તે એક દાસીને બૂમ મારીને બોલાવીને કહ્યું : "આ બાઇને ગોવિંદલાલની સ્ત્રીની પાસે મુકી આવ; પણ જોજે, અધવચ રસ્તામાંથી જ એ પલાયન ન થઇ જાય એની ખાસ કાળજી રાખજે !"

દાસી રોહિણીને લઇને શેઠની આજ્ઞાનું પાલન કરવા ત્યાંથી ચાલી ગઈ. એ પછી ગોવિંદલાલ પણ ત્યાંથી ચાલ્યો ગયો. કૃષ્ણકાન્ત બોલ્યા : "દુર્ગા, દુર્ગા, નથી સમજાતું કે આ છોકરાને પણ કોણ જાણે શું થયું છે ?"

## ૧૨

ગોવિંદલાલ જ્યારે અંતઃપુરમાં આવ્યો, ત્યારે તેણે જોયું, કે ભ્રમર રોહિણીને સાથે લઇને બેઠી હતી. તેમની બંનેની વચ્ચે કાંઇ-પણ વાર્તાલાપ થતો ન હતો. ભ્રમર રોહિણી સાથે ઘણી વાતો કરવા માંગતી હતી, પણ રોહિણી ઉપર જે કલંક આવ્યું હતું તે એવું ગંભીર હતું કે એના સંબંધમાં તેની સાથે હમણાં કંઇપિણ જાતની ચર્ચા કરવી એ રોહિણીના હકમાં નુકસાન કરવા સરખું હતું. ભ્રમરને આ વાતનો સારી રીતે ખ્યાલ હતો અને તેથી જ તે કાંઈ બોલતી ન હતી.

ભ્રમરે ગોવિંદલાલને આવતો જોયો. ભ્રમરને શરૂઆતમાં તો એમ જ લાગ્યું હતું, કે કૃષ્ણકાન્તે રોહિણીને પોતાની પાસે એટલા જ માટે મોકલી હશે, કે તેઓ ભ્રમર દ્વારા જ રોહિણીએ ચોરી કરવાનું

સાહસ શા માટે કર્યું હતું તે જાણી શકવા સફળ થાય. પણ પોતાને આ કડવી ફરજ બજાવવી પડશે, એ વિચારથી ભ્રમરને ઉદ્વેગ થતો હતો. ગોવિંદલાલને આવતા જોઈને એને સંતોષ થયો. એને લાગ્યું કે એ કડવી ફરજ હવે એને બજાવવી પડવાની નથી!

ભ્રમરે ઝપાટાબંધ બહાર આવીને ગોવિંદલાલને હાથનો ઈસારો કરીને પાસે બોલાવ્યો. ગોવિંદલાલ એની પાસે ગયો, એટલે એણે ધીમે રહીને એને પૂછ્યું : "રોહિણીને અહીં મારી પાસે શા માટે મોકલાઈ છે?"

"મારે ખાનગીમાં એને કેટલીક વાતો પૂછવી છે એટલા માટે! પછી એના નસીબમાં જે હશે તે થશે."

"તમે એને ખાનગીમાં શું પૂછવા માંગો છો?"

"એનાં દીલમાં શી વાત છુપાઈ છે, તે મારે જાણવી છે. જો હું એકલો એની સાથે વાત કરૂં, એમાં તમને કશો ભય લાગતો હોય, તો તમે પડદાની આડમાં ઉભા રહીને અમારી વચ્ચે શી વાતચીત થાય છે, તે ખુશીથી સાંભળજો."

ભ્રમર ગુંચવાડામાં પડી ગઈ. શરમથી તેણે પોતાનું મુખ નીચે નમાવી દીધું અને તે એકદમ રસોડામાં ચાલી ગઈ. રસોડામાં આવીને ચુલા પાસે બેઠી. રસોયણ પણ ત્યાં જ બેઠી હતી. રસોયણનો પાલવ ખેંચીને ભ્રમરે તેને કહ્યું : "રસોયણ ઠાકુરદાસી! ચાલો રસતરબોળ બનાવી દે અને ખૂબ ગમ્મત પડે એવી એક ઉપકથા કહો જોઈએ વારૂ!"

ગોવિંદલાલ અંતઃપુરમાં ગયો. તેણે રોહિણીને પૂછ્યું : "આ બધી શી બાબત છે, એ મને સાચેસાચું કહી દયો જોઈએ!"

રોહિણીનાં હૃદયમાં છૂપાવેલી પાપ—ઘટના જાણે તેની છાતી ફાડીને બહાર નીકળી આવવા તલસી રહી હતી! છતાં એ એને પરાણે રોકી રાખવાના પ્રયત્નો હજુ પડતા મુકતી ન્હોતી. જીવતા જીવે

ચિતા ઉપર ચઢીને બળી મરનારી આર્યબાળાઓ પૈકીની જ તે એક આર્ય-કન્યા હતી. તેણે પોતાનાં અંતરમાંનું એ ગુપ્ત રહસ્ય છુપાવી દીધું અને બોલી: "મોટા બાપુને મોઢે તમે મારે વિષે બધી વાતો સાંભળી તો છે, હવે વળી ફરી પાછા શું કરવા પૂછો છો?"

"મોટા બાપુ તો એમ કહે છે, કે તમે ખરા વીલની ચોરી કરવા અને તેને બદલે ત્યાં ખોટું વીલ મુકવાનું કાવતરું કરવા માટે આવ્યા હતા. કહો જોઉં એ વાત સાચી છે?"

"સદંતર ખોટી વાત છે."

"ત્યારે ખરૂં શું છે?"

"ખરૂં કહેવાથી ફાયદો પણ શો છે?"

"મને વિશ્વાસ છે કે જો તમે સાચું બોલશો, તો તેથી તમને અવશ્ય ફાયદો જ થશે."

"ધારો કે હું તો સાચું કહીશ છતાં મારૂં એ કહેવું સાચું જ છે એવો વિશ્વાસ તમે રાખી શકશો ખરા?"

"જો તમારી વાત મારી ધ્યાનમાં વિશ્વાસ રાખવા યોગ્ય જણાશે તો હું જરૂર વિશ્વાસ રાખીશ."

"પણ હું જે કહીશ તે તમારે માટે વિશ્વાસ કરવા યોગ્ય તો છે જ નહિ."

"એજ તમારી ભૂલ છે ને! કઈ વાત મને ખરી લાગશે અને કઈ વાત મને ખોટી લાગશે, તે હુંજ નક્કી કરી શકું છું. મારાં મનની નિર્ણયાત્મક શક્તિનું માપ તમે ન માપી શકો. હું અમુક વાત સાચી છે એમ માનવાનો જ નથી, એવા અદ્ધર અનુમાન તમે આગળથી જ ન બાંધી શકો. બીજાને જે વાત અવિશ્વાસ રાખવા જેવી લાગતી હશે, તેજ વાત મને વિશ્વાસ રાખવા યોગ્ય પણ લાગે, એ મારે માટે તદ્દન સંભવિત છે, રોહિણી."

રોહિણી સ્વગત બોલવા લાગી: "પણ હું તો અસત્ય કહેવા માગતી જ નથી. સત્ય ઉપર મને પ્રીતિ ન હોત તો હું વળી હાથે કરીને સાચું કબૂલી આમ મોતનાં મોઢામાં શા માટે દાખલ થાત!" ગમે તે હો. હું તો મરવાજ બેઠી છું, કિન્તુ એકવાર હવે ગોવિંદલાલની પણ પરીક્ષા કરી જોવાની તો જરૂર જ છે. એમની પરીક્ષા કરીનેજ મરવું મારે માટે બહેતર છે." એમ વિચારીને તે પ્રગટથી બોલી: "તમે અવિશ્વાસ યોગ્ય વાતને પણ વિશ્વાસ યોગ્ય માની લેવાને તૈયાર થાઓ છો, એ તમારી મહત્તા અને ઉદારતા છે, પણ આ એક દુઃખકથા છે. તે તમને કહેવામાં કાંઈ લાભ થવાનો નથી."

"લાભ કેમ ન થાય? સંભવિત છે કે એથી હું તમારૂં કાંઇ ભલું પણ કરી શકું. ?

"તમે મારૂં શું ભલું કરી શકો એમ છો?"

ગોવિંદલાલ વિચાર કરવા લાગ્યો: "ખરેખર આનો જોટો જડે એમ નથી. જબરી હઠીલી લાગે છે. ગમે તેમ હોય, પણ એનો પરિત્યાગ કરી દેવો એ પણ ઇષ્ટ નથી. એ ખરેખર દુઃખી છે, અને દુઃખના ઉદ્વેગથીજ આવા શબ્દો બોલી રહી છે. તે એને દીલાસો દેતો હોય એમ બોલ્યો: "જુઓ રોહિણી, જો મને તમારી વાત સાચી લાગશે, તો હું મોટાબાપુને તમારે માટે જરૂર ભલામણ કરી શકીશ અને કદાચ મારી ભલામણને માન્ય રાખીને મોટાબાપુ તમને છોડી પણ મૂકશે."

"ઠીક, પણ માની લ્યો કે તમે કદાચ ભલામણ નહિ કરો, તો મોટાબાપુ મને શી સજા કરશે?"

"તે તમે પોતેજ સાંભળી નથી?"

"હા સાંભળી છે. તેઓ મારૂં માથું મુંડાવી, મોઢે મેશ ચોપડાવી, ગામ બહાર કાઢી મૂકવાના છે. પણ એમ કરવામાં મારૂં

કાંઈ બહુ ભારે નુકસાન થઈ જવાનું હોય, એમ હું માનતી નથી. મારી ઉપર જે ગંભીર કલંક આવ્યું છે, તે જોતાં તો હવે આ ગામમાંથી મને હાંકી કઢાય, એજ મારે માટે હીતકર છે. જો મોટાબાપુ મને ગામમાંથી કાઢી નહિ મૂકશે, તો હું જાતે જ હવે ગામ છોડીને ચાલી જઈશ. આવા ગંભીર આક્ષેપ પછી અહીં રહીને મોઢું બતાવવાને પણ હવે હું લાયક નથી રહી. મોઢે મેશ ચોપડવી, એ મારે માટે કાંઈ ઘણી મોટી સજા નથી. મેશ તો ધોઈ નાખવાથી નીકળી જશે. હવે બાકી રહ્યા આ વાળ!" એમ કહીને રોહિણીએ એક વાર તેના જલતરંગ જેવા કૃષ્ણવર્ણા વાળ સામે દૃષ્ટિ નાંખી. તે બોલી: "એની પણ મને હવે ઝાઝી પરવા નથી. લાવો, કાતર લાવો. સજા કરનાર એ કાપવાની તસ્દી લે એ પહેલાં લ્યોને મારે હાથે જ હું એ ભ્રમર ઠાકુરાણીના માથાની વેણીમાં ગુંથવા માટે ગંગાવન બનાવવા કાપી આપું છું. પછી કાંઈ છે?"

ગોવિંદલાલ આ શબ્દો સાંભળીને ખુબ વ્યથિત થયો. તે એક લાંબો નિશ્વાસ નાખીને બોલ્યો: "તમે જાણો છો રોહિણી, તમારે શિરે જે કલંક ચોંટયું છે, એજ તમારે માટે ભારેમાં ભારે શિક્ષા છે. જો એ કલંક દુર ન થાય તો એ કલંકરૂપી સજા પાસે બીજી કોઈ પણ મહાનમાં મહાન સજા પણ તમારે માટે વિસાતમાં નથી."

રોહિણીથી એથી વિશેષ ન સંભળાયું—ન સંખાયું. એ છૂટી પોકે પોસ પોસ આંસુએ હૃદય મોકળું મુકી રડી પડી.

તેનું હૃદય અંદરખાનેથી ગોવિંદલાલ ઉપર ધન્યવાદનો વરસાદ વરસાવી રહ્યું હતું. થોડીવાર પછી આંસું લૂંછી તેણે ગોવિંદલાલને પુન: શંકાશીલ બનીને પ્રશ્ન કર્યો: "શું તમે ખાત્રીપૂર્વક એ જણાવી શકો છો કે આ કલંક રૂપી જે દંડ મળ્યો છે, તેમાંથી તમે મારૂં રક્ષણ કરી શકશો ખરા?"

ગોવિંદલાલે થોડીક ક્ષણો કાંઈક ગંભીર વિચાર કરવામાં પસાર કરી નાખી. તે પછી તે બોલ્યો: "તમારાં હૃદયનો સત્ય એકરાર

સાંભળ્યા વિના હું અત્યારથી–આગળથી કંઈજ ચોક્કસ કહી શકતો નથી, પણ હા, જો તમે દીલ ખોલીને સત્ય બીના જણાવી દેશો, તો હું તમને એ કલંક–દંડમાંથી મૂક્તિ અપાવવા મારાથી બનતા બધા જ પ્રયત્નો કરીશ.”

“વારૂ, તમે શું જાણવા ચાહો છો? પૂછો જોઈએ.”

“પહેલાં એ કહો કે તમે જે સળગાવી મૂક્યું હતું, તે શું હતું.”

“બનાવટી વસીઅતનામું હતું”

“તમે એ ક્યાંથી મેળવ્યું?”

“તમારે ત્યાંથી જ–તિજોરીમાંથી મને એ મળ્યું હતું.”

“એ બનાવટી વીલ અમારી તિજોરીમાં ક્યાંથી આવ્યું?”

“એ તમારી તીજોરીમાં હું જ મૂકી ગઈ હતી. જે દિવસે કાકાબાબુએ ખરૂં વીલ બનાવ્યું હતું, તેજ રાત્રે હું એ ખરા વીલની ચોરી કરી ગઈ હતી, અને તેને સ્થાને એ બનાવટી વીલ મેં ગોઠવી દીધું હતું.”

“પણ એમ કરવામાં તમારો હેતુ?”

“હરલાલ બાબુના અનુરોધથી જ મેં એ કલંકીત કાર્ય કીધું હતું.”

ગોવિંદલાલે પૂછ્યું: “તો પછી કાલે રાત્રે તમે પાછા શા માટે આવ્યા હતા?”

“મારો ઇરાદો અસલ વીલ પાછું જેમનું તેમ તિજોરીમાં મૂકીને બનાવટી વીલ પાછું લઈ જવાનો હતો.”

“એમ કરવાનું કંઈ કારણ?”

“ખરૂં વીલ ચોરી ગયા પછી મારા વિચારોમાં પલટો થવાથી મેં એ સાહસ કીધું હતું.”

"વારૂ, એ બનાવટી વીલમાં શું લખાણ લખાયું હતું, તે તમે મને જણાવી શકશો ખરા ?"

"બનાવટી વીલમાં તમારી મિલકતની વહેંચણી એ રીતે કરવામાં હતી, કે બડાબાપુ–હરલાલને મિલકતમાંથી બાર આના ભાગ આપવો અને તમને ફક્ત રૂપીએ એક પાઇ જેટલો હિસ્સો આપવો."

"બનાવટી વીલ તમે હરલાલના અનુરોધથી તિજોરીમાં મૂકવા આવ્યા હતા, એ તો જાણે ઠીક છે; પણ ખરૂં વીલ પાછું તિજોરીમાં મૂકી બનાવટી વીલ પાછું ઉપાડી જવાનો એવો કોઇ અનુરોધ મેં તો તમને કદાપી ન્હોતો કર્યો. છતાં તમે એ જીવસટોસટનું જોખમ ખેડવા શા માટે તૈયાર થયા હતા ?"

આ પ્રશ્નનો જવાબ વાળતાં રોહિણીની આંખો ભરાઇ આવી. એ મહા કષ્ટે ભરાઇ આવેલી છાતીને અંકુશમાં રાખતી બોલી: "તમે મને એ બાબતનો અનુરોધ કર્યો ન હતો, એ ખરૂં; પણ જે વસ્તુ હું આ જન્મે કોઇપણ સ્થળેથી પામી શકી ન હતી–અરે જે વસ્તુ આ જન્મમાં કોઇપણ સ્થળેથી હું પામી શકીશ એવો સંભવ પણ નથી, તે વસ્તુ હું તમારી પાસેથી પામી શકી હતી ! બસ એનાજ અનુરોધથી હું તમારા લાભનું આ સાહસીક કાર્ય કરવા પ્રેરાઇ હતી."

"એ વસ્તુ શી રોહિણી ? હું તમારી આ ગોળગોળ વાતમાં કંઇ સમજી શકતો નથી."

"તમે મને પેલા સરોવર–તીરે મળ્યા હતા ! મારી સાથે દીલ ખોલીને બે દિલાસાની મીઠી પ્રેમાળ વાતો કરી હતી ! એ બધું તમને યાદ નથી ?"

"મારાં દીલમાં તમારે માટે દયા, લાગણી, આદર ને પ્રેમ છે, કિન્તુ મારી વાતોમાં પ્રેમની ગંધ હતી યા હોય છે, એ તો તમારી મિથ્યા કલ્પનાજ માત્ર છે. કહો જોઉં, મેં એવી શી વાતો કરી હતી ?"

"એ તો હું આ મુખે ફરીથી બોલી શકું એમ નથી. ગોવિંદરાય, તમે જાણો છો કે હું રોગી છું. તમારા વિના મારાં એ હૃદય-રોગનો કોઈ એવો ચિકિત્સક નથી. મારાં એ રોગની અન્ય ક્યાંય એવી કોઈ ચિકિત્સા પણ નથી, તેમ એ રાજરોગમાંથી મને કોઈ મૂક્તિ અપાવી શકે એમ પણ નથી. હું તો ખરેખર આજે ઝેર જ પી લેતે! પણ તમારાં ઘરમાં ઝેર પણ નથી. તમે મારા ઉપર બીજો કશો ઉપકાર કરી શકવાના નથી, પણ હા! જો કરી શકો તો કૃપા કરી એક ઉપકાર કરો. મને એકવાર અહીંથી છોડી મૂકો. અંદરનાં ઓરડામાં જઇને પહેલાં તો હું પેટ ભરીને પુષ્કળ રડી લઉં! તે પછી જો હું જીવતી રહું, તો ભલે મારે મોઢે મેંશ ચોપડી મારું માથું મુંડાવી, મને ગામ બહાર હાંકી કાઢજો. મને તેની એવી કોઈ પરવા નથી."

ગોવિંદલાલ એનાં ઉકળતાં હૃદયની આ ધગધગતી વરાળોના સ્પર્શે રોમેરોમ દાઝી ગયો. દર્પણમાં દેખાતાં નીતરાં પ્રતિબિંબની માફક રોહિણીનું સ્વચ્છ હૈયું તે આજે રહી રહીને પણ આબાદ અવલોકી શકયો. તે સમજ્યો કે જે મંત્રથી ભ્રમર મુગ્ધ હતી, તેજ મંત્રથી આ અભાગીની પણ મુગ્ધ બની હતી! ગોવિંદલાલને એથી ન તો આનંદ થયો, ન તો ક્રોધ આવ્યો; તેના સમુદ્ર જેવા વિશાળ અંતરને ડહોળી નાખતો તેનો ઉતાવળો શ્વાસ ઝપાટાબંધ નીકળી રહ્યો હતો. તે બોલ્યો: "રોહિણી, તમને મૃત્યુ જ સાચી શાન્તિ આપી શકે એમ છે એ ખરું; પણ મરણ એજ તમારું જીવનકાર્ય નથી. આ સંસારમાં દરેકને માટે કાંઈ નહિ ને કાંઈ જીવનકાર્ય નિર્માણ થયું હોય છે. પોતપોતાનું એ કાર્ય પૂરું કર્યા વિના કોઇએ શા માટે મરી જવાનો મોહ રાખવો યા પ્રયત્ન કરવો જોઇએ?"

આટલું કહી ગોવિંદલાલ આમતેમ જોવા લાગ્યો. એ વિશેષ કાંઈ બોલ્યો નહિ. રોહિણી ધીમેથી બોલી: "કેમ આગળ બોલતા અટકી ગયા? બોલ્યે જાવ. તમારે જે કંઇક કહેવું હોય, તે આજે મન

મોકળું મેલી કહી જ નાખો. આજે હું બધાનું સાંભળી લેવા છેક છેલ્લે પાટલે જ બેઠી છું."

ગોવિંદલાલે કહ્યું: "રોહિણી! તમારે આ સ્થાન છોડીને ચાલ્યા જવું પડશે."

"શા માટે?"

"શા માટે? હમણાંજ તમે મને કહ્યું ને, કે હું આ જગ્યા છોડીને ચાલી જવા માંગું છું."

"હું તો લજ્જાના મારી ભયથી એમ કહેતી હતી, પણ તમે સુદ્ધાં એમજ કહો છો, એનો અર્થ શો?"

"જેથી તમારૂં-મારૂં ફરીથી પરસ્પર સંભાષણ કે દર્શન જ ન થઈ શકે!"

રોહીણીએ જોયું કે ગોવિંદલાલ બધું સમજી ગયા હતા. એ મનમાં ને મનમાં ખૂબજ શરમાઇ ગઇ. તેને ખૂબ આનંદ પણ આવ્યો; અને તે તેનાં બધા દુઃખો ભૂલી ગઈ. એ આનંદે તેનાં જીવનમાં રસ પેદા કર્યો. તેને જીવવાની ઇચ્છા થઈ. આ ગામ છોડી જવા ઉપર તેને એક વાર પાછો કંટાળો આવ્યો અને વાસના અને વિકારની આછી રેખા તેનાં હૃદયપટ ઉપર ફરી વળી. ખરેખર! મનુષ્ય કેટલું પરાધિન છે!

રોહિણી બોલી: "હું કોઈ પણ સ્થળે જવાને તો રાજી છું, પણ મારે કયાં જવું, તેનો હજી હું વિચાર કરી રહી છું."

"મારી સલાહ છે, કે તમે કલકત્તા જાઓ. ત્યાં મારો એક મિત્ર રહે છે, એની ઉપર હું તમને એક ભલામણપત્ર લખી આપવા તૈયાર છું. તે તમને એક ઘર વેચાતું લઈ આપશે. તમને ભાડું વિગેરે કોઈ ખર્ચની પંચાત કે તકલીફ નહિ રહે."

"અને મારા કાકાજીનું શું થશે?"

"તેઓ તમારી સાથેજ આવવા તૈયાર થશે, એ વાતની મને ખાતરી છે. જો તેઓ તમારી સાથે આવવા તૈયાર ન હોત, તો તો હું તમને કલકત્તા જવાનું કહેતજ નહિ."

"પણ ત્યાં અમારૂં ભરણપોષણ કેવી રીતે થશે?"

"મારો એ મિત્ર તમારા કાકાજીને કોઈ પણ સારી નોકરીએ ગોઠવી દેશે."

"પણ કાકાજી ગામ તજી પરગામ જવાને માટે સંમત ન થાય તો!"

"કદાચ તેઓ સંમત ન થાય તો તમે તમારે ખાતર તેમને ગામ ત્યાગ કરવાનું સમજાવી શકશો!"

"ધારો કે હું તેમને સમજાવી શકું, પણ મોટાબાપુ આ બાબતમાં સંમત થશે? તેઓ મને એમને એમ વિના દંડે છોડી દેશે?"

"હું તેમને ભલામણ કરીશ."

"અને જો તમે એ કામમાં સફળતા મેળવશો, તો મારા ઉપર એક કલંક ઉભું છે, તેમાં બીજાનો ઉમેરો થશે. હાલ તમે કોરા રહ્યા છો, એ પછી તમને ય કલંકની થોડી કાલીમા ચોંટશે."

"એ વાત સાચી છે રોહિણી, પણ એટલા માટે તમારી તરફેણમાં મોટાબાપુને હું જાતે કશી ભલામણ કરવાનો નથી, પણ મારી ભ્રમર પાસે ભલામણ કરાવવાનો છું. ઠીક, હવે તમે જાઓ અને અંદરથી ભ્રમરને અહીં મારી પાસે મોકલી આપો. તમે રસોડામાં બેસજો ને હું બૂમ મારી બોલાવું, ત્યારેજ અહીં આવજો."

કલંકીતા રોહિણી ગોવિંદલાલ પ્રતિ પુનઃ એક તીરછો વેધક દ્રષ્ટિપાત કરી ભ્રમરને કહેવા અંદર ચાલી ગઈ.

## ૧૩

ગોવિંદલાલે ભ્રમરને બહુ બહુ સમજાવી, પણ ભ્રમર સસરાજીની સમક્ષ રોહિણીનાં સંબંધમાં કશીપણ ભલામણ કરવાને તૈયાર થઈ નહિ. તેને એમ કરતાં ભારે શરમ લાગતી હતી. છેવટે હતાશ બની ગોવિંદલાલ પોતેજ કૃષ્ણકાન્તની પાસે ગયો. એ વખત કૃષ્ણકાન્ત તેમના પલંગ ઉપર સુતા હતા. તેમણે ભોજન કરી લીધું હતું. એક હાથમાં હુક્કાની નળી પકડેલી હતી. એમની આંખો અર્ધ નિદ્રાથી મીંચાએલી હતી. અફીણનાં સેવનથી એમને નશાની ધીમી ભરતીના ઉછાળા જણાઈ રહ્યા હતા. રોહિણીનું ચંદ્ર જેવું મુખડું એ વૃદ્ધનાં અંતરમાં ડોકીયા કરી રહ્યું હતું. અચાનક બરાબર એજ વખતે એમનાં કાનમાં "જ્યેષ્ઠ મહાશય" એવું સંબોધન અથડાયું. હાથમાં પકડેલી હુક્કાની નળી છૂટી જઇને પાસે મેજ ઉપર મૂકેલી પીકદાની ઉપર પડી, ને તે નીચે તૂટી પડતાં ઝનનનન ખનનનન અવાજ થયો.

ખડખડાટે કૃષ્ણકાન્તની નિદ્રા ભાંગી ગઈ અને તેમની મીંચાયલી આંખો અર્ધી પર્ધી ઉઘડી ગઈ. તેમણે સામે ઉભેલી વ્યક્તિ ઉપર ઘેનમાં ઘેરાતા આંખોના ડોળા બે હાથે ચોળી ચોળીને ઠેરવવા માંડયા.

કૃષ્ણકાન્ત અસ્તવ્યસ્ત સ્થિતિમાં ઘેરાયલી ઘેનભરી આંખે ઉઠીને બેઠા થયા. તેમણે નજર સામે ગોવિંદલાલને ઉભેલો દીઠો અને બોલ્યા: "કોણ ગોવિંદલાલ? તું..." ગોવિંદલાલને કૃષ્ણકાન્ત ખૂબ પ્રેમથી ચહાતા હતા. ગોવિંદલાલ જવાબ દેતાં જરા શરમાયો ને બોલ્યો: "જી, તમને નિદ્રા આવતી હોય, તો સુખેથી સુઈ જાઓ. મારે કાંઈ ખાસ કામ નથી. હું તો અમસ્તો; પછીથી આવીશ." એમ બોલતા બોલતા ગોવિંદલાલે નીચે ગબડી પડેલી પીકદાની ઉંચકી લઇને તેને ટેબલ ઉપર પાછી બરાબર મૂકી અને હુકકાની નળી કૃષ્ણકાન્તના હાથમાં આપી.

કૃષ્ણકાન્ત એક જબરા મુત્સદી અને ખંધા ડોસા હતા. તે કોઈ વાત સહેજે ભૂલી જાય એમ ન હતા. તેઓ મનમાં ને મનમાં બોલ્યા: "અરે કાંઇ નહિ, મારે એને પેલી ચંદ્રમુખી ગુલામડીની વાત પૂછવી છે, કે એણે એને શું કહ્યું છે?" કૃષ્ણકાન્ત પ્રગટ બોલ્યા: "મારી ઉંઘ પુરી થઈ ગઇ છે, હવે હું વધારે ઉંઘવા માંગતો નથી."

વૃદ્ધના આ શબ્દોથી ગોવિંદલાલ ગોટાળામાં પડી ગયો. રોહિણીના સંબંધમાં કૃષ્ણકાન્ત સાથે સવારે તેણે ઘણી વાતો કરી હતી, પણ તે વખતે તેને જરાપણ સંકોચ થયો ન હતો. હવે એજ વિષય ઉપર એમની સાથે વાર્તાલાપ કરતા તેને ભારે સંકોચ થવા લાગ્યો.

ગોવિંદલાલ રોહિણીના સંબંધમાં વાત કરવા ચાહતો હતો. તે બોલું બોલું કરી રહ્યો હતો પણ તેનાં મોઢાંમાંથી એક પણ શબ્દ નીકળવા પામતો ન હતો. એ અજાયબી હતી. શું રોહિણી સાથે એનો

સરોવર તટે મેળાપ થયો હતો, એ વાત કહેવામાં તેને સંકોચ થતો હતો?

ડોસાજી રંગ જોવા લાગ્યા. ગોવિંદલાલ કોઇપણ વાત ઉપાડતો ન હતો, તે જોઇને છેવટે એમણે પોતેજ અજાણ્યુ બનીને પોતાની જમીનદારી સંબંધીની વાતો ઉપાડી.

એ પૂરી થતાં તેમણે સાંસારિક વાતો કાઢી. તે પછી ધીમે રહીને કામકાજની વાતો શરૂ કરી. તોપણ ગોવિંદલાલે રોહિણીના સંબંધમાં એક પણ શબ્દ વ્યક્ત કર્યો નહિ. ગોવિંદલાલે રોહિણીના સંબંધમાં જે મૌન ધારણ કર્યું હતું, તે જોઈ કૃષ્ણકાન્તને મનમાં ને મનમાં ખૂબ હસવું આવ્યું. ખરેખર, ડોસો મહાન મુત્સદ્દી હતો!

ગોવિંદલાલ વાત ટુંકાણમાં પતાવીને પાછો ફરતો હતો, પણ કૃષ્ણકાન્તે ભત્રિજાને બૂમ મારી જરા થોભાવ્યો અને પૂછ્યું: "આજે સવારે જે દાસીના તમે જામીન થયા હતા, તેણે પછી કાંઈ વાત કબુલી ખરી કે?"

ગોવિંદલાલને લાગ્યું, કે રોહિણીની સઘળી આત્મકથા કૃષ્ણકાન્ત સમક્ષ રજુ કરવાને માટે હવે આ યોગ્ય અવસર છે. તેણે રોહિણીએ પોતાને જે જીવનકથા કહી હતી તે સંક્ષેપમાં કૃષ્ણકાન્તને વિગતવાર કહી સંભળાવી. ફક્ત સરોવરકાંઠે પોતાનો અને રોહિણીનો મેળાપ થયો હતો, તેનો જ તેણે ઉલ્લેખ કર્યો નહિ. કૃષ્ણકાન્તે સઘળી વાતો શાંત ચિત્તે સાંભળી લીધા પછી પૂછ્યું: "વારૂં, ત્યારે હવે એ દાસીને શી સજા આપવી જોઈએ? તમારો શો અભિપ્રાય છે?"

ગોવિંદલાલ લજ્જિત થઇને બોલ્યો: "મારો અભિપ્રાય શા માટે પૂછો છો? જે આપનો અભિપ્રાય એજ મારો અભિપ્રાય!"

કૃષ્ણકાન્ત મનમાં ને મનમાં હસ્યા, પણ તેમણે એ હાસ્યની એક પણ રેખા મોઢાં ઉપર સ્ફુરવા દીધી નહિ. તેઓ બોલ્યા: "એણે

તમને આ બધી જે વાતો કહી છે, એમાંની એકે ઉપર હું જરા પણ વિશ્વાસ રાખી શકતો નથી. મારો તો એજ અભિપ્રાય છે, કે એ જુઠાંબોલી ઠગારીને માથું મુંડાવી, મોઢું મેંશ ચોપડી, ગામ બહાર હાંકી જ કાઢવી. કહો જોઉં, તમારો શો મત છે?"

ગોવિંદલાલ તો આ સાંભળીને ઠંડો જ થઈ ગયો. એનાં મોઢાંનું નૂર ઉડી ગએલું જોઈ કૃષ્ણકાન્ત ફરી બોલ્યા: "મેં કહ્યો, તે તો મારો અંગત અભિપ્રાય છે; પણ જો તમને એમ જ લાગતું હોય, કે એ નિર્દોષ છે, તો એને ભલે છોડી મૂકો. તમારા વિશ્વાસમાં હું મારો વિશ્વાસ ધરાવી ખાસ વાંધો નહિ લઈશ."

ગોવિંદલાલે નિશ્વાસ મૂક્યો. હા—ના નો કોઈપણ સ્પષ્ટ ઉત્તર આપ્યા વિના તે એ ચાલાક ને જમાનાના ખંધા ડોસાજીના હાથમાંથી છટકી ગયો!

ગોવિંદલાલે રોહિણીને કલકત્તા ચાલ્યા જવાનું કહ્યું હતું, તે પ્રમાણે રોહિણી અંતે કલકત્તે જવાની તૈયારી કરી રહી હતી. તેણે બ્રહ્માનંદબાપુને કાને હજુ કશી પણ વાત નાખી ન હતી. રોહિણી પોતાનાં મકાનનાં દિવાનખાનામાં આવીને બેઠી. તેનું અંતર ભરાઈ આવ્યું હતું. તેણે દીલમાં ઉછળી રહેલો દુઃખના દાવાનળનો આવેગ રોકવા પ્રયત્ન કર્યો, પણ આખરે એનાથી રડી જ દેવાયું.

રોહિણીનું અંતર વ્યથાથી પિડાતું હતું. તે મનમાં અને મનમાં કહેવા લાગી: "હું આ હરિન્દ્રા ગામ છોડીને બહાર કેમ કરીને જઇ શકું? જો હું ગોવિંદલાલને આંખોથી જોઈ પણ નહિ શકીશ, તો મારાથી જીવતા પણ રહી નહિ શકાશે. હું કલકત્તે ચાલી જઇશ,

તો પછી શું હું કદી પણ ગોવિંદલાલને પાછા જોઈ શકીશ ખરા? નહિ જ. તો પછી મારે કલકત્તે શા માટે જવું જોઈએ? બસ...હું કોઈ પણ રીતે કલકત્તે જઈશ નહિ. ખરેખર આ હરિન્દ્રા ગામ મારૂં સ્વર્ગ છે, કારણ કે ગોવિંદલાલ અહીં રહે છે; અને આ હરિન્દ્રા એજ મારૂં સ્મશાન પણ છે. હું તો આજ ભૂમિ ઉપર મરણ પામીને મારી જીવનલીલા સંકેલી લેવાની છું. શું એ સ્મશાન ભૂમિ મરતી વખતે પણ મને જોવા નહિ મળે? અહો! મારૂં દૈવ કેવું કઠોર હશે! જો હું હરિન્દ્રા ગામ છોડીને નહિ જાઉં, તો લોકો મને શું કરી શકવાના છે? શું કોઈનું મારા ઉપર કાંઈ જોર છે? કૃષ્ણકાન્ત મારૂં માથું મુંડાવી, મોઢે મેશ ચોપડી, મને ગામમાંથી હાંકી કાઢશે, તો ભલે હાંકી કાઢે. બીજે જ દિવસે હું ગામમાં પાછી ફરીશ. પછી શું? શું એથી ગોવિંદલાલને જોઇ શકીશ તો ખરીને? અને પ્રમદાને પોતાના પ્રિયતમને આંખોથી જોવાનો આનંદ એ પણ કાંઈ થોડો આનંદ છે? મને ગોવિંદલાલ તરફ જોતાં તો કોઈ અટકાવી શકવાનું નથીને? બસ...મારો નિશ્ચય થઈ ગયો! હું કલકત્તે જવાની નથી. અરે કલકત્તે જ શું, હવે કોઈપણ સ્થળે જવાની નથી. છેવટને દહાડે જ આ ગામ છોડીશ અને જઇશ, તો સીધી યમદેવને ત્યાં જ જઈશ.”

આમ સ્વગત બડબડતી રોહિણી ગોવિંદલાલને ત્યાં જવાને નીકળી. જતા જતા વળી મનમાં વિચારવા લાગી: “હે જગદીશ્વર! હે દીનાનાથ! હું સંકટના ભર સમુદ્રમાં પડી છું. હું ખરેખર મહા દુઃખી છું. હે ભગવાન, મારી રક્ષા કરો. મારાં અંતરમાં અસહ્ય પ્રેમાગ્નિની ભઠ્ઠી સળગી છે. હું રાંક અબળા જાત એ સંકટને કેવી રીતે સહન કરૂં? તમે એ બીખતા તાપને ઠારી નાખો જેથી હવે મને એ વધારે પીડા ન આપે. હું કઈ આશાએ ગોવિંદલાલનાં ઘર તરફ જાઉં છું? હું એને માત્ર આંખો વડે અવલોકી શકીશ, એટલું જ! પણ હા, જેટલી વાર મારી આંખો એમને જોઇ

રહેશે, તેટલી વાર મને કેટલો આનંદ થશે! ખરેખર, એ વખતે હું સઘળી યંત્રણાઓ ભૂલી જાઉં છું અને અનંત સુખ અનુભવું છું. હે પ્રભુ, હું વિધવા નારી છું. મારો ધર્મ ડુબ્યો છે. સુખ પરલોકમાં પહોંચ્યું છે. મારો જીવનપ્રાણ આ જગતમાંથી ચાલતો થયો છે. હવે મારે માટે રહ્યું છે શું? હે ઈશ્વર, હે દેવતા, હે દુર્ગા મા, મને સન્મતિ આપો. મારી અંતર-વૃત્તિ સ્થિર કરો. હવે હું આ સંમોહ-સંકટને વધુ વખત સહન કરી શકતી નથી."

રોહિણીનું અંગઅંગ અનંગદેવના આકરા પ્રહારે આજ વીંધાઈ ગયું હતું. એનાં રસ–મસ્તીથી ઉછળતાં હૃદયને આજે પ્રણયની પીડાકારક બીમારી વળગી હતી. એનાં અંતરભાવો આજ અસ્થિર બની ગયા હતા. એનાં મગજમાં આજ ગમે તેવા વિચારો આવવા લાગ્યા. એને થયું: "શું હું ઝેર ખાઉં? ના...ના...શા માટે ઝેર ખાઉં? એના કરતા ગોવિંદલાલની પાસે જઈ તેને પગે પડી મારાં દર્દી દીલની આ છુપી વાત હિંમતથી કહી દેવામાં શો વાંધો છે? આ મોઢે જ ખુલ્લી રીતે હું એનાં પ્રેમની માંગણી શા માટે ન કરૂં? શું ગોવિંદલાલ મારી માગણીને ઠોકરે મારશે? એનો ઈન્કાર કરશે? કદી નહિ. તો પછી આ અપશુકનીયાળ વિધવા–ધર્મને તિલાંજલી આપી એ મારા દીલારામને લઇને જ કોઈ અણજાણ એકાન્ત સ્થળે ન્હાસી જાઉં તો! પણ એમ બને? બનવું સંભવિત છે ખરૂં? અરેરે... આ તો બધા છે મારા માનસિક વ્યથાની પાગલતાએ ચણેલા મૂર્ખાઈ-ભર્યા મિથ્યા કલ્પનાના કિલ્લાઓ!"

એ થોડી ક્ષણને માટે ખડખડાટ પણ ભયાનક લાગે એવું હસી પડી. એ પછી પાછાં તરત જ એની આંખમાં આંસુનાં બિન્દુઓ ઉભરાઈ આવ્યાં, અને આવાં ગાંડાઘેલા વિચારોના વમળમાં અથડાતી–કુટાતી એ સજળ નયને ગોવિંદલાલ સમક્ષ આવીને ઉભી રહી.

ગોવિંદલાલે પૂછ્યું: "કેમ, તમારે કલકત્તા જવાનું નક્કી થયું ને?"

રોહિણીએ ડોકું હલાવીને જવાબ આપ્યો : "ના."

"કેમ એમ? તમે તો મારી પાસે કલકત્તે જવાનું કબૂલ કરી ગયા હતા!"

"પણ મેં મારો વિચાર પછીથી ફેરવ્યો છે. હવે હું હરિન્દ્રા છોડીને ક્યાંય પણ જઈ શકું એમ નથી."

"ભલે, તમે ન જવા માગતા હો, તો તમને બળાત્કારે કલકત્તે મોકલી આપવાની મારા હાથમાં એવી કોઈ સત્તા નથી; કિન્તુ એમ કરવામાં તમારું ને મારું ઉભયનું અકલ્યાણ છે, રોહિણી!"

"જેમ તમારું કલ્યાણ – અકલ્યાણ તમે જોઇ શકો છો, તેમ મારું કલ્યાણ – અકલ્યાણ હું પોતે જોઈ શકું છું, ગોવિંદલાલ! છતાં મને સમજાવશો વારુ, કે હું અહીં ન રહેતા કલકત્તા ચાલી જાઉં એમાં તમારું કયું કલ્યાણ થઈ જવાનું હતું?"

ગોવિંદલાલ શરમાઈ ગયો. તે સ્પષ્ટ રીતે કોઇપણ વાત બોલી શકતો ન હતો. તેણે એને એના આ છેલ્લા મર્મવેધક પ્રશ્નનો કોઇ જવાબ ન આપ્યો.

રોહિણી આંખોમાંનાં આંસુઓ છુપાવવા તેમને વારે વારે લુગડાને પાલવે લુછતી હતાશ હૈયે ઘર તરફ પાછી વળી. ગોવિંદલાલ પણ દુ:ખી દીલે હવે શું કરવું એ મુંઝવણમાં પડયો. એટલામાં હસતી હસતી ભ્રમર ત્યાં આવી પહોંચી. તે બોલી : "શા વિચારમાં પડયા છો, વારુ?"

"તું જ કહે જોઇએ!"

"મારા કૃષ્ણ સ્વરૂપનો વિચાર કરો છો, કેમ?"

"જા, જા, ગાંડી...વળી આવે વખતે તે એવા રૂપરંગના વિચાર કરવાના હોય!"

ભ્રમરને ખોટું લાગ્યું. એ રોષે ભરાઇને બોલી: "એમ કેમ? જ્યારે જ્યારે તમે આમ એકલા બેઠા હો છો, ત્યારે ત્યારે તમને મારી યાદ આવતી નથી? મારા સિવાય શું કોઇનું તમને કદી સ્મરણ થાય છે ખરું કે?"

"અગાઉ કદાચ ન્હોતું થતું, કબૂલ...પણ હવે તો વારંવાર થાય છે. ભ્રમર, હું સાચું કહું છું કે અત્યારે તો હું એક બીજી જ વ્યક્તિનું સ્મરણ કરી રહ્યો છું."

ભ્રમર આ સાંભળીને છેક આગળ આવી. તેણે ગોવિંદલાલનાં ગળાંની આસપાસ પ્રેમથી પોતાના બંને સુકોમળ હાથો વીંટાળી દઇ તેને ગાઢ આલિંગન આપ્યું. ધીમે રહીને પતિનું મોઢું ચુમી લેતાં તેણે મસ્તીભરી તોફાની આંખે નિહાળી મંદ મંદ મલકાતે ચહેરે પૂછ્યું: "કહો જોઉં મારા સૌભાગ્યદેવ, મારા સિવાય એવા તે બીજા કયા સદ્ભાગીનું સ્મરણ અત્યારે તમે કરી રહ્યા છો?"

"એ જાણવાથી તમને શો લાભ?"

"જણાવો તો ખરા!"

"જાણ્યા પછી તમને ક્રોધ, ઇર્ષા કે વ્હેમ તો નહિ આવે?"

"આવવા જેવું હોય તો આવે ય ખરા! પણ બોલો તો ખરા!"

"વારૂ, પહેલાં અંદર ઘરમાં જઇને એ જોઇ આવો કે બધા જમી કરીને પરવારી ગયા છે કે કેમ?" ગોવિંદલાલે વાત ટાળવાને ભ્રમરને આ કામ સોંપ્યું.

"પછી જોઇ આવીશ! પહેલાં તમે કહો કે કોની યાદ કરી રહ્યા છો?" ચાલાક ચતુરા ભ્રમર એના દાવમાં ન આવી.

"જો તમારી એવી જ જીદ છે, તો મને જણાવવામાં વાંધો નથી. પણ મને વચન આપો, કે જાણ્યા પછી તમે તમારા નારી-સ્વભાવનું પ્રદર્શન નહિ જ કરો!"

"વારૂ, વારૂ, તમે મને જલ્દી જણાવી દયોને!"

"તો સાંભળો. હું અત્યારે પેલી કુલકલંકીની રોહિણીનું સ્મરણ કરી રહ્યો હતો."

"રોહિણીનું!" ભ્રમરની આંખો ફાટી ગઈ. એણે ગંભીર બની જઈને પૂછ્યું: "શા માટે? શી બાબતમાં?"

"અરે એ તે કંઈ તમારો સવાલ છે? શું માણસ માણસનું સ્મરણ પણ કરી શકે નહિ?"

"ના, જે માણસ જેને ચાહે છે, તેનું જ તે સ્મરણ કરી શકે છે. હું તમારૂં સ્મરણ કરૂં છું, તો તમે મારૂં સ્મરણ કરી શકો."

"ત્યારે હું રોહિણીને ચાહું છું, બોલો..." ગોવિંદલાલે રોહીણીનાં હૃદય પર જાણે અજાણે પણ બોમ્બ ફેંક્યો.

"તદ્દન ખોટું! તમે મને જ ચાહો છો. મારા સિવાય બીજા કોઇને તમે ચાહી શકતા જ નથી. હું એ વાત માનતી જ નથી, અને કોઈ કાળે માની શકું પણ નહિ. તમે મને બનાવવા–ચીડવવા જુઠું બોલો છો. સાચું કહો જોઉં, તમે રોહિણીનું શા માટે સ્મરણ કરી રહ્યા હતા?"

"ભ્રમર, કહો જોઉં વિધવા સ્ત્રી ઉઘાડે માથે ફાવે ત્યાં ફરીહરી શકે છે? પોતાનાં સૌન્દર્યને શણગારવા વસ્ત્રાભૂષણોની ટાપટીપ કરી શકે છે?"

"કદી નહિ."

"તો પછી તારિણીની મા વિધવા હોવા છતાં એ બધું ય કરે છે, તેનું કેમ?"

"એ તો દુનિયાદારી ને ન્યાતજાતમાંથી નીકળી ગયેલી છે. એ કાળમુખીની વાત ન થાય!"

"તો બસ. હું પણ એવો જ નાલાયક ને કાળમુખો છું; અને જે ન કરવું જોઇએ તે કરી રહ્યો છું. હું રોહિણીને ચાહું છું, ભ્રમર!"

ભ્રમરે ટચાક કરતો એક ધીમો તમાચો ગોવિંદલાલનાં ગાલમાં માર્યો. પછી આંખોની કીકી ને નાકનું ટીચકું ચઢાવી તે ક્રોધપૂર્વક બોલી: "હું કોણ છું? મને તમે ઓળખો છોને? હું શ્રીમતી ભ્રમર કુમારી છું. મારી સામે આવું હડહડતું અસત્ય ઉચ્ચારવાની હિંમત!"

ગોવિંદલાલ આખરે પરાજય પામ્યો. ભ્રમરનાં ગળામાં હાથ નાખીને, પ્રફુલ્લિત થએલા નીલકમળ જેવાં એના મધુર મુખમંડળને, પલ્લવો જેવા પોતાના હાથમાં ગ્રહણ કરીને એ બોલ્યો: "ખરેખર, તમારો મારા પ્રતિનો પ્રેમ અનન્ય છે. હું તો તમારી પ્રેમ-પરીક્ષા કરતો હતો. લ્યો હવે સાચું કહું છું. જેમ તમે મારાં છો, તેમ હું સદાનો તમારો જ છું. જો કે હું રોહિણીને ચહાતો નથી, પણ રોહિણી જ મને ચ્હાય છે."

આ સાંભળતાં જ ભ્રમર તીરની માફક ગોવિંદલાલના હાથમાંથી છૂટી થઈ દૂર જઇને ઉભી રહી. તે થરડાતી જીભે લાલચોળ નેત્રે બોલવા લાગી: "શું કહ્યું? એ અભાગીની કાળમુખી કલંકીનીને બીજાં કોઇનું ઘર ન જડયું, તે મારા—એના હિતચિંતકના ઘરમાં જ ખાતર પાડવાની બદદાનત કરી! એ કરતાં તો એ કમજાત કોઈનું મ્હોત લઈને મરી જાય તો સારૂં!"

ગોવિંદલાલ જરા હસીને બોલ્યો : "એને ગાળો શા માટે આપો છો? આ તો તમને મેં એનાં દીલની અપ્રગટ વાત કરી છે. બાકી હજુ કંઈ એણે તમારાં સ્ત્રી–ધન કે આરાધ્ય દેવને લૂંટી તો લીધાં નથી."

ભ્રમર જરા શાન્ત થઈને બોલી : "એ કલંકીતા મારાં ધનને લૂંટવાનો પ્રયત્ન પણ શું કરી શકે? એ પાપીની, તમારી પાસે કયે મોઢે નફ્ફટાઈથી તમારા પ્રેમની યાચના કરવાનું સાહસ કરી શકે?"

"ભ્રમર! હૃદયમાં કંઈક દિવસોથી ડહોવાઈ રહેલી આ બધી વાતો તમને કહેવી કે નહિ, એજ હું વિચારી રહ્યો હતો. રોહિણીની આંખોમાં ને શબ્દોમાં મેં સ્પષ્ટ રીતે મારા પ્રતિનો વિકારી પ્રેમ જ્યારે જોયો ત્યારે જ મેં તેને સલાહ આપી, કે તું હરિન્દ્રા છોડીને કલકત્તે ચાલી જા. તેનો કલકત્તા જવાનો તથા રહેવાનો ખર્ચ પણ મેં પૂરો કરવાનું કહ્યું હતું. શરૂઆતમાં તો એણે મને એમ કરવા હા પાડી હતી, પણ પાછળથી કોણ જાણે કેમ એ હવે આ ગામ છોડીને ચાલ્યા જવાની ચોકખી ના પાડે છે."

"તમે તમામ ખર્ચ ઉપાડવા તૈયાર થયા હતા, એ વાતની એને ખબર છે ને?"

"હા, હા. તે છતાં એ જવાને રાજી નથી."

"વારૂ, તમારી આજ્ઞા હોય તો હું તેને એક સલાહ આપું!

"ખુશીથી, પણ તમારી એ સલાહ તમારે પહેલાં મને કહી સંભળાવવી જોઈએ."

"સાંભળો ત્યારે!"

આટલું બોલીને ભ્રમરે "ઉમા...ઉમા." કરીને પોતાની એક નોકરડીને બૂમ મારી. થોડીવારમાં ઉમા આવીને ત્યાં ઉભી રહી.

રોહિણી બોલી: "ઉમા, પેલી કલંકીતા રોહિણીને જઇને મારો એક સંદેશો છે, તે કહી આવશેને?"

"આપ જે કહેશો તે કહી આવીશ, વહુ ઠાકુરાણી."

ભ્રમર બોલી: "એને મારૂં નામ દઇને એટલું કહી આવ, કે ભ્રમરની ઇચ્છા છે કે તું તારૂં કાળું મોઢું લઈ જીવવા કરતા, અન્યના સુખી સંસારમાં દુઃખના દાવાનળ પ્રગટાવવા કરતા, કોઇનું મોત લઇને મરી જાય તો સારૂં."

"બસ એટલું જ! ઓહો! એમાં તે શી મોટી વાત છે! આ હમણાં જઈને કહી આવું છું." એમ કહીને ઉમાએ પગના ઝાંઝર ઝણકાવતા નખરો કરીને ચાલવા માંડયું. ભ્રમરે તેને જરા રોકીને કહ્યું: "જો ઉમા, એ જે જવાબ આપે, તે પાછો મને આવીને કહી જજે. સમજી?"

એ પછી ઉમા ચાલી ગઇ. થોડીવાર પછી તે પાછી આવીને બોલી: "હું કહી આવી વહુ ઠાકુરાણી!"

"જવાબમાં તેણે શું કહ્યું?"

"તેણે કહ્યું કે ભ્રમરને પૂછી આવ કે હું કેવી રીતે મરી જાઉં?"

ભ્રમરે કહ્યું: "ત્યારે ફરી જઇને એને કહી આવ, કે સમીસાંજને સમયે ઘડો લઇને પાણી ભરવાને બ્હાને સરોવરે જજે, અને ગળામાં ઘડો બાંધીને ઉંડા જળમાં ડુબી મરજે."

"બહુ સારૂ." કહીને ઉમા એને ફરી સંદેશો કહેવા ચાલી ગઈ. એ જયારે પાછી ફરી ત્યારે ભ્રમરે જિજ્ઞાસાભેર પૂછ્યું: "આ વખતે એણે શો જવાબ આપ્યો ઉમા?"

એણે ગંભીર વદને શાંતિથી કહ્યું: "ભલે, એમ કરીશ."

ગોવિંદલાલથી હવે ન રહેવાયું. એ કરુણાભર્યા કંઠે બોલ્યો: "આટલી બધી કઠોરતા ન છાજે ભ્રમર! તમારે એમ ન કહેવું જોઇએ. વખતે ખરેખર મરી જશે, તો તમારું નામ બદનામ થશે!"

ભ્રમર બોલી: "ચિંતા ન કરો, એ કંઈ મરવાની નથી. જો તમને જોઈને એ ખરેખર દિવાની બની ગઈ હોય, તો પછી એ કદાપી મરી શકવાની જ નથી. આ પણ એનાં હૃદયની એક કપરી કસોટી છે."

દૈનિક કાર્યથી પરવારીને ગોવિંદલાલ દરરોજ સરોવર તીરે આવેલા પોતાના બગીચામાં ફરવા જતો હતો, તે પ્રમાણે આજે પણ ફરવા ગયો હતો. બગીચામાં ફરવાનું ગોવિંદલાલને ખૂબ ગમતું હતું. તેને બધા વૃક્ષો નીચે જઈને થોડી થોડી મિનિટો સુધી બેસવાની ટેવ હતી. એ ઉદ્યાનની વચમાં એક સ્ત્રીની પ્રતિમા હતી. પ્રતિમા અર્ધનગ્ન હતી, અને તેની આંખો તેના સુંદર ચરણો તરફ ઢળી રહી હતી તેના હાથમાં એક ઘડો હતો. ઘડામાંનું પાણી તે રમણી તેના કમળદળ જેવા સુંદર ચરણો ઉપર રેડી રહી હતી. ગોવિંદલાલ વારંવાર ચાંદની રાતે ભ્રમરને સાથે લઈ આવીને અહીં જ બેસવાનું પસંદ કરતો હતો. ભ્રમર એ સ્ત્રીમૂર્તિને અર્ધનગ્ન અવસ્થામાં જોઇ તેના ઉપર ખીજવાઈ જતી, અને તેને કાળમુખી કહીને ગાળો દેતી. કોઇ કોઇ વાર પોતાના

વિશાળ પાલવથી તેના અણઢાંકયા અંગોને એ ઢાંકી દેતી. કોઈ કોઈ વાર ભ્રમર ઘેરથી જ એક વધારાની રેશમી સાડી સાથે લઇ આવતી અને તે સાડી એ સ્ત્રી પ્રતિમાને પહેરાવી દેતી. કોઈ કોઇ વાર તેના હાથમાં આપેલો ઘડો પકડીને એ ખેંચતાણ પણ કરતી.

આજે ગોવિંદલાલ એકલો આવ્યો હતો, છતાં તે એ પાષાણ પ્રતિમા જે ચોતરા ઉપર ઉભી હતી, તેજ ચોતરા ઉપર બેઠો હતો, અને સરોવરનાં નિર્મળ પાણીની શોભા જોઈ રહ્યો હતો. એટલામાં એની નજર એક યુવતી ઉપર પડી. એ રોહિણી હતી. સરોવરનાં પગથીઆં ઉપર બેસીને રોહિણી સરોવરમાં ઘડો ડુબાવીને પાણી ભરવાની ચેષ્ટા કરી રહી હતી. ગોવિંદલાલને લાગ્યું કે રોહિણી ઘડામાં પાણી ભરીને તેનાથી સ્નાન કરશે. અને એને સ્નાન કરતી નિહાળવી એ પોતાને ઇષ્ટ નથી, એમ માની એ ત્યાંથી ઉઠી ગયો અને પીઠ ફેરવી લીધી.

ગોવિંદલાલે આમતેમ ફરવામાં થોડો સમય પસાર કરી નાખ્યો. પછી તેને લાગ્યું કે હવે રોહિણી સ્નાન કરીને ચાલી ગઈ હશે. એમ વિચાર કરીને એ જ ચોતરા ઉપર ઉભી કરેલી પેલી અર્ધનગ્ન નારી પ્રતિમા નજીક આવીને તેના પગ પાસે તે બેઠો. ફરીથી એજ સોહામણા સરોવરની શોભા તે નિહાળવા લાગ્યો. તેણે ધારીધારીને જોયું તો કાંઠે રોહિણી કે અન્ય કોઈ સ્ત્રીપુરૂષ ત્યાં ન હતા. માત્ર સ્વચ્છ જળ ઉપર એક ઘડો તરી રહ્યો હતો. એ ઘડો કોનો હતો? ગોવિંદલાલને સંદેહ આવ્યો. શું કોઇ પાણી ભરવા આવેલું માણસ ડુબી તો નહિ ગયું હશે? થોડા દિવસ પહેલાં રોહિણી આજ સરોવર કાંઠે પાણી ભરવા આવી હતી અને તેને જોઈને ગોવિંદલાલનાં મનમાં જે વિચારો ઉદ્‌ભવ્યા હતા, તે પ્રસંગનું ગોવિંદલાલને આ વેળા પુનઃ સ્મરણ થઈ આવ્યું. એટલામાં તેને અચાનક એ પ્રસંગનું પણ સ્મરણ થઇ આવ્યું, કે જ્યારે ભ્રમરે રોહિણીને એવો સંદેશો કહાવ્યો હતો, કે સંધ્યાકાળે સરોવર કાંઠે જઈ ઘડો ગળામાં બાંધીને ડુબી મરજે!

જવાબમાં રોહિણીએ પોતાની સંમતી દર્શાવી હતી. તો શું રોહિણી તો સાચેસાચ નહિ ડુબી મરી હશે! ગોવિંદલાલ તરત જ સરોવર કાંઠે દોડી આવ્યો. સપાટાબંધ બધા પગથીઆં ઉતરીને છેક પાણીની પાસે જઈ પહોંચ્યો. સરોવરનું પાણી કાચ જેવું સ્વચ્છ દેખાતું હતું. એની અંદરની પાણી નીચેની જમીન સુદ્ધાં જોઈ શકાતી હતી. સ્વચ્છ સ્ફટિકની સુવર્ણજડિત પ્રતિમા સમી રોહિણી, જળરાશીની નીચે અમોઘ શાંતિમાં આરામ કરી રહી હતી અને જળ માંહેનો અંધકાર તેના ગૌર સૌંદર્ય પ્રકાશથી દૂર કરી અજવાળી રહી હતી.

ગોવિંદલાલની આંખો ફાટી ગઈ! એ ક્ષણભર તો પત્થરના જડ પુતળાંની માફક જ્યાં ને ત્યાં સ્થિર થઈ ગયો. પણ બીજી જ પળે ગોવિંદલાલ સાવધ થઈ ગયો. એ કોટ, ટોપી તથા બુટ ત્યાં જ કાઢી નાખી તત્કાળ પાણીમાં કુદી પડયો. ઠેઠ નીચે ડુબકી મારી એણે અંદરથી રોહિણીને હાથો ઉપર ઉંચકી લીધી અને સરોવરનાં પગથીઆ ઉપર સુવાડી. તે જીવતી હતી કે મરણ પામી હતી, તે સંદેહજનક હતું. તેનાં શરીરમાં ચેતન હોય, એવું ખાસ આમ તો જણાતું ન હતું. શ્વાસોચ્છ્વાસ પણ ચાલતો દેખાતો ન હતો.

બાગમાં થોડે દૂર એક માળી કામ કરી રહ્યો હતો. ગોવિંદલાલે એને બૂમ મારીને બોલાવ્યો. એ માળીની મદદથી રોહિણીને ઉંચકી એણે અંદર આવેલા પ્રમોદગૃહમાં સુવડાવી. ત્યાર બાદ તેની નાડી વગેરે તપાસી બનતી કોશીશ કરી જોવા માડી. ભલે જીવતી અવસ્થામાં હો યા મરણ પામેલી અવસ્થામાં હો, પણ છેવટે રોહિણીએ ગોવિંદલાલના ગૃહમાં આજે આ રીતે પ્રવેશ કર્યો હતો. આ ઉદ્યાનગૃહમાં આજ સુધીમાં ભ્રમર સિવાય બીજી કોઈપણ સ્ત્રી કદીપણ પ્રવેશ કરવા પામી ન હતી.

વર્ષાના જલથી ધોએલા ચંપાના ફૂલ જેવી રોહિણીની ચેતનહીન નારીદેહને ગોવિંદલાલે પલંગ ઉપર સુવાડી. તેની દેખાવડી

દેહલતા દીવાના પ્રકાશમાં વધુ સુંદર દેખાતી હતી. તેનો લાંબો કેશકલાપ જળમાં ભીંજાઈ ગયો હતો. તેમાંથી હજુ પાણીનાં ટપટપ ટીપાંઓ ટપકી રહ્યાં હતાં. એ દેખાવ કાળાં વાદળાંઓ કેમ જાણે જલવૃષ્ટિ કરી રહ્યાં હોય તેવો રમણીય લાગતો હતો. ઉભય આંખોરૂપી કમળો મીંચાએલા હોવા છતાં, તેની ઉપર શોભી રહેલી ભીની ભ્રમરો વધુ શ્યામ બનીને મુખના દેખાવને વધુ મોહકતા આપી રહ્યા હતા.

આ એજ સ્થિર લજ્જાભયવિહીન વિશાળ લલાટ હતું, જે આજે વણબોલ્યા એવા અનેક ભાવોને પ્રગટ કરી રહ્યું હતું. રોહિણીના માધુર્યભર્યા અધરો બકુલના પુષ્પોને પણ શરમાવી રહ્યા હતા. સ્વચ્છ અને સુરખીદાર ગાલની ગુલાબી છાયા ચારે તરફ ફરી વળી હતી. આ કાળજાંવિદારક કમનીય દ્રશ્ય જોઈને ગોવિંદલાલની આંખોમાં પાણી ભરાઇ આવ્યું. તે સ્વગત બોલ્યો: "અરેરે! વિધાતાએ આને આવું સુંદર સ્વરૂપ આપીને શા માટે આ જગતમાં મોકલી હશે, વારૂ? અને જો વિધાતાને એને આવું અપ્રતિમ સૌંદર્ય જ આપવાનું ગમ્યું હતું, તો પછી એને વિધવા બનાવવાનું તેણે શા માટે પસંદ કર્યું હશે?"

આ સુંદરીની આત્મહત્યાનું કારણ પોતે જ છે, એ વિચારે ગોવિંદલાલનું દીલ ડંખવા લાગ્યું. એણે વિચાર કર્યો, કે જો રોહિણીનો શ્વાસ જરાતરા પણ ચાલતો હશે, તો હજી પણ તેને બચાવી શકાશે. જળમાં ડુબી ગએલા માણસોને બચાવવા કઇ જાતની સારવારની જરૂર છે, એ ગોવિંદલાલ જાણતો હતો. પીવાએલું પાણી કેવી રીતે બહાર કાઢી નાખવું, એની એને ઠીક ઠીક માહીતી હતી. તેણે બેચાર વાર રોહિણીને ઉઠાડીને બેઠી કરી. વળી પાછી સુવડાવી દીધી. આમથી તેમ હલાવી બેત્રણ ચક્કરો ફેરવી તેના પેટમાંનું ઘણુંખરૂં પાણી તેણે ત્વરાથી બહાર કાઢી નાંખ્યું, તેમ છતાં હજી તેનો શ્વાસોચ્છ્વાસ ચાલુ થયો ન હતો. ગોવિંદલાલને આથી ભારે ચિંતા થવા લાગી.

ગોવિંદલાલ એ વાત જાણતો હતો, કે બેભાન થયેલા મનુષ્યના બંને હાથ ઉંચા કરી, તે પાછા ધીમે ધીમે નીચા કરવાથી ફેફસામાંનો વાયુ બહાર નીકળે છે અને તેમ થતા કુદરતી શ્વાસોચ્છ્વાસ આપોઆપ ચાલુ થઈ જાય છે. એ વખતે એ ક્રિયાને વધુ મદદરૂપ થવા માટે દરદીનાં મોઢાં ઉપર ફૂંક મારવાની જરૂર રહે છે. તેણે રોહિણીનો શ્વાસોચ્છ્વાસ આ રીતે ફરી ચાલુ કરવાનો પ્રયત્ન કરી જોવાનું નક્કી કર્યું. તેને લાગ્યું કે રોહિણીના સુકોમળ હાથો પકડીને તેને ઉંચા નીચા કરી, તેના સુંદર લાલ અધરો ઉપર ફૂંક મારવી પડશે. ગોવિંદલાલને માટે આમ કરવું એ એક મહા કઠિન પ્રશ્ન હતો. આ પ્રશ્નનો ઉકેલ કોણ કરશે? શી રીતે કરશે? તેની તેને કાંઈ સમજ ન પડી.

ગોવિંદલાલની મદદમાં ઓરિસ્સા પ્રાંતિનો રહીશ માળી હતો. બગીચાના બીજા નોકર-ચાકરો તો ક્યારનાય ઘેર જતા રહ્યા હતા. તેણે પેલા માળીને બોલાવીને કહ્યું: "હું એના હાથ ઉપર નીચે કરૂં છું, તું એની પાસે બેસીને એના હોઠ ઉપર ફૂંક માર."

માળી મોઢું મચકોડીને બોલ્યો: "ના રે બાપુજી! એના લાલચોળ સુંવાળા સુકોમળ હોઠો ઉપર આ કાળોકુબડો માળી ફૂંક મારે! શિવ...શિવ...એ કામ તો મારાથી નહિ થાય!"

આમ તો માળી એટલો વફાદાર ને વિશ્વાસુ હતો કે જો ગોવિંદલાલે એને પત્થર ચાવવાનું કહ્યું હોત, તો શેઠને ખાતર માળીએ એ વાત તરત જ માન્ય રાખી લીધી હોત; પણ તેને એમ થયું, કે આ ચંદ્રમા જેવા મુખ ઉપર મારે ફુંક કેવી રીતે મારવી? શા માટે મારવી? ગોવિંદે એને ફરી સમજાવી જોયો ને માળીએ ફરીથી એકવાર સ્પષ્ટ રીતે હાથ જોડી કહી દીધું: "નહિ, નહિ, બાપુ સાહેબ, મને માફ કરો. હું દીલગીર છું કે આ ફુંક મારવાનું કામ આ અદના સેવકથી નહિ થાય!"

ખરેખર! માળીનો એ ઉત્તર વાસ્તવિકજ હતો. જો કદાચ માળીએ એ દેવદુર્લભ અધરો ઉપર ફુંક મારી હોત, તો તેથી

રોહિણી બચી ગઈ હોત; પણ ફરી વાર એજ રોહિણી હાથમાં ઘડો લઈને ત્યાં પાણી ભરવા આવી હોત; અને તેની દૃષ્ટિ ભૂલેચૂકે માળીની ઉપર પડી જાત; તો પછી શું એ માળીથી એ ઉદ્યાનમાં ધ્યાન દઈને કામ થઈ શક્ત ખરું કે? નહિ, કદી નહિ. પરિણામે માળીને પણ તેનું કર્તવ્ય ભૂલીને આજ સરોવર-જળમાં એકવાર આમ ડુબીને મરી જવું પડત!

માળીએ આટલો લાંબો વિચાર કર્યો હશે કે નહિ, તે તો એનાં હૃદયમાં વસતો રામ જાણે; પણ તેના પવિત્ર અંતરાત્માએ તેને ફુંક મારવાની તો સાફ નાજ સંભળાવી દીધી.

ગોવિંદલાલે અંતે હારીને કહ્યું: "ભલે, જ્યારે તું ફુંક નથી મારતો, તો પછી એના બંને હાથ તું ઉંચા ધરી રાખ. હું ફુંક મારૂં છું. તું હાથ ઉંચા કરીને પછી ધીમે ધીમે પાછા નીચે લઈ આવજે."

માળીએ એ કામ ખુશીથી કરવાનું કબુલ્યું. તેણે રોહિણીના હાથ પકડીને તે ધીમે ધીમે ઉંચા કર્યા. ગોવિંદલાલે ખીલેલા રક્તવરણા કુસુમો જેવા બે હોઠો પર પોતાના હોઠ મુકીને ધીમેથી એક ફુંક મારી.

બરાબર એજ સમયે ભ્રમર એક લાકડી લઈને બિલાડીને મારવા જઈ રહી હતી. દોડતી બિલાડી હાથમાં ન આવતા ભ્રમરે ખીજવાઈને એને છૂટી લાકડીનો ઘા કર્યો. પણ એ લાકડી બિલાડીને ન વાગતા ઉછળી જઈને બરાબર ગોવિંદલાલના માથામાં વાગી.

માળીએ વળી રોહિણીના હાથ ઉંચે લીધા અને વળી પાછા નીચા કર્યા. ફરી ગોવિંદલાલે બીજી ફુંક મારી. આસરે અડધો પોણો કલાક સુધી ગોવિંદલાલે આમ કૃતિમ શ્વાસોચ્છ્વાસ ચાલુ કરવાના સતત પ્રયત્નો કર્યા અને આખરે તેના પ્રયત્નોને યશ મળ્યો. રોહિણીનો રૂંધાઈ ગએલો શ્વાસ પાછો ધીમે ધીમે ચાલવા લાગ્યો. દૈવસંજોગે એ અભાગીની બચી જવા પામી! ગોવિંદલાલના હોઠો પર આછી આછી હાસ્ય ને આનંદની રેખાઓ પથરાવા લાગી.

૧૬

થોડીવાર પછી રોહિણી ઠીકઠીક શુદ્ધિમાં આવી. તેનો શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. ગોવિંદલાલે તેને દારૂ જેવી કોઈ ઉત્તેજક દવા પાઈ. દવા પીવાથી ધીમે ધીમે રોહિણીનાં શરીરમાં વધુ જાગૃતિ અને શક્તિ આવવા લાગી. એણે આંખોના પોપચાં ઉઘાડીને જોયું તો પોતાને એક સુંદર ઘરમાં પલંગ ઉપર સૂતેલી દીઠી. બારીઓ ખુલ્લી હતી. એમાંથી મંદમંદ પવન આવી રહ્યો હતો. એક બાજુએ ટેબલ ઉપર ઝીણો દીવો બળી રહ્યો હતો. બીજી બાજુએ તેનાં હૈયામાં જીવનદીપ બળી રહ્યો હતો. એક બાજુએ રોહિણી ગોવિંદલાલે તેને હાથે આપેલી અમૃત સંજીવની સમી ઔષધી પીને નવજીવન અનુભવી રહી હતી, તો બીજી બાજુએ ગોવિંદલાલની અમૃતભરી વાણી સાંભળીને તેનામાં સાચાં જીવનનો સંચાર થઈ રહ્યો હતો. ધીમે ધીમે એનામાં સંપૂર્ણ ચેતના આવી. આંખો

શ્વાસોશુદ્ધ ખુલી જતાં એની સ્મરણશક્તિ જાગૃત થઈ. ધીમે ધીમે એના બંધ હોઠો પણ ઉઘડયા અને એ વાતચીત પણ કરવા લાગી. એ બોલી : "હું તો મરી ગઈ હતી. મને કોણે બચાવી લીધી?"

ગોવિંદલાલ બોલ્યો : "ગમે તેણે બચાવી હોય; તેની સાથે તારે શી લેવાદેવા છે? રોહિણી તું બચી ગઈ છે, એજ સૌભાગ્યની વાત છે." આટલા લાંબા સમય પછી ગોવિંદલાલે એને તમેને બદલે તું સંબોધનથી સંબોધી.

રોહિણી બોલી : "તમે મને શા માટે બચાવી લીધી વારૂ? શું મારી સાથે તમને એટલું બધું વેર છે, કે તમે મને સુખેથી મરવા પણ ન દયો?"

"આટલી નાની વયમાં તારે શા માટે મરવું જોઈએ?"

"તો શું વિધવાને મરવાનો પણ અધિકાર નથી?"

"ચોરીનું હો કે આપઘાત કરવાનું હો–કોઈપણ પ્રકારનું પાપ કરવાનો કોઇને જ અધિકાર નથી. રોહિણી, તને ખબર નથી, કે આત્મઘાત એ મહાપાપ છે!"

"પાપ અને પુણ્યને હું પીછાનતી જ નથી, પીછાનવા માગતી પણ નથી. એવી વાત મને હજી સુધી કોઈએ શીખવી પણ નથી અને હું એ પાપ–પુણ્યના ભેદભવામાં માનતી પણ નથી. કહો જોઉં, કોને ખબર છે કે કયા પાપને લીધે વિધાતાએ મને આવા ક્રુર વૈધવ્યનો ઘાતકી દંડ આપ્યો છે વારૂ? મારી સમજ પ્રમાણે મેં તો એવું કશુંએ પાપ નથી કર્યું. અને જો પાપ ન કરવા છતાં પણ આવો ભયાનક દંડ મળે છે, તો પછી પાપ કરવાથી એના કરતા બીજો કયો વધારે દંડ મળવાનો હતો? હું જરૂર મરીશ. આ વખતે મને તમે મરતી બચાવી લીધી છે, એટલે હું મરી શકી નથી.

હવે એવી રીતે મરીશ, કે તમે મને મરતી જોઈ પણ ન શકો—અટકાવીજ ન શકો.”

ગોવિંદલાલે બહુ જ દુ:ખી થઈને દર્દભર્યે અવાજે કહ્યું: એવું ન બોલ, “રોહિણી, આમ અકાળે મરવાને તું શા માટે તૈયાર થઇ ગઈ છે?”

“પળે પળે રાત દહાડો જીંદગીભર મૃત્યુની લટકતી તલવાર ગરદન ઉપર ઝઝૂમતી રાખી જીવવું; એના કરતા એક જ વાર એક જ ફટકે મ્હોતને હસીખુશીને ભેટી લેવું, એ શું સારૂં નથી?”

“પણ તારે માથે એવી કઈ તલવાર ઝઝુમે છે? તને એવું કયું અસહ્ય દુ:ખ છે?”

“દુ:ખ પુછો છો? હાય! રાતદિવસ એક ભયાનક આગથી અંતર સળગી રહ્યું છે. મારી આંખોની સામે જ સુંદર શીતળ પાણી ભરેલું છે, પણ આ જન્મમાં તો તેનો સ્પર્શ પણ થઇ શકે એમ નથી–તેમ સ્પર્શ કરવાની આશા પણ નથી. આવું દુ:ખી જીવન જીવવા કરતાં મ્હોત શું ખોટું છે?”

ગોવિંદલાલ બોલ્યો: “તારી આ બધી મૂર્ખાઈભરી વાહિયાત વાતોના ખ્યાલ કરવા છોડી દે અને ચાલ મારી સાથે. હું તને ઘેર મુકી આવું.”

રોહિણી બોલી: “એવી કોઈ જરૂર નથી. હું એકલી જઈ શકીશ.”

ગોવિંદલાલ સમજી ગયો. તેણે વધારે આગ્રહ ન કર્યો અને રોહિણી એકલી જ ઘર તરફ ચાલતી થઈ ગઈ.

ગોવિંદલાલની સ્થિતિ અત્યંત દયાજનક થઈ પડી હતી. તે એ નિર્જન ઘરમાં હવે એકલો પડયો હતો. પલંગ હોવા છતાં ગોવિંદલાલ જમીન ઉપર જ સુતો હતો અને છુપાં રૂદન દ્વારા હૃદયના ઉભરા બહાર

ઠાલવી રહ્યો હતો. તેના અંતરનો અવાજ પોકારી રહ્યો હતો: "હે નાથ! હે ઈશ્વર! તમે આ આપત્તિમાંથી મને ઉગારી લ્યો. જો તમે મને આ આપત્તિમાંથી નહિ બચાવી લેશો, તો મારૂં રક્ષણ કોણ કરશે? પરિણામ એ આવશે કે હું મરીશ. મારી પાછળ ભ્રમર પણ મરશે. શું એ બધું તમને મંજુર છે? પરમકૃપાળુ પ્રભો! તમે મારાં અંતરમાં વસો અને મને આ મોહ ઉપર વિજય મેળવવા માટે દૃઢ આત્મબળ આપો. હું તમારે શરણે છું."

ગોવિંદલાલ આટલું સ્વગત બડબડી પથારીમાં ઉંધું મોઢું કરી એક અસહાય અબળાની માફક રડી પડયો.

## ૧૭

ગોવિંદલાલ ઘેર ગયો. ભ્રમરે તેને પૂછ્યું: "આજે આટલી બધી વાર કેમ લાગી? ઉદ્યાનમાં શું કરતા હતા વારૂ?"

ગોવિંદલાલે કહ્યું: "કોઈ દિવસ નહિ ને આજે જ એવો પ્રશ્ન પૂછવાની જરૂર? શું મને કોઈ દહાડો ઘેર આવતા આટલું મોડું થતું નથી?"

"એમ તો ઘણી વાર મોડું થાય છે, પણ આજે તમારા મુખ પર કાંઈક વિલક્ષણતા લાગે છે. તે ઉપરથી એમ જણાય છે, કે આજે અવશ્ય કાંઈ નવુંજૂનું થયું હોવું જોઈએ."

"શું થયું હોવું જોઈએ?"

"તે હું શી રીતે કહી શકું? તમે કહો તો મને ખબર પડેને! હું તો આજે તમારી સાથે ઉદ્યાનમાં આવી જ ન્હોતીને!"

"તો શું મારા મુખના ભાવ ઉપરથી મારાં અંતરની વાત ઉકેલી લેવાની વિદ્યા આજે તમે ભૂલી ગયા છો ?"

"નાહકનો તમાસો જવા દયો. મને તમારી આ બધી વાત આજે કાંઈ જ ઠીક લાગતી નથી. તમારા મુખભાવ પરથી તમારાં અંતરની વાત હું પારખી શકું છું એ ખરું છે, પણ આજે મારાં હૃદયને કંઈ જ ઠીક લાગતું નથી. મારી શક્તિ ક્ષીણ થતી હોય એમ લાગે છે. મારાં અંતરમાં કાંઈ અકથ્ય વેદના થઈ રહી છે."

આટલું બોલતા બોલતા ભ્રમરની આંખોમાં આંસુ આવી ગયાં. ગોવિંદલાલે ભ્રમરની આંખોમાં ઉભરાતાં આંસુઓ લુંછી નાખતા પ્રેમાળ ને કરૂણાભર્યા કંઠે કહ્યું :

"ભ્રમર ! જો કે એ બધી વાત તમને કહેવી તો પડશે જ, પણ આજે નહિ. કોઈ દિવસ કહીશ."

"આજે કેમ નહિ ?"

"હજી તમે નાદાન અણસમજુ બાળા છો, અને મારાં હૃદયની અટપટી આંટીઓ તમારા જેવી અજ્ઞાન બાળા સમક્ષ ઉકેલવા જેવી નથી."

"તો શું કાલે હું વૃદ્ધ થઈ જવાની છું ?"

"હું કાલે પણ તમને એ વાત કહેવાનો નથી. બે ત્રણ વર્ષ જવા દયો, તે પછી એ તમામ વાત તમને જરૂર કહીશ. માટે હવે નકામી વધારે જિજ્ઞાસા કરવાની મુકી દયો."

ભ્રમરે એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો. તે બોલી : "તમે આજે નહિ પણ બે વર્ષ પછી એ વાત કહેવાનું કહો છો, પણ મારું અંતર એ વાત આજે અત્યારે જ જાણવાને માટે અધીરું થઈ રહ્યું

છે, એનું કેમ? તેમ છતાં જો તમે એ નહિ જ કહેવા ઇચ્છતા હો, તો મારી એ ઇચ્છા કાંઈ પરાણે થોડી જ પાર પડવાની છે વારૂ? બાકી મારા મનમાં તો એ વાત જાણવા માટે કાંઈક થઈ રહ્યું છે, હોં!"

ભ્રમરનાં અંતરમાં વ્યાપેલો પ્રેમનો પ્રકાશ આ ભયાનક સંકટ મીટાવી દીધો અને ત્યાં કાળો ઘોર અંધકાર વ્યાપી ગયો. વસંતના સુંદર નીલવર્ણા અને ઉજ્વલ આકાશને એકાએક કાળો મેઘ ચઢી આવીને ઘેરી લે છે, તેમ ભાવી સંકટોના સ્મરણરૂપી મેઘમાળાએ, તેનાં અંતરને કાળા ઘોર અંધકારથી ભરી દીધું. ભ્રમરને લાગ્યું, કે જાણે સંકટની એક કાળી વાદળી તેના સ્વચ્છ પ્રેમભર્યા હૈયામાં ફરી વળી છે અને તેણે પ્રેમના પ્રકાશને ઢાંકી દીધો છે. ભ્રમરની આંખો પતિનાં આ વર્તનથી ઓછું આવવાથી સજળ થઈ ગઇ. એ સ્વગત વિચારવા લાગી: "પણ એમાં મારે આમ આંસુ શા માટે ભરવાના હોય! ખરેખર, મારૂં ચિત્ત ભારે વહેમી બની ગયું છે. મારા પ્રેમાળ સ્વામીની નજરે આ પડશે, ત્યારે તેમને કેટલું દુ:ખ થશે?" આમ વિચારી ભ્રમર ત્યાંથી મોઢું લૂછી ઉભી થઇ ગઈ. બહાર જઇને એક ખુણામાં તે પગ પર પગ ચઢાવીને બેઠી અને "અન્નદા મંગલ" નામનું પુસ્તક વાંચવામાં ચિત્ત પરોવવા લાગી, ભ્રમરના અંતરમાં પ્રતિ પળે ક્યા કયા ભાવો રમી રહ્યા હશે, તે તો એનું હૃદય જાણે, પણ એટલું તો સ્પષ્ટ હતું, કે ભાવી સંકટના આગાહીએ તેના અંતરમાં ફેલાવેલો અંધકાર હજી દૂર થયો ન હતો.

## ૧૮

આજે ગોવિંદલાલ કૃષ્ણકાન્તની સાથે પોતાની જમીનદારીની વાતો કરી રહ્યા હતા. એમણે હવે ધીમે ધીમે ધંધા તરફ ધ્યાન આપવા માંડયું, એ જોઈને કૃષ્ણકાન્તને પણ સંતોષ થયો હતો. તે બોલ્યા : "ગોવિંદ, તું આમ થોડી ઘણી પણ જમીનદારીની સંભાળ લેવા માંડે, તો કેવું સારું ? હું તો હવે વૃદ્ધ થવા આવ્યો છું. હવે કાંઈ બહુ લાંબુ જીવવાનો નથી. તુ જો મારી આંખો આગળ હમણાથી જ ધંધા-ધાપામાં ધ્યાન નહિ આપશે, અને કદાચ ઓચિંતી જ મારી આંખો મિંચાઇ જશે, તો પાછળથી તને જ આ જમીનદારીનું કામકાજ હાથ ઉપર લેતા બહુ ભારે મુશ્કેલી ને વિંટંબણાઓ પડશે. મારાથી તો હવે આ ઉતરતી વયે જમીનદારીના ગામોમાં પણ જઈ શકાતું નથી. હવે જો તું તારી જાતિ દેખરેખ નહિ રાખશે, તો પછી આપણા સોના જેવા ગામો ધૂળધાણી ને રાખપાણી થઇ જશે."

ગોવિંદલાલ હાથ જોડી બોલ્યો : " આપની ઈચ્છા પ્રમાણે વર્તવા હું હવેથી હંમેશાં તૈયાર છું. આપ કહો તો હું આપણા જમીનદારીના ગામોની દેખરેખ ઉપર જવાને પણ તૈયાર છું. મારી પણ એવી મજબૂત ઈચ્છા છે, કે એકવાર જમીનદારીના બધાં ગામો મારે નજરોનજર જોઈ આવવાજ જોઇએ."

કૃષ્ણકાન્તને આ સાંભળીને બહુ જ આનંદ થયો. તેમણે કહ્યું : " ગોવિંદ, તારા આવા વિચારો સાંભળીને આજે મને અત્યંત આનંદ થાય છે. મને હમણા જ ખબર મળી છે કે આપણી જમીનદારીના એક મહાલમાં જબરી ધમાલ થઈ રહી છે. નાયબ કહે છે, કે ત્યાં પ્રજાએ પૈસા ન આપવાનો સંપ કર્યો છે. એ લોકોનું એમ કહેવું છે કે અમે જે પૈસા આપી છીએ તે નાયબ હીસાબના ચોપડામાં રીતસર જમા જ નથી કરતો. આ બાબતમાં સાચી હકીકત જાણવાની ખાસ જરૂર છે. જો તારી સાચે જ ઇચ્છા હોય, તો હું તારે માટે ત્યાં જવાની વ્યવસ્થા કરૂં."

ગોવિંદલાલે તરત જ હા પાડી. તે એટલા માટે જ ખાસ કૃષ્ણકાન્તની પાસે આવ્યો હતો. નવયૌવનની પૂર બહારમાં મદોન્મત્ત બનતા જતા એ નવજુવાનની મનોવૃત્તિ તોફાની સાગર–તરંગોની માફક ચપળ બની હતી. તેનાં અતૃપ્ત અંતરમાં સૌંદર્યની ભારે ભૂખ જન્મી હતી. નિર્દોષ નાદાન ને ભોળી ભ્રમર તેની એ સૌંદર્યતૃષ્ણાને પુરી કરી શકે એમ ન હતી. ચાતકના અંતરમાં વર્ષા ૠતુની નવીન નીલ મેઘમાળાઓ ગમી જાય છે, તેમ રોહિણીનાં સૌન્દર્યે ગોવિંદલાલની આંખોમાં ઘર કરી લીધું હતું. વર્ષાની પ્રથમ જળધારાને જોઈને ઢેલ ચંચળ બને છે, તેમ રોહિણીનું સૌન્દર્ય જોઇને ગોવિંદલાલનું હૈયું નાચી ઉઠયું હતું. એ પોતે પણ પોતાનાં એ તરંગીને તોફાને ચઢેલાં હૃદયની પરિસ્થિતિ પામી ગયો હતો. અંતરસરિતામાં ઉછળતી આ મલીન વાસનાની છોળોને શાન્ત પાડવા તેણે મનમાં ને મનમાં

એવી પ્રતિજ્ઞા કરી લીધી હતી, કે "મૃત્યુ આવે તો તે સહર્ષ સ્વીકારી લેવું પણ નિર્દોષ અને પ્રેમાળ ભ્રમરના પ્રેમ અને વિશ્વાસનો દ્રોહ તો કદાપી પણ ન જ કરવો." અને આજ ઉદ્દેશથી તેણે જમીનદારીની તપાસ કરવાને બહાને બહારગામ ચાલ્યા જવાનો દૃઢ સંકલ્પ કરી નાખ્યો હતો. તેની એવી ધારણા હતી, કે તે આ રીતે ગામ છોડી જવાથી રોહિણીને ભૂલી જશે. આજ કારણથી તેણે કૃષ્ણકાન્તની પાસે આવી જમીનદારીની વાતો કાઢી હતી અને તેમની સૂચના મુજબના જમીનદારીના ગામડાને પ્રવાસે જવાને તે તૈયાર થયો હતો.

જ્યારે ભ્રમરે એ વાત જાણી કે પોતાના પતિ એકાએક બહારગામ જવાના છે, ત્યારે તે પણ તેની સાથે જવાને માટે તત્કાળ તૈયાર થઈ ગઈ. ગોવિંદલાલે તેને બહુ બહુ સમજાવી પણ તે એકની બે ન થઈ અને તેને માટે તેણે રોકકળ મચાવી મૂકી. પણ આખરે ભ્રમરની સાસુએ તેને ગોવિંદલાલની સાથે જતા રોકી. એક સુંદર નૌકા તૈયાર કરવામાં આવી. નોકરચાકરોને સાથે લઇ ભ્રમરનું મુખચંદ્ર ચુમીને ગોવિંદલાલે પોતાની દસ દિવસની યાત્રાની શરૂઆત કરી પોતાની જમીનદારીના ગામ તરફ જીંદગીમાં પ્રથમજ વાર પ્રસ્થાન કર્યું.

× × × ×

ગોવિંદલાલના ગયા પછી ભ્રમર જમીન ઉપર પડી છાતીફાટ રડવા લાગી. ખૂબ રડીને થાક્યા પછી તેણે ઉઠીને 'અન્નદા મંગળ'નું પુસ્તક ક્રોધમાં ને ક્રોધમાં ફાડીને ફેંકી દીધું. તેની બારીએ લટકતા સુંદર પિંજરાઓમાં નવનવા પક્ષીઓ લાવી રાખેલાં હતાં તે તમામને તેણે દરવાજા ઉઘાડી દઈ ઉડાડી મૂક્યા. શયનગૃહમાં અર્ધનગ્ન સ્ત્રી–પુરૂષોની પ્રેમોત્પાદક પ્રતિમાઓ હતી, તે બધીને ઉઠાવીને તેણે પાણીમાં ફેંકી દીધી. ઉદ્યાનમાં મહા પ્રયાસે ઉગાડેલાં જાતજાતનાં

રંગબેરંગી ને સુગંધીત ફુલોના વૃક્ષ–રોપાઓને તેણે કાપીને કઢાવી નાંખ્યા, અને જ્યારે સાંજે રસોઇયણ તેને માટે ભોજનને થાળ લઇ આવી ત્યારે તેણે તે થાળ પણ એમને એમ આવેશપૂર્વક તે બાપડીની ઉપર જ ફેંકી દીધો. નહિ જેવી વાતમાં તે નણંદીની સાથે પણ બાઝી પડી. આમ નાના પ્રકારના દુરાત્માને યોગ્ય તોફાનો કરી તે પતિ વિયોગે પાગલ અને દુઃખી બનેલી બ્હાવરી બાળા અંતે અસ્તવ્યસ્ત પલંગમાં પડી. વળી પાછી ચાદરમાં ઉંધુ મોઢું ઘાલી તે ખૂબ રડી. અને એમ કલ્પાંત કરતી કરતી જ અંતે એ પોઢી ગઇ. જ્યારે બીજી તરફ અનુકૂળ પવનમાં માર્ગ કાપતી ગોવિંદલાલની નૌકા ઝપાટાબંધ આગળ વધી રહી હતી.

# ૧૯

ગોવિંદલાલનાં ગમન પછી ભ્રમર એકલી પડી હતી. તેને ક્યાંય જરાપણ ગમતું ન હતું. ઘર ને બાગ તેને ખાવા ધાતા હતા. સાચું પૂછો તો એ પહેલાની ભ્રમર જ પલટાઈ ગઈ હતી. એનો સ્વભાવ ચીડીઓ બની ગયો હતો. એને વાતવાતમાં વાંધો પડી જતો ને એ સહુ કોઇ સાથે લઢી–ઝઘડી પડતી. આજે કોણ જાણે એનાં વ્યથિત મગજમાં શું થઈ આવ્યું તે એ સવારમાં ખૂબ જલદી ઉઠી અને પોતાની પથારી ઉંચકી મૂકી. પલંગ ઉપરની મચ્છરદાની તથા પંખાઓ પણ તેણે ફેંકી દીધા, અને ચાકરડીઓને પોતાને માટે ફુલો લાવવાની પણ સખ્ત મનાઈ કરી દીધી. ભ્રમરને સોગટાંબાજી રમવાનો ભારે શોખ હતો. એ બાજી પણ એણે આજ ફેંકી દીધી. એક સખીએ તેને એમ કરવાનું કારણ ધીમેથી પૂછ્યું. ભ્રમરે એને તોછડી અપમાનજનક ભાષામાં કહ્યું: “તને ટચુકડી જેટલીને મારી

એ બધી ખાનગી બાબતોમાં માથું મારવાનો હક શો છે? જાણુતી નથી કે હું સોગટાંબાજી રમું એ સાસુજીને પસંદ નથી, ને મારે તો એના કહ્યાસર જ રહેવાનું, ચાલવાનું ને ખાવાનું–પીવાનું. અત્યારે તો એજ મારા ધણીના પણ ધણી. સમજી?" ભરવાગૂંથવાના સાધનો, સોય, દોરો, વગેરે તેણે મહોલ્લાની છોકરીઓને બોલાવીને આપી દીધા. આમ કરવાનું કારણ પૂછતાં એણે રોકડું પરખાવ્યું કે: "મારી આંખો હવે સારી નથી રહી; ભરણગૂંથણ કરતા એમાં અગ્નિના ભડકા બળે છે, માટે હવે એ બધી લપ હું છોડી દેવા માગું છું." તે કદી સારા ઉજ્વળ વસ્ત્રો પહેરતી નહિ અને કોઈ એ સંબંધમાં પૂછતું તો કહેતી કે: "મુઓ ધોબી હવે કપડાં જ ક્યાં વખતસર ને વહેલાં લઈ આવે છે?" જો કે ઘરમાં ધોએલાં વસ્ત્રોનો તો ભંડાર ભરેલો હતો! વાળમાં તેલ પણ નાંખવાનું તેણે બંધ કર્યું હતું. સખીઓ જ્યારે આમ કરવા માટે તેને હસતી ને ખીજવતી ત્યારે મિજાજભેર વક્ર ભ્રકુટી કરી માથાના વેરવિખેર વાળ સમારી લઈ ગમે તેવો ચોટલો બાંધી મુકતી! ભ્રમરની આ ઘેલછાએ દિવસે દિવસે અત્યંત ગંભીર સ્વરૂપ ધારણ કરવા માંડ્યું. તે નિયમસર આહાર–નિદ્રા પણ ન્હોતી લેતી, અને જો કોઈ તેને એ બાબતમાં પ્રશ્ન કરતું તો ટુંકો ને ટચ જવાબ દઈ દેતી, કે: "તબિયત ઠીક નથી રહેતી, અંદરથી તાવ આવે છે!"

ભ્રમરને તાવ આવે છે, એ ખબર દાસીઓ મારફત સાસુને કાને જતાં તેમણે ગૃહવૈદને બોલાવી મંગાવી તેની પાસે વહુની તબિયતની ચિકિત્સા કરાવી દવા અપાવી. સાસુના દેખતાં ઉમા એને દવાનો એકાદ ભાગ આપતી તે એ જેમતેમ ગટગટાવી જતી પણ તેમની પીઠ ફર્યા બાદ તેમની ગેરહાજરીમાં એ તમામ દવા બારીમાંથી બહાર ફેંકી દેતી!

આમ ધીમે ધીમે ભ્રમરનું આ તોફાન એટલું બધું વધી પડ્યું, કે ઉમા તે સહન કરી શકી નહિ. એક દિવસ તે વહુ ઠાકુરાણી ઉપર

બહુ જ ખીજવાઇ ગઈ અને બોલી: "વહુ ઠાકુરાણી, આ બધું તોફાન તમે કોને માટે કરો છો વારુ? જેને માટે તમે આહાર નિદ્રાનો ત્યાગ કરી દઈ તમારાં શરીરને અડધું કરી નાખ્યું છે, તે શું તમારી એક દહાડો પણ ખબર લેવા ઇચ્છે છે ખરા કે? તમે અહીં આ હાલતમાં પતિપ્રેમની ઘેલછામાં પાગલ બની આવા દુઃખ–શોકમાં દિવસ ગાળો છો, જ્યારે તમારા એ આરાધ્યદેવ ગોવિંદલાલ તો હુક્કાની નળી મુખમાં રાખી, આંખો મિંચી દઈ રોહિણી ઠાકુરાણીનું ધ્યાન ધરતા બેસી રહે છે! પછી આ બધું તમે કોને માટે કરો છો?"

ભ્રમરે આ બધી વાતો સાંભળી. બહુ જ ધ્યાન દઇને સાંભળી. તે પછી તે એકદમ ખીજવાઇ પડી. તેણે ઉમાને ગાલે જોરથી એક તમાચો ખેંચી કાઢ્યો અને કહ્યું: "ખબરદાર! જેમ ફાવે તેમ મોઢામાંથી લવારો ન કર. જો અહીં આવીને આવી વાતો કરવી હોય, તો અહીંથી ચાલતી થા. જા, મને તારું મુદ્દલ કામ નથી."

ઉમાને પોતાનાં આ અપમાનથી હાડોહાડ લાગી આવ્યું. એ મર્મવેધક શબ્દોમાં જતી જતી બોલી: "તમાચો મારવાથી કાંઈ કોઇનાં મોઢાં બંધ કરી શકાતાં નથી. તમને ગુસ્સો આવી જાય એ ધાકથી જ હું આજ સુધી કાંઈ બોલતી ન્હોતી; પણ હવે જે વાત આખું ગામ જાણે છે, તે તમારે જાણવી જ જોઇએ. જો તમને મારી વાત ખોટી તે ઉપજાવી કાઢેલી લાગતી હોય તો પેલી માલણને બોલાવીને પૂછી જુઓ, કે રોહિણી બાબુજીના બગીચામાં રાત રાતના આવતી હતી કે નહિ?"

ખરેખર ઉમામાં અક્કલ ન્હોતી. નહિ તો એ કદાપી પણ આવી વાત ભ્રમરને કાને નાખવાનું સાહસ ન કરત. એની આ હદબહારની તીરછી કાતર જેવી જબાને ભ્રમરનો ક્રોધ ભેવડાયો. એણે ઉમાનાં શરીરે લાતો ને થપ્પડોનો વરસાદ વરસાવી મૂકયો. તેને જમીન ઉપર ફેંકી દઈ તેના તમામ વાળ પીંખી નાખ્યા. આટલું

કીધા પછી તે પોતે થાકી જઈ પલંગ ઉપર પડી અને ડુસકે ડુસકે રડવા લાગી.

આમ તો ઉમાએ ભ્રમરના હાથનો માર કંઈ કેટલી વાર ખાધો હતો, છતાં તેને કોઈ વાર એવું ખોટું લાગ્યું ન્હોતું. પણ આજે એ પણ જીવ પર આવી ગઈ. મોટા નાનાના દરજ્જાનો ભેદભાવ સદંતર ભૂલી તે માર ખાધા છતાં નફટાઈથી બોલી : "નાહક મને આમ મારો છો, તેથી શો દહાડો વળશે ? હું તો તમારા જ ફાયદાને માટે કહું છું. તમારું નામ નીકળતા લોકો છુટે મોઢે ફાવે તેવી વાતો કરે છે, અને મારાથી એ કોઈ રીતે હવે સહન નથી થતી. તેથી જ આજે હારીને મેં તમારે કાને એ બધી વાત નાખવાનું સાહસ ખેડયું છે. તેમ છતાં બગીચાની માલણને બોલાવીને મારાં કથનની સચ્ચાઈની ખાત્રી કરાવવા પણ હું તો તૈયાર છું."

આ નિર્લજ્જ દાસીના દુરાગ્રહ પાસે લાચાર બની દુઃખ અને ક્રોધથી ઉકળી રહેલાં હૃદયે ભ્રમર બોલી : "તારે પૂછવું હોય તો પૂછ; હું તારા જેવી નીચ નથી, કે મારા પતિનાં વર્તન સંબંધમાં એવું કંઈ પણ માલણને પૂછવા જાઉં ! એક સામાન્ય નોકરડીનો દરજ્જો ભૂલી તું આમ ગમે તેવી છૂટથી વાત કરતાં શરમાતી નથી ? હવે તો મારે તને મોટી ભાભીને કહીને નોકરીમાંથી રજા જ અપાવી પડશે. સમજીને ?"

* * * *

પ્રાતઃકાળ થયો. ઉમા બબડતી ફફડતી ઉઠીને ત્યાંથી ચાલતી થઈ ગઈ. બીજી બાજુએ ભ્રમર પણ ઉઠી. ગોવિંદલાલની છબી તરફ એકીટસે થોડીવાર આંખો મીંચી જોઈ રહ્યા બાદ તે સજળ નેત્રે બોલી : "મારા પૂજ્ય આરાધ્યદેવ ! મારાં એકમાત્ર જીવનાધાર ! શું તે દિવસે તમે આજ વાત મારાથી છુપાવી રાખી હતી કે ?"

બિચારી નાદાન નિર્દોષ ભ્રમર! હૃદયના ઉંડાણમાં ઉતરી એણે બહુ જ બારીકાઇથી નિરીક્ષણ કરવા માંડયું. દ્રષ્ટિ પહોંચી ત્યાં સુધી એણે જોયું, પણ ક્યાંયે ગોવિંદલાલ પ્રત્યે રતીભાર અવિશ્વાસ ન દેખાયો. અવિશ્વાસ પેદા થવાનો સંભવ પણ ન જણાયો. ભ્રમરે એકવાર ફક્ત મનમાં વિચાર કર્યો : "શું સ્વામી મારા પ્રત્યે બેવફા થયા હશે! જો એમ હોય, તો એનાથી બીજો ભયાનક વજ્રપાત મારે માટે શો હોઈ શકે? એ દુઃખનો અંત મારાં મૃત્યુથી જ આવી શકે!" થોડીવાર મુંગી રહી વળી તે બબડી: "ખરેખર! એવા સંજોગોમાં એક હિંદુ બાળાને માટે મોત એ સાધારણ વસ્તુ છે!"

ભ્રમરનું વિચિત્ર વર્તન જોઈને ઉમાને ભારે ખેદ થયો. તે વિચારવા લાગી : "ખરેખર કળિકાળ જ આવ્યો છે કે શું? શું આ એક નખ જેવડી આજકાલની છોકરી પણ મારા જેવી અનુભવી, વિશ્વાસુ ને જૂની નોકરડીના બોલવા ઉપર વિશ્વાસ રાખતી નથી!" એનાં અંતરમાં ભ્રમર પ્રત્યે લેશમાત્ર રાગદ્વેશ ન હતો. તે ભ્રમરનું ભલું ઇચ્છતી હતી. ભ્રમરનું લેશમાત્ર અમંગલ થાય, એ એનાથી સહન થાય એમ ન હતું. તે છતાં ભ્રમરે તેના કહેવા ઉપર વિશ્વાસ રાખ્યો નહિ, એથી એનાં મનમાં બહુ જ ખોટું લાગ્યું. તે ગુસ્સાભેર ભ્રમરનું શયનગૃહ છોડીને બહારના ખંડમાં આવી. માથામાં તેલ નાખી ચોટલો હોળી ધોયેલો ટુવાલ ખાંધે નાખી, બગલમાં ઘડો મારી, તે સરોવર તટે સ્નાન કરવા ચાલી ગઈ.

ગોવિંદલાલની રસોયાણીનું નામ હરિણી ઠાકુરાણી હતું. હરિણી સરોવરે જઈ સ્નાન કરીને પાછી ફરતી હતી, તેને ઉમાનો મેળાપ થયો. હરિણીને જોઈને તેને ખાસ સંભળાવવા ઉમા કેમ જાણે પોતે પોતાની જાતને ઉદ્દેશીને જ કંઇક કહેતી હોય એમ બબડવા લાગી : "અરેરે કેવો ખરાબ વખત આવ્યો છે! જેને માટે ચોરી કરીએ, તેજ આપણને ચોર કહે, તો પછી થઇજ રહ્યું ને? મોટા લોકોને ઘેર કામ કરવાનો પણ હવે

ધરમ નથી રહ્યો. કોનો મિજાજ ક્યારે ગરમ થઇ જશે, એનો પણ કાંઈ ભરોસો નથી. એના કરતાં ચકલે જઇને મજૂરી કરવી ને પેટ પાળવું એ હજાર દરજ્જે સારૂં છે!"

હરિણીને કાને એના આ શબ્દો અથડાયા. એને એમાં કંઈ ગૂઢકંકાશની ગંધ આવી. એણે જમણા હાથમાંના ભીનાં કપડાં ડાબા હાથ ઉપર નાખતા પૂછયું: "કેમરે અલી ઉમા, એ શું થયું છેરે?"

ઉમાને એટલું જ જોઇતું હતું. એણે તરત જ પોતાની વાચાળ જીભ વહેતી મુકી. હૈયામાં ઘેરાયલો ક્રોધ ને અપમાનનો ધુમાડો બહાર કાઢયો: "જો તો ખરી બહેન! આપણા મહોલ્લાની કોઈ કાળમુખી કુલટાઓ આબરૂદાર સજ્જન શેઠીઆઓના બગીચામાં રાતે મહાલવા જાય, તે શું નજરોનજર જોયા છતાં અમારે શેઠાણીને કહેવું પણ નહિ! એ અમારી ફરજ નથી? આ તે બાઇ કેવો જુલમ!"

"અરે તું આ શું બોલે છે? મહોલ્લાની તે એવી કઈ બાયડી બાબુજીના બાગમાં હરવા-ફરવા જાય છે?"

"વળી બીજી કોણ જવાની હતી? પેલી મુઈ વિધવા રોહિણી જ તો!"

"રોહિણી! એ નસીબફૂટી તો મુઈ છે જ એવી! પણ એનો એ ભ્રષ્ટાચાર કેટલા દિવસ છાનો રહેવાનો હતો? પણ અલી, મને એ તો જણાવ કે એ હરામજાદી કોના બગીચામાં મહાલવા ગઈ હતી?"

ઉમાએ ઝટ દઈને ગોવિંદબાબુનું નામ દઈ દીધું.

ગોવિંદબાબુનું નામ સાંભળતાં જ હરિણી ચોંકી ગઈ. એ પછી બંનેએ એક બીજાના કાનમાં કાંઈક છુપી વાતો કરી. બંનેએ પરનિંદાના રસથી છલકાતું એક વિલક્ષણ હાસ્ય કર્યું. ત્યારબાદ તેઓ બંને પોતપોતાનાં કાર્યો આટોપવા પોતપોતાને પંથે પડી. ઉમા થોડું ચાલીને આગળ વધી ત્યાં તેને મહોલ્લાને નાકે રહેતી રામુની મા

મળી. ઉમાએ હસતા હસતા એની પાસે પણ એની એજ વાત છેડી અને તેને કાને પણ ખાસ ઈરાદાપૂર્વક ગોવિંદલાલ અને રોહિણીનાં અજુગતાં મિલનનો ઇતિહાસ મીઠું મરચું ભભેરીને મલકાતે મોઢે કહી નાખ્યો. રામુની મા પણ રોહિણીની રીતભાત ઉપર હાસ્યના છાંટણા છાંટતી ચાલતી થઈ.

આમ સ્ત્રીનાં છાલકા સ્વભાવનું પ્રદર્શન કરતી ઉમાએ એક પછી એક એમ રામુની મા, શ્યામુની મા, જીવનની મા, રમા, પ્રેમા વિગેરે જે જે કોઈ ઓળખીતી ને અણઓળખીતી સ્ત્રીઓ એને રસ્તે મળી તે તમામને હરકોઈ બ્હાને થોભાવી તેમની સમક્ષ પોતાના હૈયાનો આ ભાર ખાલી કર્યો. અને આમ હૈયું ખાલી થતાં એનાં મનને શાન્તિ ને સ્વસ્થતા મળી. એ પ્રફુલિત હૃદયે સ્વચ્છ સલીલભર્યાં સરોવરને કાંઠે આવીને આનંદઉલ્લાસથી સ્નાન કરવા લાગી. બીજી બાજુએ ઉમાએ જે સ્ત્રીઓને આ વિચિત્ર વાત કહી હતી, તે તે સ્ત્રીઓએ પણ એની પ્રચાર પ્રવૃત્તિ સ્ત્રી–સ્વભાવાનુસાર જાણે અજાણે ઉપાડી લીધી. તેમણે પણ જે કોઈ સગાં–સંબંધી ઓળખીતા–પારખીતાં રસ્તે કે ઘેર મળ્યા, ભેટયા કે આવ્યા, તેમને એની એજ વાત મરીમસાલાનાં મિશ્રણ સાથે કહેવા માંડી. આમ ધીરે ધીરે મુદ્દલ કરતાં વ્યાજ વધતું ગયું. જ્યાં શૂન્ય ન હતું, ત્યાં શૂન્ય જન્મ્યું. શૂન્યમાંથી એકડો સ્ફૂર્યો. જોતજોતામાં એકના વધીને દસ, દસના વધીને સો અને સોના વધીને ઉપરાઉપરી શૂન્યો ચઢી જતા હજાર દશહજાર ને લાખો બની ગયા. સૂર્યનું કિરણ નીકળતાં જ જે ગંદી વાત ઉમાએ ભ્રમરને કહી હતી, તેની ગંધ એજ દિવસના સૂર્યનો અસ્ત થતાં પહેલાં તો ઘેરેઘેર પહોંચી ગઈ; અને રોહિણી ગોવિંદલાલબાબુની અનુગૃહિતા છે, એ ગપાટો ચોરે અને ચૌટે નારીસમુદાયને મોઢે ચઢીને ચર્ચાવા લાગ્યો એટલુંજ નહિ પણ પર્વતનું સ્વરૂપ પામેલ એ રાઇનો દાણો સારા ગામમાં ઠેરઠેર ચકચાર પામી ગયો.

ખરી વસ્તુસ્થિતિ એમ હતી, કે ફક્ત રોહિણીનાં નિશ્ચેતન દેહે ગોવિંદલાલના ઉદ્યાનમાં પ્રવેશ કર્યો હતો. તે પણ સ્વેચ્છાપૂર્વક નહિ, સંરક્ષકની ઇચ્છાને આધીન થઇને! બાબત આમ બની હોવા છતાં જનતાની વિવિધરંગી જીભે સત્યાસત્યની કોઈ તપાસ કરવાની તસ્દી લીધા વિના એ વિધવા સાથે ગોવિંદલાલની પાપી પ્રેમકથા, આગળ વધીને ગોવિંદલાલે રોહિણીને દાગીના આપવાની વાતો, અને બીજા એવા જાતજાતના ચિત્રવિચિત્ર હલકટ આક્ષેપોનાં ગપ્પાંઓ ગલીગલીએ ને ઘેરઘેરના વાતાવરણમાં ઘડીના છઠ્ઠા ભાગમાં ગાજતા વાજતા કરી દીધા. કહેવત છે, કે ભીંતને પણ કાન હોય છે. વાતને વા લઈ જાય છે, તેમ આ વાત પણ ઘસડાતી–ઉડતી છેવટે ભ્રમરના રંગમહેલમાં આવી પહોંચી. ભ્રમરની પ્રિય સખી વિનોદીની અચાનક એને મળવા આવી ચઢી. એણે અજાણ બનીને એને પૂછ્યું: "ભ્રમર, શું આખા ગામમાં ચોરે ને ચૌટે ચવાઈ રહેલી વાતથી તને કંઇહરખ–શોક નથી થતો?"

ભ્રમરે શુષ્ક મુખે અને ભગ્ન હૃયે એને સામો પ્રશ્ન કર્યો:

"કઇ વાત બ્હેન!"

વિનોદિની પુષ્પ ધનુષ્યની માફક બે ભ્રમરો વક્ર કરીને પોતાનાં બાળકને ગોદમાં લેતી બોલી: "કાં વળી! પેલી રોહિણીની જ વાત તો!"

ભ્રમરે એ પર વિશેષ લક્ષ્ય ન આપ્યું. એણે એને કાંઇપણ જવાબ ન વાળતાં ધીમેથી વિનોદીનીનાં બાળકને ગોદમાં લેવા હાથ પકડી ખેંચ્યો. બાળક રડવા લાગ્યો, અને તેને વિનોદીની એક પણ શબ્દ બોલ્યા વિના બાથમાં લઇ ચુમીઓ ભરતી ધીમે પગલે પોતાનાં ઘર તરફ ચાલતી થઈ ગઈ.

વિનોદિનીને ગયાને થોડીવાર નહિ થઈ હોય ત્યાં એની બીજી સખી સરયૂ આવી પહોંચી. તેણે તો આવીને ખુરસી પર બેસતાંની સાથે જ ટકોર કરી: "કાં વહુ ઠાકુરાણી! મેં તો તમને આગળથી જ ન્હોતું કહ્યું, કે ગોવિંદબાબુની ઉપર હદબહારનો વિશ્વાસ રાખો છો,

એ ઠીક નથી. તમે એમનું મન સાચવવા હજાર ઉપાયો કરો, છતાં પણ તમે કાંઈ કાળા મટીને ગોરા બની શકવાના નથી. પુરુષોનાં દીલ એમની મીઠી મીઠી વાતો ઉપરથી માપી શકાતાં નથી. તેઓ માત્ર ગુણના જ નહિ, પણ સૌન્દર્યના પણ પિપાસુ હોય છે. તમે રોહિણીની વાત તો સાંભળીને! એ રંડાને કોણે તમારૂં ઘર ઘાલવાની અક્કલ આપી હશે?"

ભ્રમરે કહ્યું: "જ્યાં રોહિણીમાં ઈશ્વરદત્ત અલૌકિક સૌન્દર્ય છે, ત્યાં પછી એને ગુણની, જ્ઞાનની કે અક્કલની શી જરૂર છે?"

સરયૂ લલાટે હાથ ઠોકતી બોલી: "રે દુર્ભાગ્ય! ત્યારે શું જે વાત આખું ગામ જાણે છે, તે તમે એકલાં જ હજુ જાણતા નથી? સાંભળ્યું છે કે ગોવિંદબાબુએ ખુશ થઈને રોહિણીને લગભગ સાત હજાર રૂપીઆના દાગીના આપી દીધા છે."

ભ્રમર એના આ શબ્દો સાંભળીને રૂંવે રૂંવે સળગી ઉઠી. તેનું મન કાબુમાં ન રહ્યું. મનમાં ને મનમાં જ સરયૂને તેણે યમદેવના હાથમાં સોંપી દીધી. હોઠ પીસીને અંગાર ઝરતી આંખે એણે એ બટકબોલી બ્હેનપણીને જડબાંતોડ જવાબ દીધો: "અરે હારે...મને એ બધી વાતની ખબર છે. મેં એમનું હીસાબી ખાતું જોયું છે. એમાં તારાં નામ પર પણ ચૌદેક હજાર રૂપીઆના દાગીના ઉધારેલા છે. એનું કેમ?"

સરયૂ શો જવાબ દે? સફેદ પુણી જેવે ફિક્કે મોઢે એણે સીધો ઘરનો રસ્તો પકડ્યો. ધીમે ધીમે આમ ભ્રમરની એક પછી એક સખીઓ એની પાસે આવી ગઈ. કોઈ વૃદ્ધા, તો કોઈ પ્રૌઢા; કોઈ યુવતી, તો કોઈ બાળા; બધીએ આવીને એના એજ અર્થની વાતો ભ્રમરને કહી સંભળાવી, કે: "ગોવિંદબાબુ રોહિણીના પ્રેમમાં પડ્યા છે!" કોઈ કોઈએ તો એમ પણ કહી દીધું, કે: "એમ બને એમાં નવાઈ

જેવું પણ શું છે? વિધવા છતાં એ રંડાનું રૂપ જ કેવું છે? ભલભલા બ્રહ્મચારીઓ એને જોઈને જ મોહી પડે એવો તો એનો ઠાઠમાઠ છે! તો પછી ગોવિંદબાબુ જેવા સાદા સીધા માણસ એની પાછળ ગાંડા થઈ જાય, એમાં આશ્ચર્ય શું છે?"

કોઈએ કરડાકીથી તો કોઇએ ભ્રમરને ખીજવવાની ઇચ્છાથી, કોઈએ આઘાતથી તો કોઈએ ક્રોધથી, ભ્રમરને એ એકની એક જ વાત નિરનિરાળી ઢબે કહી સંભળાવી. ખરેખર, ભ્રમરનું ભાગ્ય ફૂટી ગયું હતું! એ અભાગીની અત્યારે હૃદયની ઉંડાણના ને જનતાની જીભના અલગ અલગ આંદોલનો વચ્ચે અથડાઈ રહી હતી.

આખા ગામમાં ભ્રમર વધુમાં વધુ સુખી સ્ત્રી ગણાતી હતી. તેનું સુખ જોઇને સહુ કોઇને અદેખાઇ આવતી હતી. બધાને એમ જ લાગતું, "કે ઓહો! આવી કાળી કદરૂપીનાં નસીબમાં આટલું બધું સુખ! આટલું અનન્ત ઐશ્વર્ય! એને લલાટે આવો દેવદુર્લભ સ્વામી! લોકોમાં કલંકરહિત યશ! અને તેના પ્રત્યે કમળના પુષ્પ તરફ હોય તેવો ગોવિંદલાલનો પ્રેમાદર! આ બધું ગામની સ્ત્રીઓથી સહન થઈ શકતું ન હતું! આથી કોઈ છૂટીછવાઈ તો કોઈ ટોળે મળીને, કોઈ હાથમાં છોકરાં લઇને તો કોઈ બીજી બ્હેનપણીઓને સાથે લઇને, કોઈ ચોટલો હોળીને તો કોઈ દળદરીની માફક છૂટે ચોટલે; ભ્રમરની પાસે તેનાં મનના મનોરથ જાણવાને તેનું હૈયું પ્રજાળવા વારાફરતી આવી ચૂકી હતી. એકની એક જ વાત એ હજાર મોઢાએ એને કહી નાંખી હતી કે: "હે ભ્રમર! હવે તારાં સ્વર્ગીય સુખનો અંત આવી ગયો છે." કોઈનાંય મનમાં એવો વિચાર તો આવ્યો જ ન હતો, કે ભ્રમર બિચારી પતિવિરહિતા – દોષશૂન્યા – દુ:ખી બાળા છે, અને એને દાઝયા ઉપર ડહામ દઇને વધુ ન સંતાપવી જોઇએ!

ભ્રમર હવે એ કડુ ને કાતીલ પ્રહારો વધારે વખત સહન કરી શકી નહિ. તે પોતાના બંગલાનું બારણું બંધ કરી દઈ જમીન ઉપર

ઉંધે મોઢે આડી પડી જોરથી ડુસકાં ભરતી સ્વગત બોલવા લાગી : "હે મારા સંશયભંજન! હે પ્રાણાધિક! તમે જ મારા સંદેહ છો. તમે જ મારો વિશ્વાસ છો. આજે હું આ વાત ખરી છે કે ખોટી એ કોને પૂછવા જાઉં? મને કોઈ દિવસે પણ તમારા ઉપર અવિશ્વાસ આવ્યો છે? નહિ જ. પણ ત્યારે આ બધી સ્ત્રીઓ આવીને મને એકની એક જ વાત કહે છે, એ શું? જો એમની આ વાતમાં કંઈ જ સત્ય જેવું ન હોય તો પછી એ બધી ય એકસરખી વાત જ કેવી રીતે જાણીને કરી શકે? તમે આજે અહીંયા નથી. આજે મારો આ વિષય પરત્વેનો સંદેહ કોણ દૂર કરે? અને જો મારો આ સંદેહ દૂર નહિ થશે, તો હું એ સંતાપમાં ને સંતાપમાં અવશ્ય પ્રાણ છોડીશ. શું આવો સંદેહ હૃદયમાં છુપાવી રાખીને–સાંખી લઇને, કોઈ પણ પતિપ્રેમી પતિવ્રતા જીવી શકે ખરી? આવા સંદેહભર્યા વાતાવરણમાં હું કોઈ રીતે જીવી શકું એમ નથી. હે પ્રાણાધાર! જ્યાં હો ત્યાંથી સત્વર પાછા ફરો. જો તમે પાછા નહિ ફરશો, તો તમારી ભ્રમરનું મોઢું ફરી જોવા નહિ પામો. પછી પાછળથી એમ ન કહેતા, કે મને પૂછીને સંદેહનું નિરાકરણ કર્યા વિના જ અમસ્તી વહેમાઈ ને મારી અભાગીની ભ્રમર આ લોકમાંથી ચાલતી થઈ ગઈ!"

૨૦

**આ**ત્યારે ભ્રમરનાં અંતરમાં જે આગ સળગી રહી હતી, એજ જાતની જવાળાથી રોહિણી પણ સળગી ઉઠી હતી. જે ગંદી ગોઝારી વાત આખા ગામમાં ફેલાઈ ગઈ હતી, એ વાત રોહિણીને કાને ન જાય, એ શું બનવાજોગ હતું? રોહિણીએ સાંભળ્યું કે આખા ગામમાં એ એકની એકજ વાત સંભળાઈ રહી છે, કે ગોવિંદલાલ તો રોહિણીનાં રૂપ સૌંદર્યનો ગુલામ બની ગયો છે! અને તેણે રોહિણીને સાત હજાર રૂપીઆના દાગીના પણ આપી દીધા છે! આ ગપાટો કોની જીભેથી શરૂ થયો અને કેવી રીતે આટલા બધા વિશાળ પાયા પર ફેલાવા પામ્યો, એ જેમ ભ્રમર જાણતી ન્હોતી, તેમ રોહિણી પણ જાણતી ન હતી! વળી ભ્રમર તેમજ રોહિણી બંનેએ આવી વિકૃત વાત કયા ઈર્ષાખોર શત્રુએ આખા ગામમાં વહેતી મુકી તેની શોધ કરવાનું પણ જરૂરી માન્યું ન હતું. આથી

બન્યું એમ કે રોહિણીએ મનમાં ને મનમાં જ અનુમાનથી એવો નિશ્ચય કરી લીધો, કે "આ વાત જરૂર ભ્રમરે જ મને બદનામ કરી આ ગામ છોડી જવાની ફરજ પાડવા માટે ઉડાવી હોવી જોઇએ. નહિ તો ગોવિંદલાલ મારી માથે પ્રેમમાં પડે, તેથી એના સિવાય બીજા કોનાં શરીરમાં આટલી બધી આગ વ્યાપી જવાની હતી !

ખરેખર સમજ્યા-વિચાર્યા વિના જ ભ્રમરે મારાં અંતરને આ અસહ્ય આક્ષેપથી સળગાવી મુકવાનું સાહસ ખેડ્યું છે, તે દિવસે પણ એણે જ મારે માથે ચોરી ઓઢાડી હતી; આજ આ રીતે મારા ઉપર તે બીજો આરોપ મૂકે છે ! હવે મારાથી આ ગામમાં વધુ વાર રહી શકાય એમ નથી રહ્યું; પણ હુંય રોહિણી ત્યારે કે, આ ગામ છોડી જતાં પહેલાં એક વાર ભ્રમરને પણ હાડોહાડ સળગાવી મૂકું ?"

સાહસીક, નીડર ને નિર્લજ્જ રોહિણીને માટે કોઈ પણ કામ અશક્ય ન હતું. તે તરત જ તેની એક સખીને ત્યાં ગઈ. તેણે તેને ત્યાંથી એક બનારસી સાડી અને થોડાંક ગીલીટ કરેલાં ખોટાં ઘરેણાં માંગી લીધા.

તેણે આ બધાની એક પોટલી બાંધી. સાંજ પડી એટલે એણે એ પોટલી લઇને ગોવિંદબાબુનાં અંતઃપુરમાં પ્રવેશ કર્યો. અભાગીની ભ્રમર એકલી જ પોતાના ઓરડામાં હતી. તે મૃત્યુ પથારી ઉપર પડી પડી અંતકાળનું રૂદન કરી રહી હતી. આંખોમાં ઉભરાતાં જળબિન્દુઓ લુછી નાંખતી તે ગોવિંદલાલની છબી તરફ જોવાનો પ્રયત્ન કરી રહી હતી; ત્યાં એકાએક રોહિણી તેના ઓરડામાં પ્રવેશી કંઇપણ બોલ્યા-ચાલ્યા વિના તેની સામે જઈને બેઠી. તેના એક હાથમાં પેલી વસ્ત્ર–ઘરેણાંની પોટલી હતી. ભ્રમર તો આ દેખાવ જોઈને આભી જ થઈ ગઈ. રોહિણીને પોતાના એકાન્ત આવાસમાં બેધડક આવી રહેલી જોતાં જ તેનાં અંગેઅંગમાં વ્યાપેલી વિષ–જ્વાલા રૌદ્ર સ્વરૂપે ભભુકી ઉઠી. ભ્રમર રોહિણી જેવી પતિતાને પોતાનાં સુખી સંસારનું સત્યા-

નાશ કાઢનાર કાળમુખી કુલટાની હાજરીને પોતાને ત્યાં સહન કરી શકી નહિ. તે દાંત પીસીને કરડાકીથી બોલી: "તમે તે દિવસે ઠાકુર મહાશયને ત્યાં ચોરી કરવા આવ્યા હતા તે મને યાદ છે. શું આજે પણ એવા જ કોઇ વિચારથી મારા ઓરડામાં ધસી આવ્યા છો કે?"

રોહિણી મનમાં અને મનમાં બોલી: "મને નાહક બદનામ કરનાર દુષ્ટા, તારૂં કાળજું કોરી નાંખવાને માટે આજે આવી છું." તે મોટેથી પ્રગટ બોલી: "હવે મારે ચોરી કરવાની કાંઈ જરૂર રહી નથી. મને હવે પૈસાની પણ ભૂખ નથી. ગોવિંદલાલના અનુગ્રહથી હવે મને ખાવા–પીવાની કે પહેરવા–ઓઢવાની કોઈ ચિંતા રહી નથી; પણ ગામના લોકો જેટલું બોલે છે, તેટલું બધું કાંઈ ખરૂં નથી, એટલું જ હું તો તમને જણાવવા આવી છું."

ભ્રમર બોલી: "હું ખરૂંખોટું કંઇજ તમારે મોઢે જાણવા કે સાંભળવા નથી ઇચ્છતી. તમે અહીંથી એકદમ ચાલ્યા જાઓ."

રોહિણીએ કેમ જાણે એના એ ધમકીભર્યા શબ્દો સાંભળ્યા જ ન હોય એમ કરી કહ્યું: "જુઓ,જનતાની જીભને કંઈ તાળું વસાતું નથી. એ તો નાહકની વધારીને વાત કરે છે. બાકી ગોવિંદબાબુએ મને સાત હજાર રૂપીઆના ઘરેણાં આપ્યાં છે, એ ઉડી રહેલી વાતમાં કંઈ જ વજુદ નથી. મને તો બાબુજીએ આસરે ચારેક હજાર રૂપીઆના દાગીના અને આ બનારસી સાડી...બસ એટલું જ આપ્યું છે. તમને કદાચ તમારા પતિદેવ પર વિશ્વાસ ન આવે, ને તમે ગામમાં ઉડતી અઘટીત વાત પર વિશ્વાસ મુકી દયો એટલા ખાતર જ હું તમને આ બધું ખાસ બતાવવા આવી છું. જુઓ, મને જે કંઇ મળ્યું છે તે આ રહ્યું. તમારી નજર સામે જ રજુ કરૂં છું. હવે તમે જ કહો વારૂ, કે આ બધાની કીંમત ચારેક હજારથી વધારે થવા જાય ખરી? અને તો પછી લોકો નાહક સાત હજારની ખોટી ખોટી વાત વધારીને શા માટે ઉડાડે છે?"

રોહિણીએ પોટલી છોડીને પેલી બનારસી સાડી અને ગીલીટનાં દાગીનાઓ ભ્રમરને બતાવ્યા. ભ્રમરે પોટલી આંચકી લઈ એ તમામ ઘરેણાં બાજુ પર ફેંકી દીધા. રોહિણી ક્રોધપૂર્વક એ બધા ફરી વાર એકઠા કરી લેતાં બોલી : "અરે વાહ્! આમ સાચાં સોનાને તે ફેંકી દેવાય કે?" એણે ફરીથી એ દાગીનાની પોટલી બાંધી અને બીજું કાંઇપણ બોલ્યા ચાલ્યા વિના તે આવી હતી એમ ચુપચુપ ચાલી ગઈ. આવીજ વાત કહેવાને માટે ભ્રમરે ઉમાને પીટી નાખી હતી, પણ રોહિણીને એક થપડાક સરખી પણ એણે મારી કે ઉગામી ન હતી, અને એનું કારણ એજ હતું કે ભ્રમર પોતાની દાસી ઉમાને ચાહતી હતી. એથી જ તેણે તેને એવું ન ઇચ્છવા યોગ્ય બોલવા માટે મારી હતી. જ્યારે તે રોહિણીનાં નામ ઉપર હૃદયમાં ને હૃદયમાં સળગી મરતી હતી. તેથી જ તેણે તેને આંગળી પણ અડાડવાનું સાહસ કર્યું ન હતું. ખરેખર, બાળકો લડે-ઝઘડે ને અયોગ્ય વર્તન દાખવે છે ત્યારે જનેતાઓ શું તેમને ખીજવાઇને માર મારતી નથી? પરંતુ એ મારની પાછળ માતૃત્વની સાચી લાગણીનાં, અનહદ પ્રેમનાં અને ભાવનાનાજ પડછાયા હોય છે!

ભ્રમર રોહિણીનાં આગમન પછી એટલી બધી અધીરી બની ગઈ, કે તેણે સવાર પણ થવા દીધી નહિ, અને રાતોરાત પતિદેવ ઉપર પત્ર લખવા બેઠી. એને ગોવિંદલાલે જ લખતા વાંચતા શીખવ્યું હતું; પણ તેનું જ્ઞાન હજી ઘણું જ અધુરૂં ને કાચું હતું. તે જેટલા પ્રેમથી સ્વામીની સેવા કરતી, જેટલી ઉલટથી ફૂલો મંગાવતી કે પુતળા–રમકડાં ખરીદતી અથવા પિંજરના પંખીઓની સંભાળ લેતી, તેના દસમા ભાગ જેટલો ઉત્સાહ પણ તે લખવા–ભણવાનાં કાર્યમાં કે ગૃહકાર્યમાં દર્શાવતી ન હતી.

એક પત્ર લખવામાં તો ભ્રમરે અનેક વાકયો બદલ્યા. સંખ્યાબંધ શબ્દો સુધાર્યા. ડઝનેક કાગળો બગાડયા. છેવટે ગમે તેમ કરીને તેણે કાગળ પુરો કર્યો. કાગળમાં નીચેની મતલબનું લખાણ એણે લખ્યું હતું.

"તે દિવસે રાત્રે પુષ્પ–ઉદ્યાનમાં તમને ખૂબ મોડું થયું હતું. તમને એ દિવસે મોડું થવાનું કારણ મેં પૂછ્યું હતું, પણ તમે જવાબ આપ્યો ન હતો; અને બે વર્ષ પછી એનો ઉત્તર આપવાનું જણાવ્યું હતું. પણ મારા કમનસીબે બે વર્ષ પુરા થાય, તે પહેલાંજ એ વાત મેં જાણી લીધી છે. મેં એ વાત ફક્ત કાનેજ સાંભળી છે, એમ નથી; પણ નજરે જોઇ છે સુદ્ધાં. તમે રોહિણીને જે વસ્ત્રલંકારો આપ્યા છે, તે તમામ રોહિણી જાતે ઘેર આવીને મને બતાવી ગઇ છે.

મારી ખાત્રી છે કે તમે આજ સુધી એમ માનતા હતા, કે તમારા પ્રત્યે મારી અચળ ભક્તિ છે, અને તમારા ઉપર મને અનંત વિશ્વાસ છે. ખરેખર તેમજ હતું. હું પણ એમજ જાણુતી હતી, કે તમારો મારા પ્રત્યેનો પ્રેમ અવિચળ છે. પણ હવે મને સમજાય છે, કે મારી એ માન્યતા ખોટી હતી. આજ સુધી મારે માટે તમે ભક્તિ કરવાને યોગ્ય હતા, એટલે આજ સુધી મેં પણ તમારા પ્રત્યે અનન્ય ભક્તિ રાખી હતી. જ્યાં સુધી તમે વિશ્વાસ રાખવાને યોગ્ય હતા, ત્યાં સુધી મેં તમારામાં અગાધ વિશ્વાસ રાખ્યો હતો. હવે તમારા ઉપર મારી ભક્તિ પણ રહી નથી, તેમ તમારામાં મને વિશ્વાસ પણ રહ્યો નથી. તમારાં દર્શનથી હવે મને સુખ મળવાનું નથી. તમે જ્યારે ઘેર આવવાના હો, ત્યારે કૃપા કરીને મને ખબર આપજો. હું બળેલીઝળેલી ગમે તેમ કરીને મારા પિતાજીને ત્યાં ચાલી જઇશ."

ગોવિંદલાલને યોગ્ય સમયે આ પત્ર મળ્યો. પત્ર માંહેનું લખાણ વાંચ્યાથી તેને જાણે માથા ઉપર વજ્રઘાત થયો. હસ્તાક્ષરો, વાક્યોની અશુદ્ધતાઓ અને લખાણની ઢબછબ ઉપરથી ગોવિંદલાલની ખાતરી થઈ કે એ પત્ર ભ્રમરે જ લખેલો હતો. છતાં તેનાં અંતરે એ વાત સહસા માન્ય રાખી લીધી નહિ. તેને અનેક વેળાએ એવો સંશય આવ્યો, કે: "શું ભ્રમર મારા ઉપર આવો કાગળ લખવાની હિંમત કરી શકે ખરી?"

ગોવિંદલાલને એજ દિવસે બીજા પણ કેટલાક પત્રો મળ્યા હતા. ગોવિંદલાલે ભ્રમરનો જ પત્ર પહેલા ઉઘાડીને વાંચ્યો હતો અને તે વાંચતાં જ તે આમ સ્તબ્ધ થઈ ગયો. તેની એ સ્તબ્ધતા અને મૂઢતા કેટલીક મિનિટો સુધી જેમની તેમ કાયમ રહી. ચેતનહીન પુતળાંની માફક તે એકની એક જગાએ બેસી જ રહ્યો. થોડીકવાર પછી તેણે બીજા પત્રો પણ ભગ્ન હૃદયે વાંચવા શરૂ કર્યા. બીજો એક પત્ર કવિતાપ્રિય બ્રહ્માનંદ ઘોષનો હતો.

બ્રહ્માનંદે પોતાના પત્રમાં લખ્યું હતું : " ભાઈ ગોવિંદલાલ, રાજા રાજા લડે છે, પણ તેમાં લોકોના જીવ જાય છે. તમારા ઉપર ભ્રમર એક ચક્રે રાજ ચલાવે એ ઠીક છે, પણ અમારા જેવા ગરીબ દુઃખી પ્રાણીઓની ઉપર પણ તે જુલમ વરસાવે, તો એ અમારાથી કેવી રીતે સહન થાય? તેણે આખા ગામમાં એવી વાત ફેલાવી છે, કે તમે રોહિણીને સાત હજાર રૂપીઆના દાગીના અને વસ્ત્રો આપ્યા છે. એ ઉપરાંત તેણે બીજી પણ ઘણી જ અયોગ્ય વાતો ફેલાવી છે. એ બધી વાત તમને લખતા પણ મને તો શરમ આવે છે. ગમે તે હો, તમારી પાસે અમારી આ ફરિયાદ છે. તમે કૃપા કરીને અમને ઇન્સાફ આપશો. જો તેમ નહિ થશે, તો અમને આ ગામમાંથી ઘર ઉઠાવી ચાલ્યા જવું પડશે, ઇતિ."

ગોવિંદલાલ આ પત્ર વાંચીને વધારે વિસ્મિત થયો. તે વિચારોને વંટોળે ચઢ્યો : " શું ભ્રમરે આવી આવી વાતો પણ ગામમાં ફેલાવી હશે?" આ બધી વાતનો સાચો ભેદ શો છે તે તેના સમજવામાં આવ્યું નહિ. છેવટે તેજ દિવસે 'અહીંના હવાપાણી પોતાને અનુકૂળ નથી' એમ જણાવી ગોવિંદલાલે ઘેર જવા માટે વહાણ તૈયાર કરવાની આજ્ઞા કરી.

ત્રણેક દિવસ પછી ગોવિંદલાલે પ્રવાસ શરૂ કર્યો. તેનું અંતર દુઃખી હતું. આત્મા શૂન્ય જેવો બની ગયો હતો. માત્ર જડ શરીર ઘરને પંથે આગળ વધી રહ્યું હતું

જેને ચહાતા હો, તેને આંખોથી જરાપણ દૂર ન કરો. જો પ્રેમબંધન દૃઢ રાખવું હોય તો તમારો પ્રેમતંતુ ટુંકો ન રાખો. જેના પર પ્રેમ હોય તેને પણ જો તમારી આંખોની સામેજ નહિ રાખશો, તો એનું પરિણામ સારૂં નહિજ આવે એ નક્કી માનજો. ભ્રમરે જેને વિદાય આપતા–જેનાથી વિખૂટા પડતા રડારોળ કરી મૂકી હતી, અંતરમાં એમ વિચાર્યું હતું, કે "એના વિના હવે દિવસો કેમ જશે?" તેજ ગોવિંદલાલ અને ભ્રમરનો મેળાપ પણ છેવટે ન થયો. ગોવિંદલાલ ઘેર આવ્યો ત્યારે "કેમ સારા તો છોને?" એટલું પૂછવાને પણ ભ્રમર હાજર ન રહી. પછી બીજી તો વાતજ શી કરવી? કોઈ કોઈની આગળ હૃદય ખોલીને બોલ્યું પણ નહિ. ભ્રમર અને ગોવિંદલાલ બંનેનો આંતરિક વિચ્છેદ થઈ ગયો. ક્રોધ અને

અભિમાનને વશ થઈ એકબીજાએ એકબીજાને ઓળખવાની કે સાંભળવાની પણ તસ્દી ન લીધી. જે એકવાર આંખો પરથી ઉતરી જાય છે, તે ફરી આંખો ઉપર પાછું ચઢતું નથી. ખરેખર! જે જાય છે તે ફરી આવતું નથી; જે તૂટે છે તે પુનઃ સંધાતું નથી.

ભ્રમરે ગોવિંદલાલને વિદેશ જવા દીધો એ જ સારૂં કર્યું ન હતું. જો તેઓ બંને સાથે રહ્યા હોત, તો એકબીજાનાં હૃદયમાં જન્મેલી આ કૂશંકા તેઓ સહેજે દૂર કરી શક્યા હોત! એકબીજાને પૂછીને ખરી વાત શી છે, તેનો તેઓ સહેજે નિકાલ લાવી શક્યા હોત! ભ્રમર ભ્રમમાં પણ ન પડત અને તેને એટલો બધો ગુસ્સો પણ ન આવત. રોષ અને શંકાથી આજે જે આ ભયાનક સર્વનાશ થયો તે પણ થવા ન પામત. જે દિવસે ગોવિંદલાલે સ્વદેશયાત્રા શરૂ કરી હતી, તેજ દિવસે જમીનદારી ગામોના તલાટીએ કૃષ્ણકાન્ત ઉપર એક પત્ર લખ્યો હતો. તેમાં લખ્યું હતું, કે: "ગોવિંદબાબુ અહીંથી ઘર તરફ રવાના થયા છે." તેણે એ પત્ર ટપાલમાં રવાના કર્યો હતો. ગોવિંદબાબુનું વહાણ આવી પહોંચે, તે પહેલાં એ પત્ર કૃષ્ણકાન્તને ટપાલ દ્વારા મળી ગયો. ગોવિંદબાબુ અચાનક ઘેર આવે છે એ ખબર ભ્રમરને કાને એ દ્વારા જ પહોંચી ગઈ.

ભ્રમરે જે પળે સાંભળ્યું, કે સ્વામી ઘેર આવે છે; તેજ પળેથી તેણે કલમ ખડીઓ લઈને એક કાગળ લખવા માંડયો. તેણે એ પત્રમાં તેની માતાને લખ્યું: "હું ઘણી ગંભીર બીમાર પડી ગઈ છું. મને એકવાર જાતે આવીને તમે તેડી જાવ. તમારે ત્યાં મને આરામ થશે, એટલે હું અહીં પાછી સાસરે આવીશ. જરા ય વિલંબ કરશો નહિ. જો રોગ વધી જશે, તો પછી આરામ થવાનો સંભવ રહેશે નહિ. એટલે બની શકે તો કાલે ને કાલે જ તાકીદે માણસ મોકલી આપજો. મારી આ માંદગીના સમાચાર બીજા કોઈને કહેશો નહિ."

ભ્રમરની માતા ન હોત અને બીજા કોઇએ આ પત્ર વાંચ્યો હોત, તો તે કાગળમાં લખાયલી આ વિલક્ષણ પદ્ધતિથી તરત એટલું સમજી જાત કે આ કાગળ સાચો નથી, પણ એમાં અવશ્ય કંઈ ગોટાળો છે! પણ માતાનાં પ્રેમાળ હૈયામાં એવી કોઈ કલ્પના કે શંકા વસી શકી નહિ. પુત્રીની પીડા સાંભળતાં જ તે દુઃખી બની ગઈ. તેણે ભ્રમરની સાસુને પેટ ભરીને ગાળો દીધી. થોડાક મેણાંટોણાં પોતાના જમાઇને પણ સંભળાવી દીધા. રડીકકળીને છેવટે તેણે પોતાના પતિ પાસે એ નક્કી કરાવી લીધું, કે "આજે જ કોઈ ખાસ માણસને પાલખી લઇને ભ્રમરને તેડી લાવવા રવાના કરવો."

ભ્રમરના પિતાએ કૃષ્ણકાન્ત બાબુ ઉપર એક પત્ર લખી આપ્યો. તેમણે એ પત્રમાં ભ્રમરની માંદગી વિષેની કોઈ બાબત લખી ન હતી. એને બદલે તેમણે લખ્યું હતું, કે: "ભ્રમરની માતા અહીં એકાએક માંદી થઈ ગઈ છે. એ પોતાની દીકરીનું મોઢું જોવા તલસે છે, તો કૃપા કરી ભ્રમરને આ આવનાર મારા વિશ્વાસુ માણસ સાથે તરત જ પાલખીમાં રવાના કરશો." જે નોકર ચાકરો ભ્રમરને લેવા જવાના હતા, તેમને પણ જો કદાચ પૂછપરછ કરે તો એજ પ્રમાણે કહેવાનું તેમણે શીખવી મૂકયું હતું. આવો પત્ર મળતાં જ કૃષ્ણકાન્ત ભારે મુઝવણમાં આવી પડયા. એક બાજુ ગોવિંદલાલ ઘણે દિવસે ઘેર આવતો હતો, તે જ વખતે ભ્રમરને પિતૃગૃહે મોકલી આપવી, એ ઠીક ન હતું; જ્યારે બીજી તરફ ભ્રમરની માતા ગંભીર બિમાર હતી, એટલે એને મોકલ્યા વિના પણ ચાલે એમ ન હતું. છેવટે લાંબો વિચાર કર્યા પછી કૃષ્ણકાન્તે ફક્ત ચાર જ દિવસ રોકાવાની શરતે ભ્રમરને પિતૃગૃહે જઈ આવવાની રજા આપી.

ચાર દિવસ પછી ગોવિંદલાલ ઘેર આવી પહોંચ્યો. તેણે સાંભળ્યું, કે: "ભ્રમર પિતૃગૃહે ગઈ છે અને તેને તેડવાને માટે આજે જ પાલખી મોકલવામાં આવનાર છે." આ ખબર સાંભળી અત્યંત ક્રોધ

અને અભિમાનથી તેનું હૃદય સળગી ગયું. જો કે તેણે તેનાં દિલની એ વાત કોઈની આગળ કહી નહી, પણ તે મનમાં ને મનમાં વિચારવા લાગ્યો : "ઓહોહો! મારે માટે આટલો બધો અવિશ્વાસ! મને નથી પૂછતી, નથી સાંભળતી અને એકાએક આમ મારો ત્યાગ કરીને એ ચાલી ગઈ! એ શું કહેવાય? અને જો એ એટલી બધી બેપરવા ને મિજાજી બની બેઠી છે, તો પછી મારે પણ હવે એનું મોઢું જોવાની કે કોઈપણ પ્રકારનો ખુલાસો કરવાની કંઈ જરૂર નથી. શું એ એનાં મનમાં એમ સમજતી હશે કે હું એના વિના જીવી શકવાનો જ નથી!"

આવા વિચારોને વંટોળીએ ચઢેલો ગોવિંદલાલ પોતાની માતાની પાસે ગયો અને તેને ભ્રમરને તેડવા પાલખી મોકલવાની સાફ ના સંભળાવી દીધી. પોતે પાલખી મોકલવાની શા માટે ના પાડે છે, તેનું કાંઈ પણ કારણ તેણે માતાને જણાવ્યું નહિ. પુત્રના અનુગ્રહથી માતાએ ભ્રમરને તેડી લાવવા માણસો મોકલવાની ના કહી, એટલે કૃષ્ણકાન્તે પણ પોતાનો એ વિચાર હાલ તુરતને માટે પડતો મૂક્યો.

## ૨૩

એજ રીતે બીજા ચાર દિવસ વીતી ગયા. ભ્રમરને કોઈએ તેડાવી નહિ તેમ ભ્રમર પોતે જાતે પણ આવી નહિ. ગોવિંદલાલ મનમાં વિચારવા લાગ્યોઃ "ખરેખર! ભ્રમરને ભારે ગર્વ આવ્યો લાગે છે. તેને થોડીક રડાવી–ટટળાવીને જ હવે ઠેકાણે લાવવાની જરૂર છે. પણ ભ્રમર વિનાનાં સુનાં ઘરમાં ગોવિંદલાલને ગમતું ન હતું. ઘણીવાર તો એનાથી એ સ્નેહવિહોણો સુનો શયનાગાર જોઈને રડી દેવાતું. કદી કદી તો ભ્રમરે પોતાના ઉપર અકારણ અવિશ્વાસ દર્શાવ્યો છે, એ વાત તેનાં મનમાં આવતા તેની આંખોમાં આંસું ભરાઈ આવતાં. વળી કદી કદી તેને એમ પણ થઈ આવતું. કે "અરેરે! ભ્રમરની સાથે કલહ!" આ કલહનું સ્મરણ થતાં પણ તેને વારંવાર રડવું આવી જતું. વળી કોઈ કોઇ વાર તેને એની ઉપર ક્રોધ પણ આવી જતો. ક્રોધમાં તે ભ્રમરને સદાને માટે છોડી દેવાની પણ ચેષ્ટા કરવા

લાગ્યો. પણ ભ્રમરને ભૂલી જવાનો કોઈ ઉપાય તેને જડતો ન હતો. અને કદાચ જડતો તો તેને અમલમાં મુકી શકતો ન હતો. ખરેખર ! સુખ ચાલ્યું જાય છે, પણ સુખની સ્મૃતિ જતી નથી. ઘા રૂઝાઈ જાય છે, પણ એના ડાઘની નિશાની કદી ફીટી જતી નથી. માણસનું નશ્વર શરીર નષ્ટ થાય છે, કિન્તુ તેથી કાંઈ તેનું સંભારણું હૃદયપટ પરથી નાબુદ થતું નથી.

ભ્રમરને ભૂલી જવામાં ગોવિંદલાલને સફળતા મળી નહિ. છેવટે તેણે વિચાર કર્યો : "ભ્રમરને ભૂલી જવાનો સર્વ શ્રેષ્ઠ માર્ગ એ છે, કે મારે હવેથી રોહિણીના વિચારો કરવા માંડવા. રોહિણીનાં સ્વરૂપની સુંદરતાના સંભારણાં તો ગોવિંદલાલનાં અંતરમાં કાયમ હતા. ગોવિંદલાલ એ સંભારણાં વિસારે પાડવા પ્રયત્ન કરતો હતો, પણ એ સંભારણાં જ તેનું અંતર છોડી જવા તૈયાર ન હતા. રોહિણીની સ્મૃતિ ગોવિંદલાલનાં અંતરમાં એક ભયંકર પિશાચીનીની માફક ડોકીયા કરતી હતી; અને ગોવિંદલાલ તેને આજપર્યંત નસાડી મૂકવાનો મિથ્યા પ્રયત્ન કરતો હતો !

જેમ જળમાં સૂર્યચંદ્ર નથી રહેતા, છતાં તેમની છાયા તો તેમાં અવશ્ય રહે છે જ; તેજ રીતે ગોવિંદલાલનાં અંતરમાં રોહિણીની છાયા રાતદિવસ રહ્યા જ કરતી હતી.

ગોવિંદલાલ એ છાયાને ભગાડી શકતો નહિ. છેવટે ગોવિંદલાલે વિચાર કર્યો; કે જો ભ્રમરને મારે ભૂલી જવી હોય તો તેને માટે એક જ માર્ગ એ છે, કે મારે ભ્રમરને બદલે હવેથી રોહિણીની પ્રેમમૂર્તિને હૃદયમાં સ્થાપી તેના જ વિચારો કર્યા કરવા. ઘણાખરા મૂર્ખ વૈદો, સાધારણ રોગ ટાળવાને માટે સર્વ નાશ કરે એવી ભયાનક દવાઓ વાપરે છે, એ જ પ્રમાણે ગોવિંદલાલ પણ સંશયનાં સાધારણ દર્દને દફનાવવા ભયંકર ઝેર પી લઈ પોતાને હાથે જ પોતાના પગ ઉપર કુહાડો મારવાને તૈયાર થયો.

આમ બન્યા પહેલાં રોહિણીનું સ્મરણ માત્ર સ્મરણ જ હતું. હવે તે ગોવિંદલાલનાં દુ:ખનું કારણ બન્યું. દુ:ખમાંથી વાસનાનો જન્મ થયો. આજે ગોવિંદલાલ એ જ ઉદ્યાનમાં બેસીને એ ભયાનક વાસના ઉત્પન્ન થવા માટે પશ્ચાત્તાપ કરી રહ્યો હતો. આકાશ વાદળોથી ભરેલું હતું. કોઈ કોઈ વાર વર્ષા વેગથી પડતી હતી. કોઈ કોઈ વાર ટીપાંનો છંટકાવ પણ થતો હતો. વરસાદ સર્વથા બંધ થયો ન હતો. સંધ્યા થઈ હતી. ચોમેર અંધકાર વ્યાપી ગયો હતો. સરોવરના પગથીઆં પણ અંધકારે વીંટી લીધા હતા. ગોવિંદલાલે જોયું કે એ દારૂણ અંધકારમાં એક અબળા સરોવરનાં એક પછી એક પગથીઆં ઉતરી રહી હતી. તે દિવસે રોહિણી પણ આમ જ કરી રહી હતી. એ પ્રસંગનું ગોવિંદલાલને સ્મરણ થઈ આવ્યું. પાણી વરસવાને લીધે પગથીઆ ભીનાં અને ચીકણાં બની ગયા હતા. વખતે એ મહિલા પગ સરી જવાથી કદાચ સરોવરમાં પડી જાય, એવો ડર ગોવિંદલાલને લાગ્યો. એણે ચિંતાભર્યા અવાજે ત્યાં રહ્યા રહ્યા જ બૂમ મારી: "એ કોણ છે રે? જે હો તે આજે ઘાટ નીચે ન ઉતરશો. પગ સરી જવાની સંપૂર્ણ ધાસ્તી છે." એ સ્ત્રીએ એના એ શબ્દો બરાબર સાંભળ્યા નહિ. ક્યાં તો પછી સાંભળ્યા છતાં એની ઉપર પૂરતું ધ્યાન આપ્યું નહિ. એ બેફીકર ને નીડર નારીએ હાથમાં બેડું લઇને ધીમેધીમે નીચે ઉતરવાનું ચાલુ રાખ્યું. પાણી ભરીને તે જાજરમાન યુવતી જોતજોતામાં પાછી ઉપર ચઢી આવી, અને ધીમાં પગલાં ઉપાડતી ગોવિંદલાલની નજીક આવી ઉભી રહી. ગોવિંદલાલે હવે એને ઓળખી કાઢી. એ હતી જેનું એ ચિંતન કરતો હતો એજ એની સ્મરણ સુંદરી રોહીણી! એણે એને સાશ્ચર્ય પૂછ્યું: "અરેરે...આમ પલળતા પલળતા તમો આમ ઉતાવળા અહીં શા માટે આવ્યા?"

"શું તમે મને બૂમ મારી ન્હોતી?"

"મેં તમને અહીં બોલાવ્યા ન્હોતા, પરંતુ પગથીઆં ભીનાં ને કાદવકીચડથી ચીકણા બની ગયા હોવાથી સરી પડવાની ધાસ્તીથી નીચે ઉતરશો નહિ; એમ ફક્ત ચેતવણી જ આપી હતી."

રોહિણીએ સમય પારખી લીધો. તે એકાંત જોઈને ગોવિંદલાલની છેક પાસે જઈને ઉભી રહી.

ગોવિંદલાલે જરા કંપતી જીભે કહ્યું: "રોહિણી, કોઇ આપણને અહીં આમ ઉભેલાં જોઈ લેશે તો શું કહેશે?"

"જે વાત જનતાની જીભ આજે સારા ગામમાં જાહેર કરી રહી છે, તેજ વાત હું તમને કહેવાને આવી છું. એમાં ડર શાનો? એ વાત તમને કહેવા માટે આજે દિવસો થયા હું તક શોધી રહી છું."

"એ સંબંધમાં મારે પણ તમને ખુલાસો પુછવો છે. કહો જોઉં, આવી હડહડતી જુઠી વાત કોણે ફેલાવી છે વારૂ?"

"તમારી ભ્રમરે...વળી બીજા કોણે?"

"હું નથી માનતો. તમે એ માટે ભ્રમરને ખોટો દોષ દઈ રહ્યા છો."

"આખું ગામ કહે છે. હું તમને વધારે બીજું શું કહું?"

"તો ચાલો મારી સાથે અંદર આવો."

ગોવિંદલાલ અને રોહિણી ઉદ્યાનમાં આવેલા મકાનમાં જઈને બેઠા. પછી તેમની વચ્ચે ત્યાં શી વાત થઇ તે તો ઘટઘટવ્યાપી ઇશ્વર જાણે; પણ એટલું તો ખરૂં, કે એ દિવસથી રોહિણી એમ માનવા લાગી, કે ગોવિંદલાલ મારૂં રૂપ જોઈને મારા ઉપર મોહિત થયા છે! મારૂં ઉગતું લહેરાતું અને મદભર્યું યૌવન એમને આકર્ષવા-ઘાયલ કરવા સફળ નીવડયું છે!

આને સૌંદર્યને જોઈને કોણ મોહ પામતું નથી વારૂં ? કોણ કોનાં રૂપ પર મોહિત થતું નથી ? સૌંદર્યની સૃષ્ટિ જ મોહને માટે છે, પછી એમાં મોહ પામનારને શા માટે દોષ દેવો જોઈએ ? ગોવિંદલાલે એ પ્રમાણે વિચાર કરી પોતાની ભૂમિકા તૈયાર કરવા માંડી હતી. જ્યાં મોટા મોટા પુણ્યાત્માઓ પણ એજ રીતે પોતાનાં પાપોનો બચાવ કરે છે ત્યાં પછી ગોવિંદલાલ તે કોણ માત્ર ? ગોવિંદલાલનું અધઃપતન ઘણી ધીમી ગતીએ થઈ રહ્યું હતું. સૌંદર્યતૃષ્ણા એનાં અંતરને મહિનાઓ થયા પીડા આપી રહી હતી. એનું પરિણામ બીજું શું આવવાનું હતું ?

ધીરે ધીરે ગોવિંદલાલ અને રોહિણીની પાપકથા કૃષ્ણકાન્તને કાને પણ પહોંચી ગઈ. કૃષ્ણકાન્તને એ વાત સાંભળીને ભારે દુઃખ થયું. ગોવિંદલાલનાં નિર્મળ ચારિત્ર્યમાં કલંકની કાલીમા પથરાય એ

કૃષ્ણકાન્ત સહન કરી શકયા નહિ. તેમણે એની પાસે જઈને એકવાર એને મોઢામોઢ ઉપદેશ આપવાનો વિચાર કર્યો પણ એમની એ આશા ફળિભૂત થાય એ પહેલાં એકાએક એમની પ્રકૃતિએ એમને દગો દીધો. એમની તબિયત આ આઘાતકારક ખબર સાંભળતાં જ લથડી ગઈ. તેમનાં પોતાનાં શયનમંદિરનો ત્યાગ કરીને બહાર જવા જેટલી પણ શકિત તેમનામાં ન રહી. એ પથારીમાં પટકાઈ પડયા. ગોવિંદલાલ કૃષ્ણકાન્તની તબિયત જોવાને માટે વારંવાર જતો આવતો હતો. કૃષ્ણકાન્તની બહુ બહુ ઇચ્છા છતાં તે ગોવિંદલાલને એ સંબંધમાં પોતાનું મોઢું ઉઘાડી કાંઈ પણ કહી શકતા ન હતા; કારણકે તેમનું શયનગૃહ હંમેશાં તેમના મિત્રોથી અને નોકરોથી ભરપુર જ રહેતું. એ બધાની વચ્ચે ગોવિંદલાલને એ શિખામણના શબ્દો કહેવા યા ઠપકો આપવો એ વૃદ્ધ કૃષ્ણકાન્તને કોઈ પણ પ્રકારે ઇષ્ટ લાગતું ન હતું.

અને જેમ જેમ એ આઘાત એઓ દીલમાં દબાવતા રહ્યા, તેમ તેમ એમની તબિયત વધુ ને વધુ લથડતી ચાલી. છેવટ કૃષ્ણકાન્તની પ્રકૃતિ સારી થવાની કોઈ આશા વૈદ–ડૉકટરોને પણ ન જ રહી. તેમને પોતાને પણ એમ જ લાગતું હતું, કે ચિત્રગુપ્તને ચોપડે તેમને નામે લખાએલો હિસાબ હવે પુરો થયો છે, અને જગતમાં હવે તેમની હાજરીની જરૂર બહુત થોડા દિવસો માટે છે. જીવન–સરિતાનો બ્રહ્મ રૂપી સાગર સાથે સંગમ થવાનો સુયોગ આવી ચૂકયો છે. તેમને એમ લાગ્યું કે હવે ગોવિંદલાલને શિખામણ આપવામાં વિલંબ કરવો વ્યાજબી નથી.

એક દિવસ ગોવિંદલાલ બાગમાં ફરીને ઘેર આવ્યો તેવો સીધો કૃષ્ણકાન્તની ખબર લેવાને તેમની પાસે જઇ બેઠો. એ વખતે દૈવસંયોગે ત્યાં નોકરચાકરો સિવાય અન્ય કોઈ હાજર ન્હોતું. કૃષ્ણકાન્તને લાગ્યું કે ગોવિંદલાલને એ શબ્દ કહેવાનો આ સારામાં સારો સમય છે. તેમણે બધા નોકરચાકરોને થોડીવારને માટે ઓરડો છોડી જવાની આજ્ઞા કરી. તે પછી બેઉ એકલા પડયા.

ગોવિંદલાલે ધીમેથી પૂછ્યું: "આજે તમને કેમ છે?" કૃષ્ણકાન્ત બોલ્યા: "આજે મને મારી તબિયત વધુ પડતી બેચેન લાગે છે. ગોવિંદ, આજ તને પાછા ફરતાં આટલું બધું મોડું કેમ થયું?"

ગોવિંદલાલે એમના આ પ્રશ્નનો કાંઈ જવાબ આપ્યો નહિ. તેણે કૃષ્ણકાન્તનો જમણો હાથ પકડી નાડી જોવા માંડી. નાડી જોતાં જોતાં તેનું મોઢું ફીકકું પડી ગયું. તેને લાગ્યું કે કૃષ્ણકાન્તનો જીવનપ્રવાહ હંમેશ કરતાં આજ અત્યંત ધીમે વેગે વહી રહ્યો છે!

એણે દીલગીરી સાથે કૃષ્ણકાન્તનો હાથ હેઠે મૂકી દીધો. પછી તે બોલ્યો: "હું હમણાં આવું છું." આટલું કહી તે ઝપાટાબંધ સીધો જ વૈદરાજને ત્યાં દોડી ગયો.

વૈદ પણ કૃષ્ણકાન્તબાપુની તબિયતના ગંભીર સમાચાર સાંભળીને બહુ ચિંતાતુર બની ગયા અને દવાની શીશીઓની બેગ સાથે લઈ તેજ વખતે ગોવિંદલાલની સાથે દર્દીનાં ઓરડામાં આવી પહોંચ્યા.

ગોવિંદલાલને વૈદને તેડી આવેલો જોઇને કૃષ્ણકાન્તને પણ ખરેખર પોતાની પ્રકૃતિ માટે જરા ભય લાગ્યો. વૈદે એમની નાડી જોઈ. કૃષ્ણકાન્તે પૂછ્યું: "કેમ વારૂ, આજે તમને મારી પ્રકૃતિમાં કંઈ વિશેષ બગાડની શંકા આવે છે ખરી?"

વૈદરાજ હસીને બોલ્યા: "કયું મનુષ્ય–શરીર શંકા વિનાનું છે બાપુજી?"

કૃષ્ણકાન્ત એમની આ રહસ્યમય ટકોર આબાદ સમજી ગયા. તેમણે પૂછ્યું: "વારૂ, તો કેટલા કલાક પછી આ જીવન નાટક પૂરો થાય એમ ધારો છો?"

વૈદ બોલ્યા: "પહેલાં તો તમે આટલી દવા આપું છું તે પ્રભુનું નામ દઈ પી જાઓ. તે પછીથી છેવટનું અનુમાન કરી શકાશે!"

વૈદે દવા તૈયાર કરી અને તે દવા પાવાને માટે તેઓ કૃષ્ણકાન્તની છેક પાસે ગયા. કૃષ્ણકાન્તે સૂતાં સૂતાં અશકત હાથ લંબાવી તેમના

હાથમાંથી દવાની પ્યાલી ખેંચી લીધી અને તેને પોતાનાં કપાળ સાથે અડાડી તરત જ તે પાસે પડેલી પીકદાનીમાં ઢોળી દીધી.

વૈદને આ જોઇને ભારે દીલગીરી તેમ જ અજાયબી થઈ. કૃષ્ણકાન્ત ધીમે સાદે બોલ્યા: "એમાં દીલગીર થવાની કોઈ જરૂર નથી. હવે મારો આ રોગ સારો થવાનો નથી. મને ઔષધની જરૂર નથી. જરૂર છે હવે આ સંસારની માયાઓ છોડી જતા જીવને રામ–નામની! માટે તમે સહુ એ મૂક્તિદાતા માધવનું નામ બોલો. હું તે નિરાંતે સૂતો સૂતો સાંભળીશ."

કૃષ્ણકાન્ત આટલું બોલીને પોતે જ "રામ...રામ...સીતારામ... રામ...રામ...સીતારામ..."નો ધીમે ધીમે જાપ જપવા લાગ્યા. પણ તેમના સિવાય બીજા કોઈનાં મુખમાંથી રામનામનો ઉચ્ચાર નીકળી શક્યો નહિ. સહુ કોઈ ભયભીત અને સ્થંભિત બની ગયા હતા. મૃત્યુની મહેમાની સ્વિકારવા તૈયાર થએલા કૃષ્ણકાન્તનાં વદન પર ભય કે ચિન્તાનાં કોઈ ચિહ્ન ન હતાં. થોડીવાર રહીને તેમણે ગોવિંદલાલને કહ્યું: "ગોવિંદ, મારા ઓશીકા નીચે ચાવી છે, તે બહાર કાઢ."

ગોવિંદલાલે ચાવી બહાર કાઢી. કૃષ્ણકાન્તે કહ્યું: "હવે તિજોરી ખોલીને મારૂં મૃત્યુપત્ર બહાર કાઢ."

ગોવિંદલાલે એમના કહ્યા મુજબ તિજોરી ઉઘાડીને મૃત્યુપત્ર બહાર કાઢ્યું.

કૃષ્ણકાન્ત બોલ્યા: "હવે મારો સીક્કો બહાર કાઢ, અને આપણા એક અધિકારી અને ગામના દસ પ્રતિષ્ઠિત માણસોને મારી પાસે સત્વર બોલાવી લાવ."

ગોવિંદલાલે તાબડતોબ એમની ઇચ્છા મુજબ સર્વ પ્રબંધ કર્યો. જોતજોતામાં ગ્રામવાસી ગૃહસ્થોથી કૃષ્ણકાન્તનો શયનખંડ ચીકાર ભરાઈ ગયો.

કૃષ્ણકાન્તે એક કારકુનને આજ્ઞા કરી: "મારૂં આ મૃત્યુપત્ર (વીલ) વાંચો."

કારકુને મોટેથી એમનું એ મૃત્યુપત્ર સૌને વાંચી સંભળાવ્યું. ત્યારપછી કૃષ્ણુકાન્ત બોલ્યા : "હવે એ મૃત્યુપત્ર ફાડીને ફેંકી દયો અને એને બદલે હું કહું એમ એક બીજું નવું વીલ તૈયાર કરો."

કારકુને પૂછ્યું : "નવા વીલમાં શું લખવાનું છે શ્રીમાન ?"

કૃષ્ણુકાન્ત ધીમે ધીમે બોલ્યા : "જુના વીલમાં જે કંઈ લખ્યું છે, તે બધું અક્ષરેઅક્ષર કાયમ રાખીને એજ પ્રમાણે નવું વીલ લખો; પણ ફક્ત......"

"ફક્ત શું ?"

"ફક્ત એ જ, કે એમાં જ્યાં જ્યાં ગોવિંદલાલને અમુક હિસ્સો આપવો એવું છે, ત્યાં ત્યાં તે નામ કાઢી નાંખીને તેની જગાએ તેની પત્ની ભ્રમરનું નામ લખો; અને જ્યારે ભ્રમરની હયાતી ન હોય ત્યારે ભ્રમરને નામે લખેલા ભાગનો અર્ધ હિસ્સો ગોવિંદલાલને મળે એમ લખો."

કૃષ્ણુકાન્તના આ શબ્દો સાંભળી સહુ કોઇ સ્તબ્ધ બની ગયા. છતાં એમાંનું કોઈપણ એક શબ્દ પણ બોલી શકયું નહિ. કારકુને એક પળ વાર ગોવિંદલાલની સામે જોયું. ગોવિંદલાલે માથું હલાવીને ઈસારતથી સમજાવ્યું : "એઓ જેમ લખાવે, તેમ લખો." કારકુને પુનઃ એ મૃત્યુપત્ર લખવાનો પ્રારંભ કર્યો. પોતાની ઈચ્છા મુજબ મૃત્યુપત્ર લખાઈ ગયા પછી કૃષ્ણુકાન્તે તેની ઉપર પોતાના સહી સીકકા કર્યા. આમંત્રો સાક્ષીઓએ પણ પોતપોતાની સહીઓ કરી ગોવિંદલાલે પોતે પણ એ વીલ લઈને એમાં સાક્ષી તરીકે સહી કરી. આમ વીલમાં ગોવિંદલાલનાં નામ ઉપર એક કોડી પણ રહી નહિ, જ્યારે ભ્રમર કૃષ્ણુકાન્તની બાદશાહી સંપત્તિના અર્ધ હિસ્સાની સ્વામીની બની.

તેજ રાત્રે રામનામ બોલતા બોલતા મુખમાં તુલસીપત્ર રાખીને તેના રસાસ્વાદથી દેહને પાવન કરી કૃષ્ણુકાન્ત સ્વર્ગે સીધાવી ગયા.

## ૨૫

કૃષ્ણકાન્તનાં મૃત્યુ સમાચાર સાંભળીને આખા ગામમાં શોક વ્યાપી ગયો. કોઈએ કહ્યું : "ગામ ઉપર વજ્ર તૂટી પડયું." કોઈએ કહ્યું : "એક દિક્‌પાલ મરી ગયો." કોઈએ કહ્યું : "પર્વતનું શૃંગ તૂટી પડયું."

કૃષ્ણકાન્ત દેવતા ન હતા. તેઓ સામાન્ય સાંસારી મનુષ્ય જ હતા. પણ છતાં આખા ગામનું તેમના ઉપર ભારે હેત હતું. કારણકે તેઓ શાંત, ગંભીર, દયાળુ, ને ઉદાર સ્વભાવના સજ્જન હતા. અનાથ, અપંગ, દરિદ્રી મનુષ્યોને તેમજ વિદ્વાન ભૂદેવોને તેઓ છૂટે હાથે દાન આપતા. આથી તેમના જવાથી કંઈક રાંક નિરાધારોમાં ભારે ખેદની લાગણી પ્રસરી ગઈ.

પણ આ બધાના કરતા ભ્રમરને ભારેમાં ભારે ખેદ થયો હતો. કૃષ્ણકાન્તના સ્વર્ગવાસને લીધે ભ્રમરને તાત્કાલિક તેડાવી આણવી પડી

હતી. કૃષ્ણકાન્તના સ્વર્ગવાસને બીજે જ દિવસે ગોવિંદલાલની માતાએ ભ્રમરને તેડવા માણસો મોકલી આપ્યા હતા. ભ્રમરે ઘરમાં પગ મૂક્યો, તેવી જ તે ચોધાર આંસુએ રડી પડી હતી.

ભવિષ્યમાં ગોવિંદલાલ અને ભ્રમરનું પ્રથમ મીલત થાત, તે પ્રસંગે રોહિણીની વાત નીકળતા ઉભય પતિપત્ની વચ્ચે કલહનો મહા પ્રલય જાગૃત થાત કે નહિ; તે તો અમે કહી શકતા નથી; પરંતુ એટલું તો ખરૂં કે કૃષ્ણકાન્તનાં શોકને લીધે એ સઘળી બાબતો બનવાની ત્વરીત સંભાવના હાલ તો નષ્ટ થઈ ગઈ. ભ્રમર જ્યારે કૃષ્ણકાન્તના વિયોગમાં ચોધાર આંસુએ રહી હતી, ત્યારે જ તેનો અને ગોવિંદલાલનો મેળાપ કુદરતે કરાવ્યો. ગોવિંદલાલને જોઇને ભ્રમરનો અશ્રુ પ્રવાહ ઓર વૃદ્ધિ પામ્યો. ગોવિંદલાલની આંખોમાં રોકાઈ રહેલો અશ્રુપ્રવાહ પણ ધોધમાર બહાર વહી નીકળ્યો.

ભ્રમર અને ગોવિંદલાલ વચ્ચે જે જબરજસ્ત ઝઘડો થવાની સંભાવના હતી, તે આમ આપોઆપ મટી ગયો. એક વાર એ બંનેને એમ લાગ્યું, કે તેમનાં પ્રથમ મિલન વખતે કાંઈ વાત નીકળી નથી, તો હવે એવી કાંઈ પણ ભૂતકાળની વાત સંભારીને એ ઝઘડો પાછો ઉભો કરવાની જરૂર રહી નથી. અને ઝઘડો કરવાનો આ સમય પણ ન્હોતો ! છતાં ઉભયનાં મનમાં એટલું તો ચોક્કસ હતું જ કે કૃષ્ણકાન્તનો દહાડોપાણી પુરો થાય તે પછી એ બાબતની ચર્ચા નિખાલસપણે એક વાર ચર્ચી નાખવી.

એક દિવસે સમય મળતાં ગોવિંદલાલે ભ્રમરને કહ્યું : "ભ્રમર, મારે તને કેટલીક વાતો કહેવી છે. એ વાતો નહિ કરીશ ત્યાં સુધી મારાં હૈયાંનો ઉકળાટ શાન્ત પડનાર નથી. એ વાત મને એટલો બધો પરિતાપ આપી રહી છે, કે કાકાજીનાં મરણનાં આઘાત કરતા પણ એ આઘાત મને જીરવવો મહા મુશ્કેલ થઇ પડયો છે. દહાડોપાણી પુરો થયા પછી એક દિવસ મારૂં દીલ ખોલીને હું તને બધી વાત કહીશ.

આજે એ વાત કહેવી યોગ્ય નથી. આજે તો તેને માટે સમય પણ નથી.” એને હોઠેથી પ્રેમાળ પત્નીને માટે પહેલીજ વાર તુંકારાનું તોછડું સંબોધન નીકળ્યું.

ભ્રમરે અતિ કષ્ટથી નયનનાં આંસુઓનું સંવરણ કરતા દુર્ગામાનું નામ-સ્મરણ કરીને કહ્યું: “મારે પણ તમને ઘણી ઘણી વાતો કહેવી છે. તમને જ્યારે નવરાશ મળે, ત્યારે મને જરૂર બેલાશક પૂછજો.”

બીજી કાંઇપણ વધારે વાતો થઇ નહિ. કલાકો અને દિવસો હંમેશ પ્રમાણે વીતવા લાગ્યા. કોઈ એ વાતની કલ્પના સરખી પણ કરી ન શક્યું, કે ભ્રમર અને ગોવિંદલાલના શુભ્ર પ્રણયાકાશમાં અવિશ્વાસ રૂપી ઘોર કાળો મેઘ ફરી વળ્યો છે. એમનાં પ્રેમપુષ્પોમાં કીડા પડયા છે, યા સ્વર્ગીય અને આનંદદાયક સ્નેહજીવનમાં દવ લાગી ગયો છે. છતાં એ વાત દીવા જેવી સ્પષ્ટ હતી, કે ભ્રમર અને ગોવિંદલાલનાં પ્રણય-જીવનમાં ખરેખર દવ લાગી ગયો હતો. પહેલાંનો એ દિવ્ય પ્રેમનો અંશ પણ હવે રહ્યો ન હતો. પહેલાં જે હાસ્ય, આનંદ, ઉર્મી અને ભાવ અંતરમાં ભર્યાં રહેતા હતા, તે તમામ આજે સર્વાંશે લોપ થઈ ગયા હતા. અને એનું કારણ અન્યોન્યનાં ઉર સારી પેઠે સમજતા હતા.

ઉભયની આંખો એક થતાં જે અનેરાં આકર્ષણ આંખોની કીકીમાંથી બહાર ઉછળી પડતા હતા તે આજે કોણ જાણે ક્યાં અદ્રશ્ય થઈ ગયા હતા! જે શુદ્ધ સ્નેહના તંતુઓ એમના સંસારને સુખમય બનાવતા, જીવનને ધન્ય કરતા ને અંતરને અમીરસથી અજવાળતા; તે હવે દ્રષ્ટિગોચર થવા મુશ્કેલ બન્યા હતા. ભ્રમર ગોવિંદલાલને જોઇને સહસા બોલી ઉઠતી: “ઓહો! કેવું સુંદર સ્વરૂપ!” ગોવિંદલાલ બોલી ઉઠતો: “ઓહો, કેવા સુંદર સદ્‌ગુણો!” એ પ્રેમ અને ભાવના હવે આજે અસ્તિત્વમાં ન હતા. જે પ્રેમથી ભ્રમર ગોવિંદલાલને જોતી અને વિચાર કરતી, કે આ પ્રણય મહાસાગરનો પાર પામવો શક્ય નથી; જે પ્રેમથી ગોવિંદલાલ ભ્રમરને જોતો અને

તેને જોતાં જોતાં જગતની સઘળી વાતો ભૂલી જતો, એ પ્યાર હવે ક્યાં રહ્યો હતો? હવે પરસ્પરને માટેના એ મીઠા પ્રેમ-સંબોધન ક્યાં સંભળાતા હતા? જે વાતો અરધી ભાષામાં, અરધી આંખોમાં તો અરધી હોઠો ઉપર જણાઈ આવતી; એ વાતો હવે ક્યાં હતી? જે પ્રશ્નો ઉત્તર સુણવાને માટે નહિ, પણ પરસ્પરનો મીઠો અવાજ સાંભળવાને જ પૂછવામાં આવતા હતા; એ પ્રશ્નો હવે રહ્યા જ ન હતા. ગોવિંદલાલ અને ભ્રમરને પહેલા એકલા જોવા એ અશક્ય હતું. અને ભ્રમરની મુલાકાત થવી, તો વળી અત્યંત મુશ્કેલી ભરી હતી. આજે એ સમય રહ્યો ન હતો. "ગરમી ઘણી પડે છે." એવા બહાના નીચે બંને જણ સાથે બેઠા હોય, તો તેમાંથી એક જણ ઉઠી જતું. કોઈ સહજ બૂમ મારતું, તો "તમને બૂમ મારે છે. તમારું ખાસ કામ છે. તમને કોઈ મળવા માગે છે." એમ કહી બેમાંથી એક જણ તરત જ ત્યાંથી આઘુંપાછું થઇ જતું. ખરેખર કેમ જાણે પૂર્ણિમાના સુંદર ચંદ્રને કાળા વાદળોએ ઢાંકી દીધો હતો! કાર્તિકી ચંદ્રમાને ગ્રહણે ઘેરી લીધો હતો! શુદ્ધ સુવર્ણમાં કથીર ભેળવી દેવાયું હતું! સૂર બાંધીને તૈયાર કરેલી મધુર સારંગીના તાર કોઇએ કાપી નાખ્યા હતા!

મધ્યાન્હ કાળના રવિ કિરણોએ પ્રફુલ્લિત કરેલા હૃદયકમળો ઉપર આજે અવિશ્વાસનું હીમ છવાઇ ગયું હતું. ચોમેર અંધકાર પ્રસરી ગયો હતો. ગોવિંદલાલ એ અંધકારને પ્રકાશથી ભરી દેવાને માટે રોહિણીનો વિચાર કરી રહ્યો હતો. ભ્રમર એ ઘોર દારુણ—અતિ દારુણ અંધકારને પ્રકાશથી ભરી દેવા યમરાજને શોધી રહી હતી. 'ઓહ્ યમદેવતા! તમે નિરાધારના આધાર છો, ગતિહીનોની ગતિ સમા છો, પ્રેમશૂન્ય અંતર માટે પ્રીતિસ્થાન છો. ચિત્તને આનંદ આપનાર, દુ:ખનો નાશ કરનાર, વિપદોને વિદારનાર, હે યમદેવ, તમે જ છો. આશાશૂન્ય હૃદયોની આશા અને પ્રીતિશૂન્યોનાં પ્રીતિસ્થાન તમે જ છો! શું તમે ભ્રમરની દર્દભરી બૂમનો પ્રતિ ઉત્તર વાળશોકે?

# ૨૬

દિવસો પાણીના રેલાની માફક વીતતા ચાલ્યા. કૃષ્ણકાન્તની ઉત્તરક્રિયા ઘણી જ ધામધૂમથી થઈ ગઈ. વિઘ્નસંતોષીઓ કહેવા લાગ્યા: "શી મોટી ઉત્તરક્રિયા કરી? ખરચી ખરચીને બસ સાત–આઠ હજાર રૂપીયામાં જ પતાવી દીધું!" સ્નેહી–સંબંધીઓ કહેવા લાગ્યા: "આનું નામ તે ઉત્તરક્રિયા! લગભગ લાખ રૂપીયાનો ધુમાડો થઈ ગયો." કૃષ્ણકાન્તના વારસોએ મિત્રોને છુપી રીતે કેટલો ખર્ચ થયો હતો, તેનો આંકડો જણાવ્યો હતો, જે આસરે પચાસ હજાર જેટલો થવા ગયો હતો.

ગમે તેમ પણ અંતે એ ધમાલનો છેડો આવ્યો. એ બધી ગરબડ પતી ગયા પછી એક દિવસ મૃત્યુપત્ર વાંચવાની વાત નીકળી. [illegible] કૃષ્ણકાન્તનો મોટો દીકરો હતો. ઉત્તરક્રિયા કરવાને માટે તે આશાભેર કલકત્તાથી આવ્યો હતો. તેણે વીલ વાંચી જોયું. વીલ ઉપર

ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થોની મોટી સંખ્યામાં સહીઓ હતી. આથી વીલને રદ કરવાના પ્રપંચ કે પ્રયત્નો રચવા એ મિથ્યા છે, એમ સમજી એ પાછો કલકત્તે જતો રહ્યો.

બીજે દિવસે ભ્રમર અને ગોવિંદલાલ બેઠા હતા. ગોવિંદલાલે વીલની વાત ચર્ચતાં ભ્રમરને કહ્યું : "વીલમાં લખેલી વિગત તો તેં જાણી છે ને ?"

"શું ?"

"આ આખી મિલ્કતનો અર્ધોઅર્ધ હિસ્સો તને આપી દેવામાં આવ્યો છે !"

"મને કે તમને ?"

"તને, મને નહિ ! કારણ કે હવે તારામાં અને મારામાં બહુ મોટો ભેદ પડી ગયો છે."

"ભેદ ગમે તેવા પડી ગયા હોવા છતાં પણ એ મિલ્કત તો તમારી જ ઠરે છે."

"દીલગીર છું કે તને અર્પણ થએલી આ મિલ્કતનો ઉપભોગ હવે પછી હું કરી શકતો નથી."

આ શબ્દો સાંભળતાં જ ભ્રમર જ્વાળામુખી ફાટે એમ ચમકી ઉઠી. "એની આંખોમાં આંસું ઉભરાઈ આવતાં જરાય વાર ન લાગી. છતાં અહંકારથી વશીભૂત થએલી ભ્રમરે રૂદનના એ વેગને અટકાવી રાખવાનો મિથ્યા પ્રયત્ન કરતા પૂછયું : "ત્યારે હવે શું કરશો?"

"જે રીતે બે પૈસા મળશે, તે રીતે મેળવીને તે વડે ગુજરાન ચલાવીશ. શું મારાથી કાંઈ ધંધો કરવાનો બને એમ નથી ?"

"શો ધંધો કરશો ?"

"માફક આવશે તે. નહિ તો પછી દેશવિદેશ ફરીશ અને કોઈ નોકરી શોધી કાઢીશ."

"આ મિલકત કાંઈ મારા જ્યેષ્ઠ સસરાની નથી, પણ મારા સસરાની છે. અને મારા સસરાના તમે જ ઉત્તરાધિકારી છો, હું નથી.

એટલે એના ખરા માલિક તમે જ છો. આ મિલકત મારા સસરાની હોવાથી મારા જ્યેષ્ઠ સસરાને એનું વીલ કરવાનો એવો કોઈ અધિકાર નથી. એટલે એમણે જે વીલ કર્યું છે, તે તદ્દન ખોટું ઠરે છે. મારા પિતા, જ્યેષ્ઠ સસરાના શ્રાદ્ધ ઉપર આવ્યા હતા, ત્યારે એ મુદ્દો તેમણે જ મને સમજાવીને કહ્યો હતો; અને વીલ ગેરકાયદેસર છે, એમ જણાવ્યું હતું. અર્થાત્ આ બધી સંપત્તિ તમારી છે, મારી નથી."

"મારા જ્યેષ્ઠ પિતા કાંઈ મિથ્યાવાદી ન હતા. તેમણે જે કંઈ કર્યું છે, તે ખરૂં છે. હવે આ સંપત્તિ તારી છે, મારી નથી. કાકાજી જે સંપત્તિ તને લખી આપી ગયા છે, તેની માલિકણ તું જ છે, હું કોઈપણ રીતે એને મારી ઠરાવી શકતો નથી."

"તમને જો એવો વહેમ હોય તો મારે નામે લખાયલી એ તમામ સંપત્તિ હું આજેજ તમારાં નામ ઉપર કરી આપવા પણ તૈયાર છું."

"એટલે શું હું તારૂં દાન લઈને તેની ઉપર મારૂં ગુજરાન ચલાવું, એમ તારૂં કહેવું છે?"

"એમાં શરમ શી છે? શું હું તમારી દાસાનુદાસી નથી?"

"હવે એવું બોલવું તને શોભતું નથી, ભ્રમર!"

"કેમ ન શોભે? તમારા સિવાય આ સંસારમાં મેં હજી સુધી તો બીજું કોઇ જાણ્યું નથી. આઠ વર્ષની ઉંમરે મારો વિવાહ થયો હતો. આજે મને સત્તરમું વર્ષ ચાલે છે. આ નવ વર્ષમાં મેં તમારા સિવાય બીજા કોઈને મારા પોતાના તરીકે માન્યા નથી; અંતરના સાચાં ને શુદ્ધ ઉમળકાથી ચાહ્યાં નથી. હું તમારી જ પ્રતિપાલિતા છું. તમારે દીલ બહેલાવવા માટેની એક જીવતી ઢીંગલી છું. મારો શો અપરાધ થયો છે સ્વામીનાથ!"

"તે તુંજ વિચારી જો?"

"હું કવખતે પિતૃગૃહે ગઈ, એજને! એ મારો એક વાર નહિ—દસ હજાર વાર અપરાધ છે. હું મારી એ ભૂલ કબૂલ કરું છું. મને ક્ષમા કરો. બાળપણમાં લગ્ન થયા પછી હું આપના સિવાય કોઈને જાણતી ન હતી. મેં ફક્ત તમને જ જાણ્યા હતા, અને તેથી જ તમારે માટે આવી ગંદી ને કલંકીત વાતો સાંભળીને મને ક્રોધ આવી ગયો હતો. અને એ ક્રોધના આવેશમાં આંધળી બનીને મેં આ પગલું ભરવાની ભૂલ કરી નાખી."

ગોવિંદલાલે કાંઈજ જવાબ ન આપ્યો. ભ્રમરે મોઢા ઉપર આવેલા વાળ સરખા કર્યાં. એની આંખો આશ્રુબિન્દુઓથી ઉભરાઈ રહી હતી. પતિને મૌન ઉભેલા જોઈ તે વિવશ બની ગઈ. પતિ–પ્રેમ ગુમાવી ચુકેલી એ મૂઢ મુગ્ધા ગોવિંદલાલના ચરણોમાં ઢળી પડી. છતાં ગોવિંદલાલે એને હજુએ કંઈજ જવાબ ન આપ્યો. એના મગજમાં અત્યારે એ વિચાર ઘોળાઈ રહ્યા હતા, કે: "અરેરે ક્યાં કાળી મેશ જેવી ભ્રમર અને ક્યાં એ કાંચનવર્ણી રોહિણી! એકમાં ગુણનો ભંડાર છે, તો બીજીનામાં સૌંદર્યનો અંબાર છે. આજસુધી મેં એકધારી ગુણપૂજા કરી છે, હવે થોડા દિવસ રૂપસેવા કરી લઉં તો તેમાં શું ખોટું છે? મારૂં અસાર, આશાશૂન્ય અને પ્રયોજનશૂન્ય જીવન હું ગમે તે રીતે પૂરૂં કરવાને હકદાર છું; અને આ માટીનો ઘડો જ્યારે ઇચ્છા થાય ત્યારે ફોડી નાંખવા પણ શક્તિમાન છું."

ગોવિંદલાલ આવા પાપ–વાસનાના વંટોળીએ ચઢ્યો હતો, ત્યારે ભ્રમર તેના ચરણોમાં પડીને રહી હતી. તે ડુસકાં ભરતી ભરતી બોલી: "જોઈએ તો મને નાદાન, અણસમજુ ને અવિચારી ગણી લ્યો અને આટલી વાર ક્ષમા કરો. મારી એ ભૂલ થઈ છે કે નહિ, એ મારૂં મન સમજે છે. હું એનાં ખરાંખોટાંની ઉંડાણમાં ઉતરવા નથી ઇચ્છતી. માણસ માત્ર ભૂલને પાત્ર."

અનંત સુખદુઃખના સ્વામી, વિધાતા, અંતર્યામી, અનાથના નાથ ને અશરણુશરણ અવિનાશીએ અંતે ભ્રમરની આ આજીજી સાંભળી, અને તેને ક્ષમા આપી; પણ ગોવિંદલાલે તેને ક્ષમા આપી નહિ. તે એમનો એમ મુંગો બેસી જ રહ્યો. એ તો અત્યારે રોહિણીનું જ ધ્યાન ધરી રહ્યો હતો. અનુપમ જ્યોતિર્મયી, અનંત પ્રભાશાલિની, પ્રભાતના શુક્રતારાના જેવા સ્વરૂપવાળી, રૂપતરંગિણી, ચંચલા રોહિણીના જ વિચારમાં તે પોતાનાં ગ્નાન–ભાન ભૂલી ગયો હતો. ભ્રમરના શબ્દો તરફ એના કાન જ ન્હોતા. પછી એ એને જવાબ ક્યાંથી દે?

અંતે ભ્રમરે હારીને પોતાને કાંઈ જ જવાબ ન મળવાથી જરા આગળ વધી ગોવિંદલાલની આંખો સાથે પોતાની આંખો એક થાય એમ ઉભા રહી એમની સામે જોયું. પછી તે બોલી: "બોલો, શું કહો છો? મને અભાગીનીને શો જવાબ દયો છો?"

"હું હવે હંમેશને માટે તારો પરિત્યાગ કરવા ચાહું છું."

આ એક જ વાકય એ આશાભરીનાં કોમળ ઉરના ચૂરેચૂરા કરી નાખવા બસ હતું. બીજી જ પળે ભ્રમરે પોતાના હાથમાં પકડેલા ગોવિંદલાલના પગ છોડી દીધા. નીચું નમાવેલું મસ્તક ઉંચકી લીધું. તે શયનગૃહ છોડીને ગાંડાની માફક એકદમ આંખો મીંચી દઈ બહાર નીકળી જવા ઉતાવળથી દોડી; પણ એમ કરતા આંખે ચકકર આવતાં એ ધ્યાન ચૂકીને બારણાની પાસે ગોઠવેલા વિશાળ કબાટની સાથે અથડાઈ મૂર્ચ્છિત થઈને નીચે જમીન પર તૂટી પડી. એનાં માથામાંથી લાલચોળ લોહીનો દદુડો નીકળ્યો.

ગોવિંદલાલ આંખો ફાડી સાશ્ચર્ય એ હૃદયદ્રાવક દ્રશ્ય અવલોકી રહયો.

ભ્રમરનું અંતર રૂંધાઈ ગયું. ગોવિંદલાલની સાથે તે વધારે બોલી શકી નહિ. તે ગોવિંદલાલને એવો પ્રશ્ન પણ ન કરી શકી, કે તે શા માટે પોતાને તજી દેવાને તૈયાર થયા છે; પણ પાછળથી તેના

અંતરમાં પ્રતિ પળે એવા તરંગો ઉઠવા લાગ્યા, કે : "મેં એવો તે કયો મહાન ને અક્ષમ્ય અપરાધ કર્યો છે, કે જેથી મારા જીવનસાથીને મને જીવનભરને માટે તજી દેવાનો અંતિમ નિર્ણય કરવો પડયો છે!"

ગોવિંદલાલ પણ પોતાનાં દીલમાં એજ વિચાર કરી રહ્યો હતો. તેનું હૃદય પણ લગભગ એવો જ પ્રશ્ન કરી રહ્યું હતું, કે : "ભ્રમરે એવો તે શો ગંભીર દોષ કર્યો છે વારૂ?"

ગોવિંદલાલનાં હૃદયે જો કે એવો નિશ્ચય તો કરીજ નાંખ્યો હતો, કે ભ્રમરનો દોષ ભયંકર છે; પણ તે છતાં એ દોષ માંહેની ભયાનકતા એ પોતે હજુ સુધી શોધી શકયો ન હતો! વિચાર કરતા કરતા કોઈવાર તેનું મન તેને એવો ઉત્તર આપતું હતું, કે ભ્રમરનો અપરાધ એ છે, કે તેણે પોતાની ઉપર ખોટા જ આક્ષેપ ચઢાવ્યો હતો, એટલું જ નહિ; પણ મર્યાદા વિસરી જઈને પોતાની ઉપર જુઠો પત્ર પણ લખ્યો હતો અને એ આખા બનાવમાં ખરૂંખોટું શું છે, એ મને પૂછવાની પણ તસ્દી લીધી ન હતી. ભ્રમરનો આજ દોષ ગોવિંદલાલની દષ્ટિએ મહા ભયંકર દેખાતો હતો. તેને એજ ડંખતું હતું, કે : "જેને ચરણે મેં મારૂં સર્વસ્વ સોંપી દેવાનું યોગ્ય ધાર્યું હતું, તેજ સ્ત્રી મારી ઉપર આટલો બધો અવિશ્વાસ રાખે, એ શું ન્હાનોસુનો અપરાધ ગણાય?"

ગોવિંદલાલનાં અંતરમાં મનોમંથન ચાલી રહ્યું હતું. ગોવિંદલાલની માતા કુશળ ગૃહિણી ન હતી. જો તે એક બુદ્ધિમાન અને ચતુર મહિલા હોત, તો તેના એકજ પ્રયત્નથી આ આખુંય તોફાન સ્યામવર્ણાં અભ્રદળોને પવન ખેંચી જાય છે, તેમ ખેંચાઈ જાત! પણ તેણે તો એમ જ માની લીધું હતું કે વહુ–દીકરા વચ્ચે કાયમની અપ્રીતિ થઇ ગઈ છે. પતિ–પત્નિ વચ્ચેના એ અણુરાગ અબોલા વગર ચર્ચાએ પણ એ તરત પારખી ગઈ હતી. અને એ જાણ્યા પછી ગોવિંદલાલની માતાએ વહુ દીકરા વચ્ચેનો કલહ ટાળવા પોતાની મૃદુ-

વાણીનો ઉપયોગ કર્યો હોત, અથવા તેણે બંનેને સમજાવીને કામ લીધું હોત, તો તે સહેલાઇથી આ કલહ ટાળી શકી હોત; પણ ગોવિંદલાલની માતામાં એ ચાતુર્યનો સર્વથા અભાવ હતો. વળી પૂત્રવધૂને સંપત્તિની માલિકણ બનેલી જોઈને તેને પણ તેની પ્રતિ દ્વેશ અને ઈર્ષાભાવ ઉત્પન્ન થયો હતો. ભ્રમર પ્રત્યેની તેની સર્વ લાગણીઓનો તેના દીલમાંથી સદંતર લોપ થઈ ગયો હતો. પુત્ર જીવતો હોવા છતાં પુત્રવધૂ માલમિલકતની સ્વામીની બને, એ ગોવિંદલાલની મા સહન કરી શકી ન્હોતી. તેને એવો વિચાર સરખો પણ ન આવ્યો કે ગોવિંદલાલમાં નૈતિક દોષ જોવાથી જ કૃષ્ણકાન્તે સંપત્તિનો હક ભ્રમરને નામે કરી આપ્યો હતો અને ગોવિંદલાલનું ભલું કરવાના ઉદ્દેશથી જ કૃષ્ણકાન્તે એમ કર્યું હતું. તેના પર પણ એવી જ અસર પડી ગઈ હતી, કે પુત્રવધૂને નામે લખાએલી એ દોલત ઉપર ઓશિયાળું જીવન ગાળવું પડે, એ પોતાના ગૌરવ અને માનને હાનીકારક છે ! તે એક તો વિધવા હતી. પતિ મરણ પામ્યા પછી કાશીની યાત્રા કરવા જવાને ચહાતી હતી; પરંતુ પુત્રપ્રેમને ખાતર જ તે ગોવિંદલાલને છોડીને કાશી ગઈ ન હતી. હવે તેની કાશી જવાની ઇચ્છા વધારે પ્રબળ થઈ ઉઠી.

તેણે ગોવિંદલાલને કહ્યું : " બેટા, આ જીવનના આખરી દિવસો હવે હું પુણ્ય પવિત્ર કાશીનગરીમાં વિતાવવા ચાહું છું. તો હવે મને સત્વર ત્યાં જવાનો પ્રબંધ કરી આપીને તું પુત્ર તરીકે તારી ફરજ બજાવે, એમ હું ઇચ્છું છું."

ગોવિંદલાલે કહ્યું : " ઘણી જ ખુશીથી. જો આપની કાશી જવાની એવી પ્રબળ ઇચ્છા છે, તો આપ ભલે જાઓ. હું પોતે જ તમને કાશી મૂકી આવીશ અને તમારી ઇચ્છા પૂર્ણ કરીશ."

ભ્રમર આ વખતે પિતૃગૃહે ગઈ હતી. ભ્રમરને પૂછ્યા – કહ્યા વિના જ ગોવિંદલાલે માતાને કાશી મોકલવાનો ઠરાવ કરી નાખ્યો. ભ્રમર ઘરમાં ન હોવાથી કોઈએ એને એમ કરતાં રોક્યો પણ

નહિ. ગોવિંદલાલનાં પોતાનાં નામ પર કેટલીક માલમતાઓ હતી, તેમ જ તેની પાસે સોના–ચાંદી–માણેક–મોતી વગેરેના થોડાં કીમતી દાગીના પણ હતા. એ તમામ તેણે છુપી રીતે વેચીસાટી તેના તરત જ નાણાં ઉપજાવી નાખ્યાં. આમ કરીને તેણે લગભગ લાખેક રૂપીયાની રકમ ઉભી કરી, અને એનાં વ્યાજમાંથી પોતે પણ હવે પછીની અવશેષ જીંદગી પુરી કરવાનો તેણે મક્કમ નિર્ણય કરી નાંખ્યો.

કાશી જવાનો દિવસ અને તેને અંગેનો તમામ પ્રબંધ નક્કી કર્યા પછી ગોવિંદલાલે ભ્રમરને તેડવા માટે તેને પીએર માણુસો મોકલ્યા. સાસુજી કાશીની યાત્રાએ જાય છે, એ ખબર સાંભળતાં જ ભ્રમર તાબડતોબ સાસરે પાછી આવી ઉભી રહી.

તેને સાસુના આમ એકાએક ચાલ્યા જવાના સમાચાર સાંભળીને ભારે ખેદ થયો. તેણે સાસુના બંને પગ પકડી લઈને કરૂણાભર્યા કંઠે આજીજી કરતાં કહ્યું : "મા, હું હજી નાદાન અણુસમજુ બાળા છું. સંસાર–વ્યવહારની મને ઉંડી ગતાગમ નથી. કૃપા કરીને મને આમ એકલી તજીને ચાલ્યા ન જાઓ, એવી મારી વિનંતિ છે."

સાસુ બોલી : "ભ્રમર, તારી મોટી નણદી અહીં જ રહેવાની છે, તે ઘરનાં તમામ કામમાં તને મદદ કરશે. વળી હવે કંઈ તું નાની પણ નથી રહી. તારા સંસારનો બોજો તારે ઉપાડી લેતા હવે શીખવું જ જોઈએ."

ભ્રમરને આ લુખ્ખા જવાબથી સંતોષ થયો નહિ. તે મોટે સાદે રડવા લાગી. તેને આંખો સામે ભાવિની ભયાનક આપત્તિ સ્પષ્ટ રીતે તરવરવા લાગી. તેને લાગ્યું કે : "સાસુ મને સદાને માટે તજીને જાય છે. પતિ એને કાશી મૂકવા સાથે જાય છે. કદાચ આ કાશી ગમનનો ભેદ એમ પણ હોય કે સાસુજીની સાથે એઓ પણ હવે પાછા નહિ આવે !" એ શંકાથી હૃદયની સ્વસ્થતા ને શાન્તિ ગુમાવી ભ્રમરે ગોવિંદલાલના ચરણો આંસુભીની આંખે પકડી લીધા. પાષાણુ

હૈયું પણ ઘડીભર પીગળી જાય એવા કરૂણાભર્યા સાદે તે બોલી : " કહો, કેટલા દિવસ કાશીમાં રહેવાના છો? પાછા ક્યારે ફરશો?"

ગોવિંદલાલે કહ્યું : " પાછા ક્યારે અવાશે, તે અત્યારથી કાંઈ જ કહી શકતો નથી. કારણકે બનતા સુધી પાછા આવવાની હવે મારી ઈચ્છા જ નથી."

ગોવિંદલાલના આ નિષ્ઠુર જવાબે ભ્રમરના રૂંવેરૂંવામાં આગ સળગાવી દીધી. તે પતિના પગ પકડેલા છોડી દઈને કોઈ કોપિત ચંડિકા સમી ઉગ્ર ભાવે ઉભી થઇ જઈ ગંભીરતાપૂર્વક બોલી : " ભલે જો તમારો એવો જ–મને વિના વાંકે તજી દેવાનો જ નિશ્ચય હોય તો પછી હવે મારે માટે એમાં ભય રાખવા જેવું કંઈજ રહ્યું નથી. તમે કઠણ કાળજુ ધરાવનારા પુરૂષ છો! હું સ્ત્રી છું. મારામાં એટલી સહનશીલતા નથી, કે તમને તજી દઈને હું એકલી તમારી માફક ક્યાંય પણ જઈને રહી શકું અને જ્યાં તમને હવે મારી જરૂર જ નથી રહી ત્યાં પછી ઝેર ખાઇને જીંદગીનો અંત લાવતા પણ મને સારી રીતે આવડે છે."

ગોવિંદલાલે એના આ હૃદયના ઉદ્‌ગારોને ધમકી રૂપે માની લીધા. એનાં વહેમી ને અભિમાની દીલ પર એની કંઇ જ અસર ન થઈ. એણે એને કશો જ જવાબ દીધો નહિ.

× × × ×

અંતે યાત્રા ઉપડવાનો એ મુકરર દિવસ આવી પહોંચ્યો. ગોવિંદલાલની માતાનો યાત્રાગમનથી ઘરનો સઘળો મહિલા વર્ગ ખૂબ નારાજ થયો હતો અને રડી રહ્યો હતો. ગોવિંદલાલે એ બધાને ખૂબ સમજાવ્યા અને પછી તે ભ્રમરની અંતિમ રજા લેવા ઓરડામાં ગયો.

અસ્તવ્યસ્ત વેશમાં ઉંધે મોઢે ખાટલામાં પડી ડુસકાં ભરી ભરીને રડી રહેલી ભ્રમરને જોઇને ગોવિંદલાલ પોતે જતી વેળા જે કહેવા

માગતો હતો, તે તેને કહી શકયો નહિ. તે ફક્ત એટલું જ બોલ્યો : "ભ્રમર, હું માતાને કાશી મુકવા જઈ રહ્યો છું."

ભ્રમરને કાને આ શબ્દ અથડાતાં જ એ પલંગમાં સફાળી બેઠી થઈ ગઈ. સાડીના પાલવે આંસુ લુંછતી એ ભરાયલે કંઠે બોલી : "માતા તો જાણે ત્યાં જ રહેવાના છે, પણ તમે...તમે...પાછા આવશો કે નહિ ?"

જે સમયે ભ્રમરે આ પ્રશ્ન કર્યો, તે સમયે તેનાં નેત્રોમાંથી તમામ જલબિંદુઓ સુકાઈ ગયા હતા. તેની વાણીમાં જરા સ્થિરતા આવી હતી. તેના મુખ પર દ્રઢતા અને ગંભીરતા છવાઈ ગયા હતા. તેનાં મુખમંડળ ઉપર વ્યાપેલા આ ભાવો જોઇ ગોવિંદલાલ પણ દીઙ્મૂઢ બની ગયો. તે એનો તાત્કાળીક કાંઈ પણ જવાબ આપી શકયો નહિ.

ભ્રમરે અંતરના ઉભરા આખરી વખત હીંમતભેર ઠાલવવા માંડયા: "જુઓ નાથ, તમે જ મને શીખવાડયું છે, કે સત્ય એજ એક માત્ર ધર્મ છે. સત્ય એજ એક માત્ર સુખ છે. હું તમારી પરિણિત અને આશ્રિત નારી છું. મને સાચું કહો, નાહક જુઠું બોલી મારાં ભોળા ને વિશ્વાસુ હૃદયને છેતરવાનો પ્રયત્ન આદરશો નહિ. કહો જોઉં, તમે અવસ્ય પાછા આવશો ? અને આવશો તો ક્યારે ? કેટલા દિવસ પછી ?"

ગમે તેવી પણ ભ્રમર તેની પત્ની હતી. એક વખત એ તેને સાચાં હૃદયથી ચહાતો હતો. આ કાળજું વિદારક કાતીલ દ્રશ્ય નિહાળતાં તેનો નિશ્ચય જરા ડગમગવા લાગ્યો. તે જરા થથરતી જીભે બોલ્યો : "ત્યારે જો સાચું જ કહેવડાવે છે, તો હવે હું સાફસાફ મારાં દીલની વાત કહી દઉં છું. ભ્રમર, ત્યાંથી મને પાછા અહીં આવવાની મુદ્દલ ઇચ્છા જ હવે નથી."

"શા માટે ઇચ્છા નથી તે પણ સાથે સાથે કહેશો કે નહિ ?"

"અહીં રહીને તારા મુઠીભર ચોખાને આધારે જિંદગી ગાળવી પડે એમ હું નથી ઇચ્છતો એટલે!"

"તો તેમાં પણ શું ખોટું છે. આખરે પણ હું છું તો તમારીજ દાસીને?"

"તું મારી દાસી છે: એ શબ્દો હવે તારે મોઢે શોભતા નથી, ભ્રમર, જો, ખરેખર તું મારી દાસી જ હોત, તો તો પછી જે સમયે હું દિવસોના લાંબા વિયોગ પછી ઘેર આવવાનો હતો, તે સમયે તું જાણી જોઇને પિયેર જ ન ચાલી જાત! મારી ભ્રમર તો મારી વાટ જોતી હર્ષાશ્રુભરી આંખે મને અવલોકવા બારીએ જ બેઠી હોત, ક્યાં આંગણામાં જ ઉભી હોત!"

"પણ હું મારો એ અપરાધ અવશ્ય કબુલ કરૂં છું અને એને માટે તમારી માફી માગું છું. શું તમારી અપરાધીની ચરણકિંકરીનો એટલો એક અપરાધ આ જીવનમાં કદાપી માફ ન થઈ શકે એટલો બધો ભયંકર છે?"

"પહેલાં તો એવો એકજ અપરાધ થયો હતો, પણ હવે તો એ એકના વધીને ધીમે ધીમે સેંકડો અપરાધ થયા જશે. કારણ કે હવે તું લાખોની સંપત્તિની માલીક બની છે, જ્યારે હું કંગાલ ઘરબાર વગરનો..."

"એ શંકા રાખવી સર્વથા નકામી છે. તમે જાણો છો કે હું હમણાં પિયેર ગઈ હતી, પણ એ કાંઈ ખાલી મોજ મ્હાણવા ગઈ ન હતી. મેં મારા પિતાને ત્યાં જઇને એક મહત્વનું કાર્ય પાર પાડયું છે. એ હું તમને હમણા જ બતાવું છું."

એમ કહી ભ્રમર પાસેની પેટીમાંથી એક કાગળ બહાર કાઢી તે ગોવિંદલાલના હાથમાં આપતા બોલી: "લ્યો, આ વાંચી જુઓ. હું ધારૂં છું કે એમાં તમારી શંકાનું નિવારણ તમને મળી રહેશે."

ગોવિંદલાલે પત્ર વાંચ્યો. એ એક એકરાર પત્ર હતો, જેમાં ભ્રમરે પોતાને મળેલી સઘળી સંપત્તિ પોતાના પતિ ગોવિંદલાલને અર્પણ

કરી દીધાનો કાયદેસર દસ્તાવેજ કીધો હતો. યોગ્ય કિંમતના કાગળ ઉપર લખાએલો એ દસ્તાવેજ સરકારી રજીસ્ટ્રારની ઓફિસમાં નોંધવામાં પણ આવ્યો હતો !

ગોવિંદલાલે બહુ જ ધ્યાનપૂર્વક એ દસ્તાવેજ વાંચ્યો. પછી તે બોલ્યો : " તેં જે કંઈ કર્યું છે, તે તારી દૃષ્ટિએ સારૂં છે, પણ તને એકવાર અર્પણ થઈ ચૂકેલી એ સંપત્તિનું દાન હું સ્વિકારૂં ને તેનો ઉપભોગ કરૂં, એ કદાપી પણ બને એમ નથી. " આટલા શબ્દો બોલીને ગોવિંદલાલે તત્કાળ તે દસ્તાવેજ ચીરી નાખી તેના કટકેકટકા કરી ફેંકી દીધા. છતાં ભ્રમરે પૂરતાં ધૈર્યથી શાન્તભાવે કહ્યું : " બાબા કહેતા હતા કે આ દસ્તાવેજ સરકારી દફતરમાં નોંધાવેલો અર્થાત્ રજીસ્ટર્ડ કરાવેલો છે, એટલે હવે એને ફાડી નાંખવો એ વ્યર્થ છે. "

" તો ભલે એ ત્યાં સરકારી દફતરને પાને જ નોંધાયેલો પડી રહે, હું એનો લાભ લેવા નથી ઈચ્છતો. હું હવે જાઉં છું. "

" પણ પાછા ક્યારે આવશો ? "

" મેં તને એક વાર કહ્યું ને કે હું પાછો આવવા માંગતો જ નથી. "

" પરંતુ કેમ નથી આવવા માંગતા એ જ હું સ્પષ્ટપણે જાણવા માગું છું. હું તમારી સ્ત્રી છું, તમારી આશ્રિતા, શિષ્યા, પાલિતા અને દાસી છું. તમારી દયાની અને ક્ષમાની ઉપાસક છું. પછી તમોને પાછા ન આવવાનું કારણ કહેવામાં શો વાંધો છે ? "

" બસ...કારણ આ ઘરમાં તારી સાથે રહેવાની હવે મારી ઈચ્છા જ નથી. "

" ભલે ઈચ્છા ન હોય, પણ ધર્મ તો છે ખરો કે નહિ ? "

" ધર્મ પણ નથી. "

એના આ જવાબે ભ્રમરે આંખોનાં અશ્રુઓ લૂંછી નાખ્યાં. અનંત વદન ઊંચું કરી તે ગૌરવભેર ઉઠીને ઉભી થઈ અને પતિ-

દેવને બે હાથ જોડી છેલ્લા પ્રણામ કરીને બોલી: "જો એક પતિ તરીકે તમે તમારો ધર્મ પણ ત્યાગવા ઇચ્છતા હો, તો પછી ભલે જાઓ. મારે કંઇજ કહેવાનું બાકી રહેતું નથી. તમારાથી જ્યાં સુધી બની શકે ત્યાં સુધી હવે ભવિષ્યમાં કદાપી પણ પાછા નજ આવશો. જો આપ વિણુ અપરાધે મને તજી દેવાનો જ દ્રઢ સંકલ્પ કરી ચૂકયા હો, તો ભલે તજી જ દયો: પણ એ સાથે એટલું પણ અવશ્ય યાદ રાખજો, કે હજુ આ જગતમાં ઇશ્વર તથા એના ઇન્સાફનું અસ્તિત્વ છે. એક દિવસ તમને હું સાંભરીશ. મારા આ શબ્દો—આ કાલાવાલાઓ—આ વિનંતીઓ તમામ સાંભરશે. એ દિવસે તમારી આ ભૂલને ને તમારી આ ભ્રમરને સંભારીને તમારે પોસપોસ આંસુએ રોવું પડશે. સાચો હૃદયનો સ્નેહ કયાં છે, તે શોધવા તમારે એક દિવસ પાછા અવશ્ય નીકળવું પડશે! હું તો આજે ઇશ્વર સાક્ષીએ કહું છું કે મન, વચન અને કર્મથી હું જીવન ધરી ફકત એક તમને જ મારા માલીક જોઇ રહી છું, અને છેલ્લા શ્વાસ સુધી તમારૂંજ નામ હોઠે ને હૈડે કાયમ રાખીશ. જો હું સતી હોઉં, મન, વચન અને કર્મથી મારાં હૃદયમાં તમારે માટે મારી દ્રઢ પતિભકિત હોય તો એક દિવસ ઇશ્વર અવશ્ય તમારો ને મારો મેળાપ કરાવશે, અને આંખો મીંચી આ દુનિયાને છોડી જતાં પહેલાં એક દિવસ તમને હું પાછી મેળવી શકીશ, એવી આશાએ જ હું મારૂં આ અભાગી જીવન પણ ટકાવી રાખીશ! હવે ખુશીથી જ્યાં જવું હોય ત્યાં જાઓ. હજુ પણ કહેવાની ઇચ્છા હોય તો ફરી ફરીને એજ કહેતા જાઓ કે: "ભ્રમર, હું હવે કદાપી પણ પાછો આવવાનો નથી. તને હંમેશને માટે તજી જાઉં છું." અને હું પણ ફરી ફરીને તમને એજ કહું છું કે: "એક દિવસ એવો આવવાનો જ છે, કે જ્યારે તમે આ હતભાગી નિર્દોષ ભ્રમરને શોધતા પાછા આવશો. અને એ વેળા તમારી આંખમાં આ વ્હેમ ને અભિમાનનાં ઓળા પથરાયા નહિ હોય, પરંતુ આઘાત ને પશ્ચાત્તાપનાં આંસુઓના ઉભરા હશે. અને જો મારા

આ શબ્દો જુદા પડે તો સમજી લેજો, કે જગતમાં ઈશ્વર નથી, ન્યાય નથી, નીતિધર્મ નથી, અને તેની સાથે તમારી ભ્રમરમાં સતીત્વ પણ નથી. તમે જાઓ, મારાથી અળગા ભલે થાવ, તેનો મને ખેદ નથી, કારણ કે હું તો આજેય કહું છું ને જીવીશ ત્યાં સુધી આ મુખે એમજ કહીશ કે તમે મારા હતા, મારા જ છો; રોહિણીના નથી તે નથી જ."

આટલું કહીને ભક્તિભાવથી ભ્રમરે ગોવિંદલાલના ચરણોને સજળ નયને સ્પર્શી એ હાથ માથે ને આંખે અડાડી પુનઃ પ્રણામ કર્યા. ત્યાર બાદ તેણે મંદ મંદ પગલે પોતાના એકાન્ત શયનગૃહમાં પ્રસ્થાન કર્યું. જોતજોતામાં ઓરડાનું બારણું અંદરથી એણે બંધ કરી દીધું.

આ દુર્ઘટના બની એ પહેલાં ભ્રમરને એક પુત્ર થયો હતો, પણ એ બાલપુત્ર પ્રસુતિગૃહમાં જ ગુજરી ગયો હતો. ભ્રમર શયનગૃહમાં જઈને પથારી ઉપર પડી અને એ સદ્‌ગત બાલપુત્રને સંભારી રૂદન કરવા લાગી. તેનું છાતીફાટ રૂદન દેખ્યું જાય એમ ન હતું. એ હતાશ નારી નિશ્વાસ મુકતી બોલી: “અરે! મારા નેત્રોના તારા! મુજ ગરીબ ભિક્ષુકાનું ધન! ઓ મારા લાડીલા લાલ! તું આજ ક્યાં છે? જો તું આજે જીવતો હોત, તો શું મારા પતિ મને આમ તજીને ચાલ્યા જાત ખરા કે? કદી નહિ. પણ તેં મને તજી દીધી એટલે તારા પિતાએ પણ મને તજી દીધી. અલબત્ત હું કાળી છું, મને બધા શ્યામા કહે છે, પણ તને કોણ શ્યામ કહી શકવાનું હતું? બેટા! હવે ફરીવાર તારૂં મોઢું મને ક્યાં દેખાશે? શું હું તારી માફક આ નિષ્ઠુર ને અન્યાયી જગત છોડીને ઉપર આવીશ તો મને તારો મેળાપ થશે?”

૧૧

ભ્રમરે આંખો મીંચી દીધી. તે હાથ જોડીને આકાશ તરફ મોઢું રાખી આગળ બોલી : "હે દેવાધિદેવ ! શું તમે મને એ વાતનું કારણ જણાવી શકો છો, કે કેવળ સત્તર જ વર્ષની નાદાન ઉમરમાં મારી આ ભયાનક દુર્દશા કેમ થઈ રહી છે વારુ ? મારો પુત્ર મરી ગયો. મારા પતિએ મારો ત્યાગ કરી દીધો. આ ઉમરમાં મારા સ્વામીને તજીને મેં સ્વપ્ને ય અન્ય કોઈ પણ ચીજ તરફ પ્રેમ રાખ્યો નથી. જીવનમાં મેં અન્ય કોઈ પણ વસ્તુ તરફ પક્ષપાત રાખ્યો નથી. પતિ સિવાય બીજી કોઈ ચીજને ચહાવાનું હું શીખી જ નથી. તો પછી સત્તર જ વર્ષની ઉંમરમાં મારા ઉપર આ સંકટનો પહાડ કેમ તૂટી પડયો હશે વારુ ?"

પતિવિયોગે પાગલ બનેલી ભ્રમરને નિશ્ચય થઈ ગયો કે જ્યારે કુદરત રૂઠે છે, કીરતાર કઠોર બને છે, ત્યારે કાળાં માથાનો માનવી બિચારો કાંઈ જ કરી શકતો નથી. માત્ર તે રડી શકે છે ! ભ્રમર પાસે પણ એજ સાધન હતું. એ પણ રડાય એટલું રડવા લાગી.

ગોવિંદલાલ ભ્રમર પાસેથી ઉઠીને સીધો પોતાનાં દીવાનખાનામાં આવીને બેઠો. એની આંખોમાંથી પણ અખંડ જળપ્રવાહ વહી રહ્યો હતો. સરળ સ્વભાવની ભ્રમરનો ગોવિંદલાલ ઉપરનો પ્રેમ એ હાર્દિક પ્રેમ હતો. ભ્રમરની એ અમૂલ્ય પ્રીતિ વડે જ ગોવિંદલાલનો સંસાર ખૂબ સુખી બન્યો હતો. ભ્રમર પાસેથી વિદાય લેતી વખતે ગોવિંદલાલને એ સુખી સ્મરણો એક પછી એક આજે યાદ આવવા લાગ્યા. એ બધા સ્નેહ-સંભારણાંને દબાવી દેવા ગોવિંદલાલે પોતાનાં અંતરને ઠગવા માંડયું. તેણે પોતાનાં જ મનને ઉદ્દેશીને કહ્યું : "અરે પણ જેનો ત્યાગ કર્યો છે, તેનું હવે સ્મરણ શા માટે ? જે જીવન વહી ગયું, તે વહી ગયું. હવે આજે તો અહીંથી વિદાય લેવી છે અને ફરીથી આવવું પડશે એવું હું તો ધારતો પણ નથી. ચાલો, હવે વખત થવા આવ્યો છે."

જો એજ વખતે ગોવિંદલાલ બે ડગલા પાછો હટયો હોત, ભ્રમરને જઇને એકજ વાર પાછો મળત અને તેને એટલું કહી દેત, કે:

'ભ્રમર, હું તને પ્રાપ્ત કરવા પાછો આવી પહોંચ્યો છું." તો બસ ! સઘળોજ કલહ સમેટાઈ જાત! ગોવિંદલાલનાં મનમાં એક વાર એમ થયું પણ ખરું, કે ભ્રમરને પાછા જઈને મળવું; પણ તે લજ્જાવશ થઈને તેમ કરી શકયો નહિ. તેણે વિચાર કર્યો: "આજે જ ભ્રમરને પાછા જઈને મળવાની શી જરૂર છે? જ્યારે મરજી પડશે ત્યારે પાછા આવવાને કયાં વાંધો નડે એમ છે?" ભ્રમરની દ્રષ્ટિએ એ અપરાધી હતો, એટલે જ ભ્રમરને મોઢું બતાવવાનું સાહસ એ કરી ન શકયો. મૂર્ખની માફક અંતે તે ઓરડો છોડીને બહાર નીકળ્યો અને પ્રસ્થાન કરવા માટે ઘોડેસ્વાર થયો. પણ જતાં જતાં તેનાં અંતરમાં રોહીણીની સૌન્દર્ય–જ્યોતિનો આછો ચમકારો એકાએક ઝળહળી ઉઠયો !

ગોવિંદલાલ અને તેની માતા સહીસલામત કાશી પહોંચી ગયા. એમના પહોંચ્યાનો આજે પત્ર આવ્યો હતો, પણ તે ભ્રમર ઉપર નહિ કિન્તુ વહીવટદારને ત્યાં આવ્યો હતો. અભિમાનપ્રેરિતા ભ્રમરે પણ સ્વામી અને સાસુના સમાચારો પૂછાવતો કોઈ પત્ર લખ્યો ન હતો.

આમ ને આમ લગભગ ત્રણેક માસ વીતી ગયા. અચાનક એક દિવસ એવા સમાચાર આવી પહોંચ્યા કે ગોવિંદલાલ હરિન્દ્રા આવવા કાશીથી ઉપડી ચૂક્યો છે. ભ્રમરે આ સમાચાર સાંભળ્યા ત્યારે તેને તો એમ જ લાગ્યું કે તેઓ માતાને અંધારામાં રાખી કોઈ જગાએ ચાલ્યા ગયા હોવા જોઈએ, પણ એ પાછા ઘેર આવશે એવી આશા એણે મુદ્દલ ન્હોતી રાખી.

હવે ભ્રમર ગુપ્ત રીતે રોહિણીની ખબર લેવા લાગી. થોડાજ દિવસમાં તેને એવા સમાચાર સાંપડ્યા કે રોહિણી અત્યંત માંદી હોઈ તે હવાફેર કરવાને માટે તડકેશ્વર ગઈ છે.

બીજી બાજુ પ્રવાસને ચાર પાંચ મહિના વીતી ગયા છતાં હજુ હરિન્દ્રા આવવા નીકળી ચૂકેલો ગોવિંલાલ ઘેર આવ્યો ન હતો. ભ્રમર એકસરખી એના આગમનની કાગને ડોળે રાહ જોઈ રહી હતી. એનાં મનમાં વારંવાર એનો એજ વિચાર આવતો હતો, કે "એમનો મેળાપ ક્યાં થશે? હમણાં એ ક્યાં હશે? એમના સમાચાર નહિ મળે, તો મારાથી કેમ જીવતા રહી શકાશે? એમની ખબર જ હજુ સુધી કેમ નથી મળતી?"

'આજે આવશે–કાલે આવશે' એમ દિવસ પર દિવસ ને મહિના પર મહિના પસાર થવા લાગ્યા. આશાભરી ભ્રમરનાં નેત્રો ગોવિંદલાલની વાટ જોઈ જોઈને થાકયા. છેવટે તેણે નણંદને કહીને સાસુ ઉપર એક પત્ર લખાવ્યો અને ગોવિંદલાલ ક્યાં છે, તેના સમાચાર પૂછાવ્યા. સાસુએ જવાબમાં લખ્યું: "મને ગોવિંદલાલના સમાચાર મળ્યા છે. એ હાલમાં બધે પ્રવાસ કરતો કરતો દિલ્હી જઈ પહોંચ્યો છે. હવે એ ત્યાંથી કોઈક અન્ય સ્થળે ચાલ્યો જશે એમ એના પત્ર ઉપરથી જણાય છે. એ હાલમાં કોઈ પણ એક જ સ્થળે અમુક સમય ઠરીઠામ રહેતો નથી."

બીજી તરફ હજુ તારકેશ્વરથી રોહિણી પણ સાજી થઈને પાછી ફરી ન હતી. ભ્રમર વિચાર કરવા લાગી: "ઈશ્વર જાણે કે રોહિણી ક્યાં ગઈ હશે! શું એ સાચેસાચ બીમાર હશે, કે પછી લોકોની આંખમાં ધૂળ નાખવા પૂરતી એ એક એની ચાલબાજી જ હશે! ગમે તેમ હો પણ મારાં અંતરમાં ઉપજેલી શંકા હું મારે મોઢે જગતને કદી કહી બતાવવાની નથી!" એટલું કહીને તે સજળ નયને હૈયું ભરાઈ આવતાં તેજ દિવસે સાંજે પોતાના પિતૃગૃહે ચાલી ગઈ.

થોડા દિવસ પિતાને ઘેર એ રહી, પણ ત્યાં ય એને ગોવિંદલાલના કોઈ સમાચાર મળ્યા નહિ. છેવટે હારી–થાકીને એ બાપડી સાસરે પાછી આવી. હરિન્દ્રાના કામદાર ઉપર પણ ગોવિંદલાલનો કશો

કાગળ ન હતો. અંતે અભિમાન ઉંચે મુકીને એણે સાસુની ઉપર એક બીજો પત્ર લખાવ્યો.

એ પત્રના જવાબમાં સાસુએ જણાવ્યું, કે: "હાલમાં ગોવિંદલાલનો મારી ઉપર પણ કોઈ કાગળ નથી. હમણાં તે કયાં છે, એ વાત હું પણ જાણતી નથી."

ભ્રમરને આ પ્રત્યુત્તર મળતા જબરો આઘાત થયો. અને એ આઘાતને લઇને તે એજ રાત્રે સખત બિમાર બની પથારીમાં પછડાઈ પડી. અપરાજિતા પુષ્પકળી સમી ભ્રમર આમ અંતરમાં ને અંતરમાં સાંસારીક સંતાપથી દારૂણ વ્યથા પામતી દિવસે દિવસે કરમાવા લાગી.

ભ્રમરની માંદગી ભારે હતી. એના પિતા માધવીનાથ એને જોવા આવ્યા હતા. એમની વય લગભગ એકતાળીસ વર્ષની હતી. દેખાવે તેઓ એક ખાનદાન સજ્જન ગૃહસ્થ જેવા લાગતા હતા, છતાં તેમનાં ચારિત્ર્ય સંબંધમાં જનતામાં ભારે મતભેદ હતો. અમુક લોકો તેમના પ્રશંસક હતા, જ્યારે અમુક લોકો તેમને એક મોટામાં મોટા દુષ્ટાત્મા પણ માનતા હતા. આમ છતાં સર્વ કોઈ તેમને એક કુશળ મુત્સદ્દી તરીકે તો ઓળખતા જ હતા અને તેમની પ્રસંશા કરનારા પણ તેમની સાથે કામ પાડતા ડરતા હતા.

ભ્રમરની ભયાનક દુર્દશા નિહાળીને માધવીનાથ ખૂબ રડ્યા. તેમણે પોતાની શ્યામવર્ણી સુંદર પુત્રીનું ફીકકું નિસ્તેજ વદન વારંવાર નિહાળ્યું. તેનું ઘાટમદાર ભરાઉ અને માંસલ શરીર આજે સુકલકડી જેવું બની રહ્યું હતું. એનું રક્તહીન મોઢું અને ક્ષીણ શરીર, તેનું દેહરૂપી કમળ

ફરમાઈ રહ્યાની સ્પષ્ટ સાક્ષી આપી રહ્યાં હતાં. ભ્રમર પણ પિતાની આંખમાં આંસુ અવલોકીને રડી પડી. તેણે પથારીમાં સૂતાં સૂતાં કરૂણ કંઠે કહ્યું: "બાપુ, મને લાગે છે, કે હવે મારી સંસારયાત્રા સમાપ્ત થવાની અણી પર છે, એટલે તમારે હવે મારા હાથે કાંઈ પણ ધર્મ કર્મ કરાવવા ઘટે છે. મારી ઉંમર નાની છે અને તેથી મને ધર્મદાનની જરૂર નથી, એમ ન માનશો; કારણ કે મોત માથે આવીને ઉભું છે. મોડું ન કરશો. મારી પાસે બેશુમાર દોલત છે. હું વ્રત-ઉપવાસ કરૂં, એવી મારી ઇચ્છા પણ છે. હવે મારા વ્રત-ઉપવાસની વ્યવસ્થા કરવાવાળું પણ કોઈ રહ્યું નથી. માટે તમે જ મનને દૃઢ કરી, મને આ અંતિમ વેળાએ ધર્મ કર્મ કરાવવાની વ્યવસ્થા કરો."

માધવીનાથ મુંગે મોઢે એનું કહેવું સાંભળી રહ્યા. ભારે અને દુઃખ ભરેલે હૈયે તેઓ તત્કાળ બહાર જતા રહ્યા. બહાર જઇને તેઓ નાનાં બાળકની માફક છૂટે મોઢે રડી પડયા. તેમને પોતાની એકની એક લાડકવાયી પુત્રીના આ છેવટના શબ્દોથી માત્ર આઘાત જ થયો એટલું જ નહિ, પણ એમને કાળજે ચીરાડા પાડતો એ આઘાત ભયાનક ક્રોધના સ્વરૂપમાં પલટાઈ ગયો.

તેઓ મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યા: "જેણે મારી નિર્દોષ પુત્રી સાથે આવો ઘોર અન્યાય આદર્યો છે, તેને શિક્ષા આપનાર આ જગતમાં શું એવી કોઇજ શકિત નહિ હશે!" આ વિચારે એમનાં મગજમાં પ્રચંડ તોફાન જગવી મૂકયું. એમની આંખો લાલચોળ બની ગઈ. એમણે મનમાંજ પ્રતિજ્ઞા કરી કે: "જેણે મારી નિરપરાધીની ભ્રમરનું આ રીતે સત્યાનાશ વાળ્યું છે, તેનું એજ રીતે હું પણ સત્યાનાશ વાળીશ, ત્યારેજ જંપીશ."

માધવીનાથ ફરી એક વાર ભ્રમરના ઓરડામાં ગયા. તેમણે ભ્રમરની પાસે બેસતા બેસતા કહ્યું: "બેટા, તું ધર્મ કર્મ કરવાની વાત કરે છે અને હું પણ એજ બાબતનો વિચાર કરી રહ્યો હતો. પણ તારી તંદુરસ્તી અત્યારે સારી નથી. ધર્મક્રિયા કરવામાં ઉપવાસ

કરવા પડે છે. તારાથી આ હાલતે ઉપવાસ થાય એમ નથી. માટે મારી સલાહ છે કે તારે હાલ થોડા દિવસને માટે થોભી જવું. તું થોડી તંદુરસ્તી મેળવે, એટલે પછી જે કરવું હોય તે ખુશીથી કરજે."

"પિતાજી, હવે મારાં શરીરમાં એવી કોઈ નવ–શક્તિનો સંચાર થાય એવી મને કોઈ આશા નથી!"

"શા માટે ન સંચાર થાય બેટા! હજી કાંઈ ઉપચાર પડતા મુકાયા નથી. હજી તો તારી જોઈએ એવી દવા પણ થઈ નથી. અને એ બધું થાય પણ કેવી રીતે? અહીં નથી તારે સાસુ, નથી સસરો, કે નથી કોઇ બીજું દેખરેખ રાખનાર અંગત સગુંવ્હાલું! પછી તારી જોઇતી સેવા ચાકરી પણ કોણ કરે! માટે મારું કહ્યું માને તો તું આપણે ઘેર ચાલ. હું ઘેર લઈ જઇને તને ચાંપતી દવા કરાવીશ. મારો વિચાર અહીં હવે બે એક દિવસ રોકાવાનો છે. તે પછી આપણે રાજગ્રામ જઇશું અને ત્યાં જ તારા દવા દારૂ પણ શરૂ કરી દઈશું."

માધવીનાથ આટલું બોલીને ઉઠ્યા. તેઓ ગોવિંદલાલની જમીનદારીના વહીવટદાર પાસે ગયા અને ગોવિંદલાલ ક્યાં હશે, તે સંબંધની પૂછપરછ કરવા લાગ્યા, પણ એ બાબતથી સર્વથા અજ્ઞાન વહીવટદાર એમને કશી જ ચોક્કસ માહિતી આપી શક્યો નહિ.

માધવીનાથે ભ્રમરની સ્થિતિ જોઈ, તેજ પળે તેમણે નિશ્ચય કરી લીધો હતો કે: "આ સંકટનો કોઈ પણ રીતે પ્રતિકાર કરવોજ જોઈએ. ગોવિંદલાલ અને રોહિણી બેજ વ્યક્તિ આ તમામ અનર્થનું મૂળ છે. એથી સૌથી પહેલા એ બે જણ કયાં છે, તેનીજ તપાસ કરવી જોઇએ. જો એમનો પત્તો નહિ મળશે અને ગોવિંદલાલ પાછો નહિ ફરશે તો મારી નિર્દોષ પુત્રી આ માંદગીમાંથી કદાપી પાછી ઉઠી શકવાની નથી. એટલે ગમે તે ભોગે મારે રોહિણી અને ગોવિંદલાલનો પત્તો મેળવવો જોઈએ."

આવો વિચાર કરીને માધવીનાથે ત્યાંના પોસ્ટખાતાની મુલાકાત લીધી. પોસ્ટખાતાનું મકાન એક સાધારણ ઝુંપડી જેવું હતું અને તેમાં પોસ્ટમાસ્તર અને પટાવાળો એમ બે જ માણસો કામ કરી રહ્યા હતા. પોસ્ટમાસ્તરને પોતાને સરકારી નોકર હોવા માટે જોઈએ તે કરતા વધારે અભિમાન હતું. તેને પોતાની મોટાઈનો રૂઆબ જમાવવા નોકરને વારંવાર દબાવવા–સતાવવાની કુટેવ હતી.

અત્યારે પણ કાંઈક એવો જ પ્રકાર ચાલી રહ્યો હતો. એવામાં માધવીનાથ સરકાર ત્યાં દાખલ થયા. માધવીનાથે જોયું કે હરિદાસ વૈરાગી–પટાવાળો ત્યાં ઉભો હતો. હરિદાસને માધવીનાથે કદી જોયો ન હતો, છતાં તેમણે તેને ઉદ્દેશીને કહ્યું : "અરે, અલ્યા તને તો મેં ક્યાંક જોયો હોય એમ લાગે છે !"

"હાજી, કારણ કે હું ટપાલી છું. ટપાલ વહેંચવા ગામમાં આવું છું ને !"

"એમ, તો લે આ બે આના ને તંબાકુ લઈ આવી જરા હુક્કો તો તૈયાર કર ! મને હુક્કો પીવાની બહુ બુરી આદત છે." એમ કહી માધવીનાથે ગજવામાંથી બે આના કાઢી તેની સામે રૂઆબથી ફેંક્યા.

બે આના લઈ હરિદાસ ત્યાંથી રવાના થયો. મુત્સદ્દી માધવીનાથની મતલબ પણ તેને કોઈપણ રીતે ત્યાંથી દૂર કરવાની જ હતી. એના ગયા પછી પોષ્ટ માસ્તર એકલા પડયા એટલે માધવીનાથે મુદ્દાની વાત છેડવા પોષ્ટ માસ્તરને પૂછયું : "બાબુજી, મારે એક વાત તમને પૂછવાની છે."

પોષ્ટ માસ્તર મનમાં જરા હસ્યા. તેઓ પણ બંગાળી જ હતા. વિક્રમપુરમાં એમનું પોતાનું ઘર હતું. માસ્તર ઉપરથી તો આમ સ્વભાવે સાદા ને સીધા લાગતા હોવા છતાં, આવા સ્વાર્થના કામોમાં ખૂબ ચતૂર હતા. તેમણે કહ્યું : "બોલો શું છે ?"

"તમે બ્રહ્માનંદ ઘોષને ઓળખો છો વારુ?"

"ઓળખું છું તો ખરો, પણ સાધારણ; એટલો બધો ખાસ નહિ."

માધવીનાથે જોયું કે માસ્તર જાણતા હોવા છતાં દીલમાં જાણી જોઇને છુપાવી રહ્યા છે. છતાં તેમને પોતાની યોગ્ય મકસદ પર લાવવા તેમણે ધીમેથી પૂછ્યું: "વારુ, એ ઘોષનાં નામ ઉપર કાંઈ કાગળપત્રો આવે છે ખરા?"

"એ બાબતમાં તમારે બ્રહ્માનંદને જ પૂછવું જોઇએ."

"મારે તેને પૂછવું નથી. હું તો તમને જ પૂછવા આવ્યો છું."

માસ્તરને તેમના આ વિચિત્ર રીતે ઉચ્ચારાયલા શબ્દો સાંભળીને વળી પોતાની સરકારી નોકરીનું અને પોષ્ટ માસ્તર જેવા ઉંચા ને જવાબદારીભર્યા અધિકારનું સ્મરણ થઇ આવ્યું. તેઓ જરા ગંભીર બનીને બોલ્યા: "એક જવાબદાર સરકારી નોકર તરીકે કોઈની પણ ટપાલની ખાનગી બાબતો બીજાઓને કહેવાનો મને સખ્ત પ્રતિબંધ છે!"

માધવીનાથ જરા હસ્યા અને બોલ્યા: "માસ્તરબાબુ, એવી વાત શું કરો છો? હું કંઈ તમારા અધિકાર પર તરાપ મારવા નથી આવ્યો. હું તો તમારી મહેનત માટે યોગ્ય બદલો પણ સાથે લાઈ આવ્યો છું. તમે જે મહેનતાણું માગશો તે તમને જરૂર મળશે; પણ કૃપા કરીને હું જે જાણવા માગું છું, તે સંબંધી મને યોગ્ય જવાબો આપશો તો આભાર!"

મહેનતાણાની વાત સાંભળતાં જ જવાબદારી ને કાયદાનાં પાલનનો પ્રતિબંધ એકાએક દૂર થઈ ગયો. માસ્તરબાબુ ખુશ થઈને બોલ્યા: "ભલે કહો જોઉં, તમે શું જાણવા માગો છો?"

"હું એમ પૂછું છું, કે બ્રહ્માનંદનાં નામ ઉપર ટપાલ આવે છે કે કેમ?"

"હા, આવે છે."

"કેટકેટલે દહાડે આવે છે?"

"લ્યો, જે એક વાત મેં તમને કહી, તેનું તો મહેનતાણુ હજુ મને મળ્યું નથી, અને એટલામાં જ બીજી વાત! પહેલાં પૈસા કાઢો, પછી વાત કરો."

અલબત્ત માધવીનાથની ઇચ્છા પોષ્ટ માસ્તરને ખુશ કરવાની હતી, પણ તેની આટલી બધી અધીરાઈ જોઇને તેમનાં મનમાં માસ્તરને માટે બહુ જ ખરાબ અભિપ્રાય બંધાયો. તેમણે કહ્યું: "તમે તો કોઈ પરદેશી જેવા લાગો છો! શું તમે મને ઓળખતા નથી?"

માસ્તરે માથું હલાવીને ના કહી. તેઓ બોલ્યા: "તમે ગમે તે હો, તેની સાથે મારે શી લેવાદેવા? એમ જો અમે ઓળખીતા–પારખીતા પર વિશ્વાસ રાખીને પોષ્ટ ખાતાની છુપી ખબરો બધાને આપતા ફરીએ તો તો પછી થઈ જ રહ્યું ને! વારૂ, તમે કોણ છો વારૂ, તે તો જણાવો કે ખબર પડે!"

"મારૂં નામ માધવીનાથ સરકાર છે. રાજગ્રામમાં મારૂં પોતાનું ઘર છે. મારી કેટલી સત્તા છે તેનો તમને સહેજ પણ ખ્યાલ છે કે?"

માધવીનાથ સરકારનું નામ બહુ જ પ્રખ્યાત હતું. માસ્તરે પણ એ નામ સાંભળ્યું હતું. માધવીનાથ સરકારનું નામ અને તેનો પ્રતાપ તેઓ જાણતા હતા. નામ સાંભળતાં જ એ જરા ઠંડા પડયા. તેઓ જરા પડી ગએલે મોઢે માધવીનાથની સામે તાકીને જોઈ રહ્યા.

માધવીનાથે કહ્યું: "જુઓ, હું જે પૂછું છું, તેના મને સીધા ને સાચા જવાબો આપો. આડુંઅવળું બોલવાથી એક પાઈ પણ મળશે નહિ, ઉપરાંત તમારા બાર વાગી જશે તે જુદા. ધારીશ તો તમારૂં ઘર સળગાવી મૂકાવીશ. તમારી ઓફિસમાં ધાડ પડાવીશ અને કોર્ટમાં પુરવાર કરી આપીશ કે તમે પોતે જ કાવત્રું રચીને પોતાના જ માણસો મારફત સરકારી ઓફિસ પર દરોડો પડાવ્યો છે! બોલો, આટલું જાણ્યા પછી હવે ખરી વાતો કહેવી છે કે નહિ?"

માસ્તર તો એમની આ બધી વાતો સાંભળીને થથરી જ ગયા. તેઓ ગભરાઇ–અકળાઇને બોલ્યા : "પણ તમે ગુસ્સે શા માટે થાઓ છો? મેં તો તમને ઓળખ્યા ન હતા, અને કોઈ સાધારણ ગૃહસ્થ જાણીને જ આવો જવાબ આપ્યો હતો. હું શું જાણું કે તમે પોતે જ માધવીનાથ બાબુ, ને જાતે જ તમે અહીં પધાર્યા છો; બાકી એમ બોલું પણ ખરો! લ્યો, હવે તમે જે કહો તે બધું હું તમને બતાવી દેવા તૈયાર છું."

"હું પ્રથમ તમને એ પૂછું છું કે કેટકેટલા દિવસને અંતરે બ્રહ્માનંદ ઉપર કાગળો આવે છે?"

"ઘણું કરીને દર મહિને એકાદ વાર આવે છે."

"કોઈ રજીસ્ટર્ડ લેટર આવે છે ખરો?"

"હા, ઘણીવાર રજીસ્ટરર્ડ લેટર જ આવે છે."

"એ કાગળો કઈ કઈ જગ્યાની ઓફિસેથી આવે છે?"

"તે કંઈ મને ખાસ યાદ નથી."

"પણ તમારે ત્યાં એની રસીદ તો હશેને?"

માસ્તર તરત જ ઉઠ્યા. તેમણે રસીદ બુકમાંથી રસીદ શોધી કાઢી. રસીદ વાંચી જોઇને તેમણે કહ્યું : "પ્રસાદપુરથી એ બધા કાગળો આવેલા છે."

"વારૂ, એ પ્રસાદપુર ગામ કયા જિલ્લામાં આવેલું છે, તે જરા જુઓ તો!"

માસ્તરબાબુ ડરતા ડરતા બોલ્યા : "જેસોર જીલ્લામાં."

માધવીનાથે દસ રૂપીઆની એક નોટ કાઢીને માસ્તરબાબુના હાથમાં મૂકી અને એક વધારાનો રૂપીઓ ટપાલી હરિદાસને આપવાનું કહીને જૂદો આપ્યો. માસ્તરબાબુને હરિના દાસ જેવા હરિદાસને બળાત્કારે માયામાં લપેટવાનું ઠીક ન લાગ્યું; અને તેમણે અગીઆરે અગીઆર રૂપીઆ શાંતિથી પોતાનાં જ ગજવાને સ્વાધીન કરી દીધા.

# ૩૦

માધવીનાથ હસતા હસતા પાછા ફર્યા. એમણે આ અગાઉ જ પોતાને મોઢે ગોવિંદલાલ અને રોહિણીનાં નીતિવિરૂદ્ધ વર્તનની ઘણી ઘણી વાતો સાંભળી હતી, પણ એમાંની એકે નજરે જોયા કે અનુભવ્યા વિના માની લીધી ન્હોતી. આજે માધવીનાથની પણ હવે ખાતરી થઈ ગઈ કે રોહિણી અને ગોવિંદલાલ બેઉ ગુપ્ત રીતે પ્રસાદપુરમાં સાથે જ રહેતા હોવા જોઈએ. બ્રહ્માનંદની દશા કેવી છે, તે પણ માધવીનાથ સારી રીતે જાણતા હતા. તેને નામે દર માસે રજીસ્ટર્ડ પત્ર આવતો હતો, એ ઉપરથી એમની ખાતરી થઈ ગઈ, કે રોહિણી અથવા ગોવિંદલાલ તેને દર મહિને ખર્ચને માટે પૈસા મોકલતા હતા; અને પ્રસાદપુરથી જ તમામ ટપાલ આવતી હોવાથી રોહિણી અને ગોવિંદલાલ પ્રસાદપુરમાં અથવા તેની આસપાસમાં જ કોઈ સ્થળે રહેતા હતા; એ સમજવું પણ સ્પષ્ટ હતું. ઘેર પાછા ફરીને તરત જ તેમણે

પોલીસ સ્ટેશને એક પત્ર લખી મોકલ્યો. એમાં એમણે જણાવ્યું હતું કે: "મારે ચોરીના માલની તપાસ કરવી છે, અને તેથી એક પોલિસ કોન્સ્ટેબલની ખાસ તાકીદે જરૂર છે."

પોલિસ સબ ઈન્સ્પેકટર માધવીનાથને એક વિચક્ષણ માણસ તરીકે જાણતા હતા. આથી તેમને માધવીનાથનો કાંઈક ડર પણ હતો. માધવીનાથનો પત્ર મળતાં જ તેમણે નિહાલસિંહ નામના એક એક પોલિસ કોન્સ્ટેબલને તેમને ત્યાં મોકલી આપ્યો.

માધવીનાથે આવતાની સાથે જ તેને હાથમાં લેવા તેના હાથમાં બે રૂપીઆ ઉદાર દીલે ચીટકાવી દીધા. પછી તેઓ બોલ્યા: "જુઓ નિહાલસિંહ, તમારે હું કહું ત્યાં એક ઝાડ નીચે જતા-આવતા લોકોની નજર તમારી ઉપર પડી શકે એવી રીતે છુપાઇને ઉભા રહેવાનું છે." નિહાલસિંહ તેમના કહેવા મુજબ તેમના બતાવેલા વૃક્ષ નીચે સંતાઇને ઉભો રહયો.

આટલું કામ કર્યા બાદ માધવીનાથે બ્રહ્માનંદને પોતાને ત્યાં તેડાવી મંગાવ્યો. તે આવીને માધવીનાથની પાસે બેઠો. આ વેળા ત્યાં એ બે સિવાય બીજું કોઈ પણ ન હતું.

આરંભમાં બંનેએ અન્યોન્યના કુશળતાના સમાચારો પૂછ્યા. પછી તેમની વચ્ચે અગત્યનો વાર્તાલાપ શરૂ થયો. માધવીનાથ બોલ્યા: "મહાશય, તમે અમારા દૂરના સગા થાઓ છો! હું જાણું છું, કે આજે તમારૂં અહીં કોઈ સગુંવહાલું નથી. મારા જમાઈ પણ વિદેશ ગયા છે. તમારા ઉપર કોઈ આપત્તિ આવી પડે, તો અમારે જ તમારી સંભાળ લેવાની ફરજ પડે."

આ શબ્દો સાંભળીને બ્રહ્માનંદ તો ઠંડોગાર બની ગયો! તે બોલ્યો: "મારી ઉપર શી આપત્તિ આવી પડી છે?"

માધવીનાથ ગંભીર થઇને બોલ્યા: "તમારા ઉપર આપત્તિ આવી પડી નથી, પણ આપત્તિ આવી પડવાની છે, એ વાત ચોક્કસ છે."

"પણ શી આપત્તિ આવી પડવાની છે, તે તો કહો."

"આપત્તિ અતિ ગહન છે. વારુ પણ મને એ તો કહો કે તમારી પાસે એક નોટ છે, એ ખબર પોલિસ કેવી રીતે મેળવી શકી હશે?"

આ વાક્ય કાને પડતાં બ્રહ્માનંદ પર જાણે વજ્ર તૂટી પડયું! તે ગભરાઇને બોલ્યો : "આ તમે શું કહો છો? મારે ત્યાં ચોરાયલી નોટ!"

"કદાચ એ તમે જાતે નહિ ચોરી હશે, એ બનવા જોગ છે. તમને બીજા કોઈએ એ નોટ આપી હશે, અને તમે અજાણપણે એ નોટ જોયા–તપાસ્યા વિના તમારી પાસે રાખી લીધી હશે!"

બ્રહ્માનંદ બોલ્યો : "અરે પણ તમે આ શું કહો છો? મને એવી ચોરીની નોટ કોણ આપવાનું હતું?"

માધવીનાથ ધીમેથી બોલ્યા : "મને બનાવવાની ને ઉડાવવાની વાત રહેવા દયો. હું બધું જાણું છું. પોલિસ પણ તમામ જાણે છે. મેં આ સઘળી વાતો પોલિસ થાણામાંથી સાંભળી છે. કહેવાય છે, કે તમારે ત્યાં દર મહિને પ્રસાદપુરથી બનાવટી નોટો રજીસ્ટર્ડ કવરમાં આવે છે. જુઓ, તમારી ઉપર બારીક તપાસ રાખવાને પેલો પોલિસ કોન્સ્ટેબલ ઝાડ નીચે છુપાઈ રહ્યો છે. પણ તે આપણો ઓળખીતો છે. આપણે તેના હાથમાં ચેરીમેરી મુકી દઇને તેને અહીંથી દુર કરી શકીએ એમ છીએ." એમ કહી માધવીનાથે પેલા ઝાડની નીચે ઉભેલા સાક્ષાત્ યમદેવ સમા નિહાલસિંહના બ્રહ્માનંદને દર્શન કરાવ્યા. બ્રહ્માનંદ એને જોતાં જ થરથર કંપવા લાગ્યો. તે માધવીનાથનાં ચરણો ઉપર ઢળી પડયો અને બોલ્યો : "બાપુજી, મારું રક્ષણ કરો. મને બચાવી લ્યો."

માધવીનાથ દીલાસો દેતા હોય તેવે અવાજે બોલ્યા : "ઘોષબાબુ, ડરવાની કોઈ જરૂર નથી. તમે ફક્ત મને એટલું જ જણાવી દયો કે પ્રસાદપુરથી તમને કયા કયા નંબરોની નોટો મળી છે. પોલિસે મને

ચોરાએલી નોટનો નંબર આપ્યો છે, તેની સાથે હું એ નંબરો મેળવી જોઈ મારી ખાત્રી કરવા માગું છું. જો એ નંબરની નોટ તમારી પાસેથી ન નીકળી તો પછી તમારે ડરવાની લેશ માત્ર પણ જરૂર નથી. અને કદાચ એવું કંઈ નીકળશે તો પણ હું એને પહોંચી વળી તમને બચાવી લઈશ. તમે ધીરેથી હિંમત રાખી ઘેર જાઓ અને તમારી ઉપર જે જે નોટો આવી છે, તેના નંબરો લખી રાખ્યા હોય તો તે લઈ આવો."

બ્રહ્માનંદને ઘેર જવાની ઇચ્છા તો ઘણી પ્રબળ હતી, પણ સામેના ઝાડ નીચે પેલો પોલિસનો માણસ ઉભો હતો. બ્રહ્માનંદ એની પોતાના પર નજર પડી જાય એથી ડરતો હતો, એટલે એ કેવી રીતે આગળ વધી શકે!

માધવીનાથ એનો એ ગભરાટ સમજી જઈ બોલ્યા: "ગભરાવાની જરૂર નથી. હું તમારી સાથે મારો એક વિશ્વાસુ અનુચર આપું છું, તેને સાથે લઇને તમે ઘેર જાઓ."

આખરે માધવીનાથના અનુચરને સાથે લઈ બ્રહ્માનંદ નોટનો નંબર લખી લાવવા પોતાનાં ઘર તરફ રવાના થયો.

× × ×

બ્રહ્માનંદ ઘેર ગયો અને તે પાછો ફર્યો ત્યારે નોટોના નંબરોને બદલે તમામ નોટો તેમ જ પોતાની ઉપર આવેલા રોહિણીના સઘળા કાગળો પણ સાથે લઈ આવ્યો. માધવીનાથ જે કાંઈ ઇચ્છતા હતા, તે સઘળું તેમને એ પત્રમાંથી જ મળી ગયું. પત્રો વાંચીને તથા નોટો તપાસીને તે બ્રહ્માનંદને પાછા આપી દેતા માધવીનાથ બોલ્યા: "લો, તમારી નોટોમાં ચોરાએલી નોટ નથી. તમારે હવે ડરવાની જરૂર નથી. તમે ખુશીથી ઘેર જાઓ. હું એ સિપાઇને સમજાવીને પાછો મોકલી દઉં છું."

બ્રહ્માનંદની મૃત દેહમાં નવો જીવ આવ્યો. તે ઝપાટાબંધ ત્યાંથી ચાલતો થઈ ગયો. ત્યારબાદ માધવીનાથ ઔષધ કરાવવા ભ્રમરને પોતાની સાથે લઇને પોતાને ઘેર ચાલ્યા ગયા. તેમણે પોતાના એક કુટુંબી વૈદના હાથમાં ભ્રમરનો કેસ સોંપી દીધો અને તેઓ કલકત્તે જવા નીકળ્યા. ભ્રમરે પિતાને કલકત્તા જવાની ખૂબ ના પાડી પણ માધવીનાથે માન્યું નહિ. પુત્રીને ગમે તેમ સમજાવીને અને જલદી પાછા આવવાનો વાયદો કરીને માધવીનાથ કલકત્તે ચાલ્યા ગયા.

કલકત્તામાં નિશાકરદાસ નામનો માધવીનાથનો એક નજીકનો સગો રહેતો હતો નિશાકર માધવીનાથથી આઠ દસ વર્ષ નાનો હતો. નિશાકર કાંઇપણ ધંધારોજગાર કરતો ન હતો. માત્ર પિતાની સંપત્તિના વ્યાજ ઉપર જ તેનો સંસાર ચાલતો હતો. તેને ગાવા – બજાવવાનો ભારે શોખ હતો. સંગીતનો શોખ મ્હાણતા જે સમય બચતો, તે સમયને તે ફરવા – રખડવામાં પુરો કરતો. માધવીનાથે નિશાકરની મુલાકાત લીધી. આમતેમના થોડીક વાતો કર્યા પછી તેમણે તેને પૂછયું : "કેમ બહાર ફરવા આવશો ને ?"

નિશાકરે કહ્યું : "કયાં જઇશું ?"

"જેસોર જવાનો વિચાર છે."

"જેસોર શા માટે જવું છે ?"

"થોડીક ખરીદી કરવા."

"ઠીક, તમારે જવું હોય તો હું સાથે આવીશ."

બીજે જ દિવસે બંનેએ જેસોર તરફ પ્રયાણ કર્યું.

## ૩૧

ચિત્રા નદીને તીરે કદમ્બ, આમ્ર, ખજુર વગેરે અનેક વૃક્ષોથી શોભતું એક સુરમ્ય ઉપવન હતું. એ ઉપવનની નજીકમાં કોઈ ગામ ન હતું. અહીંથી એક કોશ દૂર પ્રસાદપુર આવેલું હતું. પ્રસાદપુર માત્ર એક નાના સરખા બજારનું નામ હતું. અહીં માણસોની વસ્તી ઓછી હોવાથી કોઈપણ વ્યક્તિને નિ:શંક રીતે પાપાચરણ કરવાની સારી સગવડ હતી. આથી જ ઘણાં વર્ષો ઉપર એક અંગ્રેજે અહીં વખાર નાખી હતી. હમણા તો એની સઘળી મહત્તાનો અંત આવી ગયો હતો. એક બંગાળીએ આજ સ્થળ ઉપર એક સુંદર બંગલો બાંધ્યો હતો અને તેને અનેક પ્રકારે સુશોભિત બનાવ્યો હતો. આખો બંગલો પુષ્પોથી, પુતળાંઓથી, મોટાં દર્પણોથી અને જાતજાતનાં ચિત્રોથી શણગારેલો હતો. બંગલાના બીજા માળ ઉપર એક ભવ્ય દીવાનખાનું હતું. આ દીવાનખાનું કેવળ સ્ત્રીઓનાં ચિત્રોથી

શણુગારેલું હતું. પણ તેમાં ઘણાખરા ચિત્રો હિનરૂચીના અને વર્ણન ન કરી શકાય એટલાં બિભત્સ હતાં.

વચ્ચોવચ્ચ પાથરેલા સુંદર સુકોમળ ગાલીચા ઉપર બેસીને એક મુસલમાન તંબુરો વગાડી રહ્યો હતો. પાસે બેઠેલી એક સુંદરી તબલા વગાડી રહી હતી. તબલા વગાડતા તેના હાથમાંના સુવર્ણાલંકારોનો ઝન ઝન અવાજ થઈ રહ્યો હતો પાછળ મોટો અરિસો હતો. એમાં પડતી તેમની છાયા પણ એ જ કામ કરી રહી હતી. પાસેના ઓરડામાં બેસીને એક યુવાન નવલકથા વાંચી રહ્યો હતો. વાંચતા વાંચતા તે વચ્ચે વચ્ચે એ યુવતીનાં કાર્યનું અવલોકન કરતો હતો.

એ યુવાન તેજ ગોવિંદલાલ હતો. પેલી રમણી તે રોહિણી હતી. આ ઘર ગોવિંદલાલે ખરીદ્યું હતું અને તે અહીં રોહિણીને સાથે લઈને વસી રહ્યો હતો.

અકસ્માત તબલાનાં સૂર બેસૂરા થઈ ગયા. ઉસ્તાદજીના તંબુરાનો તાર ઢીલો પડી ગયો. ગાનારનું ગળું બેસૂરૂં થઈ ગયું અને ગાયન પણ બંધ પડી ગયું. ગોવિંદલાલના હાથમાંનું નવલકથાનું પુસ્તક પડી ગયું. એજ સમયે પ્રમોદ ભુવનને બારણે કોઈ અજાણ્યો યુવાન પુરૂષ આવીને ઉપસ્થિત થયો હતો. એ યુવાન નિશાકરદાસ હતો.

× × ×

એ સુંદર મકાનને બીજે મજલે અર્ધપડદાનશીન રોહિણીનો નિવાસ હતો. નીચેના માળ ઉપર નોકરચાકરો વસતા હતા. અહીં ઘણે ભાગે કોઈ પણ માણુસ ગોવિંદલાલને મળવા આવતો જ ન હતો. એટલે અતિથિઓને માટે સ્વતંત્ર દિવાનખાનાની જરૂર ન હતી. કદાચ કોઈક ખાનદાન દુકાનદાર ગોવિંદબાબુને મળવા આવતો, તો તેની ખબર ઉપર ગોવિંદલાલને આપવામાં આવતી અને ગોવિંદલાલ જાતે જ નીચે આવીને પેલા ગૃહસ્થને મળી જતો. આવી રીતે બહારના માણુસોની મુલાકાત લેવા માટે નીચેના ભાગમાં એક દિવાનખાનું બનાવવામાં આવ્યું હતું.

નિશાકર નીચે આવીને ઉભો રહ્યો. તેણે બૂમ મારી: "અહીં કોણ રહે છે?"

ગોવિંદલાલના બે નોકરો હતા. એકનું નામ સોના, બીજાનું નામ રૂપા. બંને જણા નિશાકરનો અવાજ સાંભળી બારણા પાસે આવીને ઉભા રહ્યા અને નિશાકરને જોઇને વિસ્મિત થતા તેની સામે જોઇ રહ્યા. તેમણે નિશાકરને જોઈને એવું અનુમાન કર્યું, કે એ કોઈ સદ્‌ગૃહસ્થ છે! નિશાકરે પણ આજે બહુ સુંદર પોશાક પહેર્યો હતો. આવા સુંદર પોશાકમાં સજ્જ થએલો ગૃહસ્થ આજ પહેલાં અહીં કદી આવ્યો ન હતો. એને જોઈને બંને નોકરો માંહોમાંહે ગુસપુસ કરવા લાગ્યા. સોનાએ સવાલ પુછવાની પહેલ કરી: "તમે કોને શોધો છો?"

"તમનેજ શોધું છું. ઉપર જઈને બાબુજીને ખબર આપો, કે એક ગૃહસ્થ તમને ખાસ મળવા આવ્યા છે."

"તમારૂં નામ શું કહું?"

"નામનું શું કામ છે? એમ કહોને કે કોઈ સદ્‌ગૃહસ્થ આવેલા છે."

ચાકરો જાણતા હતા, કે બાબુજી ઘણુંખરૂં કોઇને મળતા નથી, એટલું જ નહિ પણ તેમનો તેવો સ્વભાવ જ નથી. આ કારણથી ગોવિંદબાબુને ખબર આપવાની ચાકરોની ખાસ ઇચ્છા ન હતી. સોનાએ ઉપર જવાની વાત ઉડાવી દેવા માડી. રૂપાએ કહ્યું: "તમે નાહક શા માટે તસ્દી લ્યો છો? બાબુજી બનતા સુધી કોઈને બહુ મળતા જ નથી."

"તો ભલે, તમે બાબુજીને ખબર ન આપો. હું ખબર આપ્યા વિના જ ઉપર જાઉં છું."

ચાકરો દરવાજો રોકીને ઉભા રહ્યા. તેઓ બોલ્યા: "એમ ન કરો બાબુજી! એમ તો અમારે અમારી નોકરી ખોઈ દેવી પડે!"

નિશાકરે ગજવામાંથી એક ચકચકતો કલદાર બહાર કાઢ્યો. તેને ઉછાળતો તે બોલ્યો: "તમારામાંથી જે ઉપર પહેલી ખબર આપી આવશે, તેને આ બક્ષીસ આપવામાં આવશે."

હજુ સોના તો હવે શું કરવું તેનો વિચાર કરતો હતો, ત્યાં તો રૂપાએ તરાપ મારીને ઝડપભેર નિશાકરના હાથમાંનો એ રૂપીઓ આંચકી લીધો અને તે ખબર આપવાને માટે ઉપર ચાલતો થઈ ગયો.

એ મકાનની ચારે બાજુએ ફરતો એક નાનકડો બાગ હતો. નિશાકરે સોનાને કહ્યું: "રૂપા બાબુજીનો જવાબ લઈ પાછો આવે ત્યા સુધી હું આ બગીચામાં ફરૂં છું. એ આવે કે તરત મને ખબર આપજે." આમ કહીને નિશાકરે સોનાના હાથમાં પણ ચટ દેતો કે એક રૂપીયો સરકાવી દીધો.

રૂપા ઉપર તો ગયો, પણ જુએ છે, તો ગોવિંદલાલ કોઈ કામમાં ગુંથાએલા હતા. એ વેળા તે કામમાં ખલેલ પાડી ગોવિંદલાલને કાંઈ પણ કહેવાની હિંમત કરી શકયો નહિ.

બીજી બાજુએ બગીચામાં ફરતા ફરતા નિશાકરની નજર ઉંચે ગઈ. તેણે જોયું, કે બંગલાની બારીમાં કોઈ સ્વરૂપવતી સ્ત્રી ઉભા છે અને તે પોતાની સામે જ તાકીને જોઈ રહી છે!

નિશાકરને જોઇને બારીએ ઉભેલી રોહિણી 'એ અજાણ્યો શખ્સ કોણ હશે,' તેનો ઉંડો વિચાર કરવા લાગી. તેણે નિશાકરને જોઇને એ કલ્પના તો કરી જ લીધી હતી, કે એ માણસ પ્રસાદપુરનો રહેવાસી તો નહિ જ હતો! એના પોશાક ઉપરથી એ કોઈ શ્રીમંત અને ખાનદાન માણસ હોય એમ જણાતું હતું. રોહિણી અજાયબી પામીને વિચારવા લાગી: "છે તો એ પુરૂષ દેખાવમાં ખૂબ સુંદર! બલ્કે ગોવિંદલાલથી પણ વધારે સુંદર! એની આંખો અને મુખ

કેટલા તેજસ્વી છે! એનું બદન કેટલું સુડોળ ઘાટીલું ને રૂષ્ટપુષ્ટ છે! કોણ જાણે એ આમ અચાનક અમારા બાગમાં કયાંથી આવી ચઢયો હશે? હલદ ગામનો એ રહેવાસી હોય એમ મને તો લાગે છે! કારણ કે અહીંના તો લગભગ ઘણાખરા માણસોને હું ઓળખું છું. લાવને નીચે જઈને એને પુછી જોઉં! એ અજાણ્યો–અપરિચિત છે, તેથી શું થઈ ગયું? એની સાથે થોડી વાતચીત કરૂં, એમાં શી હરકત છે? એથી કંઈ હું ગોવિંદલાલને બેવફા તો થોડી જ થઈ જવાની છું!"

રોહિણી આવા આવા વિલક્ષણ વિચારોને વંટાળીએ ઘસડાઈ રહી હતી, એજ વખતે નિશાકરે પણ ઉંચે જોયું. ઉભયના ચાર આંખો એક થઈ. શું એ આંખોએ કાંઈ છાની વાતો કરી નાખી હતી? કોને ખબર! છતાં એટલી વાત તો ચોક્કસ છે, કે એ રીતે વાતો થાય છે ખરી! વણ બોલે એકબીજાનાં અંતરો અંતરને ઓળખી શકે છે; એકબીજાની આંખો સામસામી વાતો કરી શકે છે!

એટલામાં ગોવિંદલાલે કામકાજમાંથી પરવારી જરા આળસ ખાધું. ત્યાં રૂપાએ લાગ જોઈ કહ્યું: "બાબુજી, આપને કોઈ ગૃહસ્થ નીચે મળવા આવ્યા છે!"

"કયાંથી આવ્યા છે?"

"તે તો મને ખબર નથી."

"તો પછી એ બધું જાણ્યા–પૂછ્યા વિના એકદમ મને ઉપર ખબર આપવા કેમ દોડી આવ્યો?"

રૂપાએ ફેરવી તોળ્યું: "મેં તો તેમને પૂછ્યું કે તમે ક્યાંથી આવો છો? તમારૂં નામ શું? પણ તેમણે જવાબમાં એમ કહ્યું કે: "એ બધું હું બાબુજીને જ કહીશ. હું એમને બહુ જ અગત્યના ને ખાનગી કામને માટે મળવા માગું છું."

"તો તો જા એને કહી દે કે હાલ બાપુજીને તમોને મળવાને મુદ્દલ અવકાશ નથી."

નિશાકર નીચે ઉભો રહ્યો હતો. તેણે જોયું કે ઘણો સમય પસાર થઈ ગયા છતાં હજુ નોકર પાછો ફર્યો નથી. એ ઉપરથી તેણે એમ ધાર્યું, કે: "કદાચ બાપુજીએ મુલાકાતની સાફ નાજ પાડી દીધી હશે! તે જરા વધુ ઉતાવળો બન્યો અને પૂછ્યા–ગાછ્યા વિના સાહસ કરીને એકદમ ઉપર ચઢી ગયો.

શેઠનો જવાબ સંભળાવવા રૂપો હજુ તો એમનો ઓરડો છોડી જાય ત્યાં તો એણે નિશાકરને સામેથી આવતો નિહાળ્યો. તે જરા ડરતો ડરતો લોચા વળાતી જીભે બોલ્યો: "જુઓ, આજ બાપુજી આપને મળવા આવ્યા છે."

ગોવિંદલાલને ભારે ક્રોધ આવ્યો પણ તેણે મહામહેનતે ગુસ્સો દબાવી દીધો. તેણે જોયું કે આવનારની પહેરવેશની સફાઈભરી ટાપટીપ અને ચાલવાની રૂઆબભરી અદાથી તે ખરેખર કોઈ શ્રીમંત ને ખાનદાન સદ્‌ગૃહસ્થ જેવો દેખાતો હતો! ગોવિંદલાલે તેને વિવેકથી સામેની ખુરસી બતાવતાં કહ્યું: "બેસો: આપનું નામ?"

"મારૂં નામ રાસબિહારી ડે છે." ખુરસી પર બેસતાં આમતેમ નજર ફેરવતો ચતુર નિશાકર બોલ્યો.

"ક્યાં રહો છો?"

"વરાહનગર"

"આપ કોને મળવા માગો છો વારૂ?" ગોવિંદલાલે સીધો પ્રશ્ન પૂછી નાખ્યો.

"તમને પોતાને જ."

"તમે આવા સજ્જન ને સભ્ય માણસ થઈને આમ વગર રજાએ અંદર કેમ ચાલ્યા આવ્યા? થોડો સમય નીચે ઉભા રહીને મારા

જવાબની રાહ જોઈ હોત તો તમને મારા નોકરે આવીને કહ્યું હોત, કે મને અત્યારે કોઈને પણ મળવાનો કે વાતો કરવાનો વખત નથી."

"જ્યારે હું તો જોઉં છું, કે આપને વાતો કરવા માટે પુરતો વખત છે. તમારો નકાર સાંભળીને ચાલ્યો જવા જેટલો જો હું ઢીલો-પોચો હોત, તો તો આપની પાસે આવવાની હિંમતજ ન કરત! અને હવે હું આવ્યો છું, ત્યારે હવે આપે મારી બે ચાર વાતો સાંભળી લેવી એજ ઠીક છે."

"મારે તો કંઈજ સાંભળવું નથી, છતાં પણ જો તમારે બળાત્કારે કંઈ સંભળાવવુંજ હોય, તો ઝટપટ સંભળાવીને સત્વર અહીંથી ચાલતા થઇ જાવ."

"મારે ફક્ત બે ચાર વાકયોમાંજ બધી હકીકત પૂરી કરી નાખવાની છે. એક તો તમારી પરણેલી પત્ની ભ્રમર કુમારી તેની કુલ સંપત્તિનો દસ્તાવેજ કરવા ઇચ્છે છે. અને એ દસ્તાવેજ હુંજ તૈયાર કરવાનો છું. આ કાર્યને માટે હું આપને ગામ હરિન્દ્રા મુકામે ગયો હતો."

ગોવિંદલાલની ઇચ્છા નિશાકરના બોલવા તરફ મુદ્દલ ધ્યાન આપવાની ન્હોતી, છતાં કોણ જાણે કેમ તે એ વાત જિજ્ઞાસાપૂર્વક સાંભળી રહ્યો હતો.

નિશાકરે આગળ ચલાવ્યું: "તમારી સ્ત્રીએ તેની તમામ મિલ્કત મારાં નામ ઉપર ચઢાવી આપવાનું સ્વીકાર્યું છે, પણ એ બાબતમાં તમારી સંમતિ લેવી પણ જરૂરી છે. તમારી સ્ત્રી તો તમે હમણા ક્યાં છો, તે પણ નથી જાણતી; અને તે તમારા ઉપર પત્ર લખવા પણ નથી ઇચ્છતી; એટલેજ તેણે તમારી સંમતિ મેળવી લાવવાનું કાર્ય મને સોંપ્યું છે. મેં મહા મુસ્કેલીએ આજ તમારો પત્તો મેળવ્યો છે અને એ બાબતમાં તમારી સંમતિ લેવા હું તમારી પાસે અત્યારે આવ્યો છું."

ગોવિંદલાલ હજુ પણ કાંઈ બોલ્યો નહિ. તેનું મગજ અસ્થિર બની ગયું હતું. તેણે આજે ઘણે દિવસે ભ્રમરની વાત સાંભળી હતી. પોતાની એ પ્રિય પત્નીને તજી દીધાને તેને આજે લગભગ બે વર્ષ વીતી ગયા હતા.

નિશાકર બોલ્યો : "જો તમારી એમાં સંમતિ હોય, તો મને સંમતિ પત્ર લખી આપો, કે એમ કરવામાં તમને કશી હરકત નથી. બસ, તમે એટલું લખી આપશો, એટલે તે લઈને હું ચાલ્યો જઈશ."

ગોવિંદલાલ બોલ્યો : "પણ એમાં મારી સંમતિ લેવાની જરૂર જ નથી. તમે જાણો છો કે એ તમામ સંપત્તિ મારી સ્ત્રીની છે. તે પોતાની મિલકત ધારે તેને આપી દઈ શકે, એમાં વચ્ચે આવવાનો મને કોઈ અધિકાર નથી. મારે કંઈ લખી આપવાનું છે જ નહિ. હું ઈચ્છું છું કે હવે આપ અહીંથી ચાલ્યા જશો."

નિશાકર આ અસહ્ય અપમાનથી જરા ક્રોધિત બનીને ખુરસી ઉપરથી ઊભો થઈ ચાલતો થઈ ગયો. એના ગયા બાદ ગોવિંદલાલે ઉસ્તાદ ખાનને કોઈ ફાંકડી ચીજ ગાવાની આજ્ઞા કરી. એણે આલાપ છોડી ગાવાની શરૂઆત કરી. ગોવિંદલાલ તબલા લઈને વગાડવા બેઠો; પણ આજ તેનું ચિત્ત વિહ્વળ બનેલું હોઈ તે બરાબર વગાડી શક્યો નહિ. અસ્વસ્થતા અનુભવતા એણે બીજી જ પળે તંબુરો, તબલા વગેરે દૂર ફેંકી દીધા અને પાસેના મેજ પરથી પુસ્તક ઉપાડી તેનાં વાંચનમાં ચિત્ત પરોવવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેમાં ય આજ તેને આનંદ ન આવ્યો. એણે હારી–કંટાળીને આખરે એ પુસ્તક પણ પાછું ટેબલ ઉપર પટકી દીધું. પછી તે શયનગૃહમાં ચાલ્યો ગયો. આજે અહીં રોહિણી પણ ન્હોતી, કે તેનાં ઉકળેલાં મનને શાન્તિ–સુધાનો છંટકાવ કરે ! ગોવિંદલાલે સોનાને કહ્યું : "હું સુઈ જાઉં છું. મને કોઈ ગમે તેવું કામ હોય, તોપણ જગાડશો નહિ."

આમ કહી શયનગૃહનાં બારણા એણે અંદરથી બંધ કરી દીધા. ત્યાર બાદ પોઢી જવાને બદલે પલંગ ઉપર બેસી તે બેઉ હાથ વડે મોઢું ઢાંકી દઈ મોકળે મને રડી પડયો.

ગોવિંદલાલનાં કીસ્મતમાં કલ્પાંત કરવા સિવાય શાંતિ મેળવવાનો બીજો એકે માર્ગ બાકી ન્હોતો રહ્યો. હા! ભ્રમરને માટે તેને સંભારીને આંસુ વેરવાનો એક ઉપાય તેની પાસે હવે હતો, પણ ભ્રમરને મળવા જવાનો હવે તેની પાસે બીજો કોઈ માર્ગ રહ્યો ન હતો! હરિન્દ્રા ગામમાં મોઢું બતાવવા જેવું હવે રહ્યું જ ન હતું. એના માર્ગમાં હવે ડગલે ને પગલે કાંટા વેરાએલા દીસતા હતા. સંભારવું, પસ્તાવું ને રડવું એ જ હવે એને માટે અવશેષ રહ્યાં હતાં.

## ૩૨

જ્યારે નિશાકર આવીને ગોવિંદલાલની પાસે દિવાનખાનામાં બેઠો હતો, ત્યારે રોહિણી અને એની આંખો વચ્ચે અંતર પડી ગયું હતું, પણ રોહિણીના ચપળ કાન તેમની ઉભય વચ્ચેની સઘળી વાતચીત સાંભળી રહ્યા હતા. તે વચ્ચે વચ્ચે દરવાજા ઉપરનો પડદો ધીમેથી ઉંચકીને તેની આડમાં રહીને છુપી રીતે નિશાકર તરફ જોતી પણ હતી. નિશાકર પણ એટલું જોઈ શક્યો હતો, કે એક મૃગનયની યુવતી તેની તરફ વારંવાર અનુરાગભરી આંખે અવલોકી રહી હતી.

નિશાકર ચાલ્યો ગયો એટલે રોહિણીએ પડદાને ઓથેથી મોઢું બહાર કાઢી રૂપાને બોલાવ્યો. તેના કાનમાં તેણે ધીમેથી કહ્યું : “હું જે કહીશ તે તું કરી શકીશ તો ખરોને ?” રૂપાએ હકારમાં ડોકી હલાવી, એટલે એ આગળ બોલવા લાગી : “પણ જો બાબુજીથી આ બધી વાત

છાની રાખવી પડશે. એમને કાને આ બાબતની ગંધ સરખી પણ ન જાય. મારૂં કામ પાર પાડવાના ને તારૂં મોઢું બંધ રાખવાના બદલામાં તને પાંચ રૂપીઆ રોકડા ઈનામ આપવામાં આવશે.”

“આપ જે કહેશો તે કરવા સેવક તૈયાર છે. બોલો શી આજ્ઞા છે?”

રોહિણી બોલી: “પેલા બાપુજી હમણા આવ્યા હતા તેમનો નીચે જઈને પીછો પકડ. એ મારા પિતાના ગામથી આવેલા છે. બાપના આજે મહિનાઓ થયા કોઈ સમાચાર મને મળ્યા નથી, અને તેથી હું આજે કેટલોય સમય થયા બેચેન ને બહાવરી થઈ રહી છું. આજે જ્યારે ખુદ મારા પિતાજીનાં ગામથીજ એક માણસ ચાલી-ચલાવીને અહીં આવ્યો છે, ત્યારે તેને મળીને બધા સમાચાર પૂછી લેવા મારી ઈચ્છા છે. બાપુજીએ તો ગુસ્સે થઈને એને હાંકી કાઢ્યો છે, પણ તું સત્વર જઈને એને ચાલ્યો જતો રોકી નીચે બાગમાં બેસાડ. પણ જો એવી જગ્યાએ બેસાડજે, કે બાપુજી કદાચ નીચે આવી ચડે, તો પણ એને જોઈ ન શકે. તેમ અન્ય કોઈની નજર પણ એની ઉપર ન પડે, એય ભૂલવાનું નથી. મને વખત મળશે કે તરતજ હું કોઈપણ બ્હાને નીચે છટકી આવીશ અને એને મળી જઈશ. જો કદી એ બેસવાની ના પાડે, તો મારા તરફથી એને કાલાવાલા કરજે, આગ્રહ કરજે; પણ ગમે તે ભોગે એને સમજાવીને રોકજે. જવા દેતો નહિ.”

રૂપાએ કહ્યું: “આપ બેફિકર રહો. એમાં તમારે મને કહેવું નહિ પડે.” એમ કહી તે નિશાકરની પૂંઠ પકડવા સત્વર તેની પાછળ દોડયો.

નિશાકર પણ બહુ જ ચતુર ખેલાડી હતો. તે નીચે આવીને એકદમ ચાલતો થઈ ગયો ન હતો. આમતેમ જોતો તે ઉભો હતો. એટલામાં રૂપો ત્યાં આવી પહોંચ્યો. તેણે પૂછ્યું: “શેઠજી! તમાકુ પીશો?”

નિશાકર બોલ્યો: “જેનો શેઠ ખાવાપીવાનો પણ ભાવ પૂછતો નથી, તેનો નોકર વળી તમાકુ પાવાનો હતો?”

"બાપુજી! મારે આપની સાથે એક ખાનગી વાત કરવી છે, જરા આમ દૂર આવો."

રૂપો નિશાકરને તેની ઓરડીમાં લઈ ગયો. રોહિણીએ તેને જે કંઈ કહ્યું હતું, તે બધું તેણે નિશાકરને કહી સાંભળાવ્યું.

એ સાંભળીને નિશાકરને લાગ્યું કે જાણે આકાશનો ચંદ્રમા હથેલીમાં આવી ગયો છે! તેની મતલબ પાર પાડવાને તેને ઘણોજ સરળ માર્ગ મળી ગયો હતો. તે બોલ્યો: "તમારા બાબુજીએ તો મને મકાનમાંથી બહાર કાઢી મૂક્યો છે; પછી હું અહીં છુપાઈને કેવી રીતે રહી શકું?"

"બાબુજીને તમારી અહીં થોભવાની કંઈજ ખબર પડવાની નથી, કારણ કે તેઓ કદી નીચે આવતા જ નથી."

"એ નથી આવતા એ તો જાણે ઠીક છે, પણ તમારી શેઠાણી નીચે આવશે, ને તમારા બાપુજી તેમને ઉપર ન જોતાં વ્હેમાશે, અને કદાચ તપાસ કરવા નીચે આવી લાગશે; અને પછી તેઓ મને અને તમારી શેઠાણીને સાથે ઉભેલા જોશે, તો મારી શી સ્થિતિ થશે, તેનો કંઈ ખ્યાલ કર્યો?"

રૂપો નિશાકરના આ પ્રશ્નના પ્રત્યુત્તરમાં કાંઈજ બોલ્યો નહિ.

નિશાકરે આગળ ચલાવ્યું: "આ મનુષ્ય વિનાના એકાન્ત મેદાનના બંગલામાં મને મારીને દાટી દ્યો, તોપણ મારો પત્તો ન લાગે અને તમારા બાબુ મને તમારી શેઠાણી સાથે વાત કરતો પકડી પાડે, ત્યારે તો તમે જ એમને એમનું નીમક હલાલ કરી દેખાડવા ખાતર પણ લાકડીઓના ઝપાટા મારી મારીને મારા હાડકાપાંસળા ખોખરાજ કરી નાખોને! એટલે એમ કરવાની તો હું કદી હિંમત કરી શકું એમ નથી. તમે તમારી શેઠાણીને સમજાવીને એમ કહી દ્યો, કે બાબુ એવું ચોરીછુપીનું સાહસ ખેડવા તૈયાર નથી. અને વળી બીજી પણ

એક વાત એમને મારા તરફથી કહેજો કે એમના બ્રહ્માનંદ બાપુએ એમને કહેવાને માટે એક ખાસ સંદેશો મારી સાથે મોકલ્યો છે. હું એ સંદેશો તમારી શેઠાણીને કહેવા માટે ખાસ આતુર હતો, પણ તમારા બાપુજી તો મને આ મકાનમાં જ વધુ વાર બેસવા દેતા નથી, ત્યાં મારો શો ઉપાય? લ્યો, ત્યારે હું જાઉં છું."

"અરે પણ ભલા માણસ, એમ ચાલ્યા શું જાવ છો? આપની ઇચ્છા અહીં છુપાઇને બેસવાની ન હોય, તો ભલે આપને અનુકુળ હોય એવી બીજી કોઈ જગ્યાએ મારા શેઠાણી આપની વાટ જુએ!"

"હં...મારો પણ કંઇક એવો જ વિચાર હતો. મેં અહીં આવતી વખતે જોયું હતું, કે તમારા બંગલાની પાસેથી જ નદી વહે છે. તેના ઓવારાની પાસે બે વિશાળ વૃક્ષો છે. એ એકાન્ત જગ્યા તમે જોઈ છે વારૂ?"

"અરે હા હા, સારી રીતે જોઈ છે"

"બસ, તો હું ત્યાં જઈને બેસું છું. સંધ્યાકાળ લગભગ થવા આવ્યો છે, ને હમણા જોતજોતામાં રાત પણ પડશે. એટલે પછી ત્યાં મને કોઈ જોઈ શકવાનું નથી. જો તમારી શેઠાણી ત્યાં આવી શકે, તો હું બ્રહ્માનંદ ઘોષનો સંદેશો એમને ત્યાં રૂબરૂ મોઢામોઢ કહી સંભળાવીશ. વળી ન કરે નારાયણ ને કદાચ અમને બેઉને વાતચીત કરતા ત્યાં કોઈ જોઈ પણ લેશે, તો હું ન્હાસી જઈને પણ મારો જાન બચાવી શકીશ. પરંતુ અહીં થોભું ને જો ભોગજોગે પકડાઈ જાઉં તો મારે કુતરાને મ્હોતે જ મરવું રહ્યું! એટલા માટે હું અહીં છુપાઈ રહીને તમારી શેઠાણીને એકાન્તમાં મળવાનું આંધળું જોખમ ખેડવા રાજી નથી, સમજ્યો?"

રૂપાએ નિશાકરની વાત માન્ય રાખી અને પછી તરત જ તે ચાલ્યો ગયો. એણે એનો સંદેશો રોહિણીને ઉપર જઇને જેમનો તેમ કહી સંભળાવ્યો. એ સમયે રોહિણીનાં અંતરમાં શા શા વિચારો ઉદ્‌ભવ્યા

હશે, એ તો કેમ કહી શકાય? જ્યાં મનુષ્ય પોતે પણ પોતાનાં મનમાં ઉદ્‌ભવેલા વિચારોને પુરી રીતે સમજી શકતો નથી, ત્યાં કોઇ પરાયાં અંતરના વિચારો જાણી શકવા એ તો કેવળ અશક્ય ને અસંભવિતજ હોયને! રોહિણી અને નિશાકરની ચાર આંખો પરસ્પરને મળી ચુકી હતી. રોહિણીએ માન્યું હતું કે નિશાકર દેખાવડો છે! એની આંખોમાં વિલાસ ને વિકારનાં પૂર છલકે છે! એના અંગેઅંગમાં ઉછળતું યૌવન છે! સો પુરૂષોમાં એવો પુરૂષ ભાગ્યે જ એકાદ મળી આવે છે! વળી એ મનને મનાવવા લાગી: “જો કે હું ગોવિંદલાલ પ્રત્યે બેવફા નથી થવા માગતી. અને એ ખૂબસૂરત યુવાન નિશાકરને મળવું એમાં બેવફા થવાનું કારણ જ ક્યાં રહે છે? મારે બેવફા બનવું એ એક વાત છે, જ્યારે નિશાકરને મળીને એની સાથે બે ચાર વાતો કરવી એ તદ્દન નિરાળી વાત છે!”

દુર્મતિ રોહિણીએ વિચાર કર્યો, કે: “સામે આવેલા મૃગને નિહાળ્યા પછી કયો પારધી તેને હણવાને માટે નિશાન નહિ ચઢાવશે? એજ પ્રમાણે પોતાના કરી લેવા યોગ્ય પુરૂષોને જોઇને કઈ સ્ત્રી તેને જીતી લેવાની ઇચ્છા નહિ કરશે? વાઘ જોઈએ એટલા પશુઓની હત્યા કરે છે, પણ તે મારી નાંખેલા એ તમામ પશુઓને ખાઈ તો જતો નથી!”

એ જ પ્રમાણે સ્ત્રીઓ પણ કંઈ કેટલા ચંચળ સ્વભાવના પુરૂષોના મન જીતી લે છે પણ તે ફક્ત પોતાની વિજયપતાકા ફરકાવવાને માટે જ! પ્રત્યક્ષ વ્યભિચારને પોષવા માટે નહિ. ઘણા લોકો માછલાં પકડે છે, પણ તે બધાં જ કાંઈ માછલા ખાતા નથી. ઘણાં તો પકડેલી માછલીઓને ફેંકી જ દે છે. ઘણા શિકારીઓ ફક્ત શિકાર કરવાના શોખને ખાતર જ પક્ષીઓને મારે છે. અને માર્યા પછી તેને ફેંકી દે છે. શિકાર, ફક્ત શિકારના શોખને માટે જ હોય છે, દરેક શિકાર કોઈ સ્વાર્થ પૂરતો—ખાવાને માટે જ નથી હોતો!

રોહિણી પણ એજ મતલબના વિચારો કરી રહી હતી. 'આ પ્રસાદપુરના અરણ્યમાં સુંદર વિશાળ નેત્રોવાળો મૃગ આવી યો છે, તો પછી એને શા માટે નયનબાણુથી વીંધીને છોડી દેવાની જાહ ન મ્હાણી લેવી ?"

એનામાં પાપબુદ્ધિ પ્રવેશી, ને એણે નિશ્ચય કરી નાખ્યો, કે : 'રાત્રે લાગ જોઈને ચિત્રા નદીને ઓવારે છટકી જવું અને નિશાકરને રોહિણી બ્રહ્માનંદે પોતાને મોકલાવેલો સંદેશો સાંભળી આવવો !"

રૂપાએ રોહિણીનો આ નિશ્ચય પાછા આવીને ચાલ્યા જતા નિશાકરને કહી સંભળાવ્યો. નિશાકરનું અંતર એ સાંભળીને પ્રસન્ન થઈ ગયું. તે હર્ષભર્યે હૈયે ત્યાંથી કંઈ કંઈ હવાઈ તરંગો બાંધતો ચાલતો થઈ ગયો.

રૂપો ચાલ્યો ગયો. પછી નિશાકરે સોનાને બોલાવીને કહ્યું : "તું અહીં કેટલા દિવસથી નોકરી કરે છે?"

"જ્યારથી આ બાપુજી અહીં આવી પહોંચ્યા છે, ત્યારથી જ હું ને રૂપો બંને અહીં નોકરી કરીએ છીએ."

"ત્યારે તો તમને ઘણો થોડો વખત થયો છે. વારુ, પગાર શું મળે છે?"

"ખાવુંપીવું ને કપડાંલત્તા ઉપરાંત દર માસે ત્રણ રૂપીઆ."

"આવા નજીવા ત્રણ રૂપરડીના પગારમાં તમને લોકોને કેમ કરી પરવડે છે વારુ?"

સોના ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યો : "શું કરીએ બાપુજી! અહીં એથી કોઈ બીજી સારી નોકરી અમને નથી મળતી, એટલે પછી ન છૂટકે નિભાવીએ છીએ."

"અરે નોકરી નોકરી શું કરો છો? તમારામાં કામની આવડત હોય ને પ્રમાણિકતા તથા નીમકહલાલીના ગુણ હોય તો એક શું

એક હજાર નોકરી દુનિયામાં પડી છે. ચાલો મારી સાથે મારે ગામ. ત્યાં પાંચ, સાત ને દસ રૂપીઆની નોકરીઓ તો તમને સહેલાઈથી મળી શકશે."

"તો તો કૃપા કરીને અમને સાથે જ લઈ જાઓને!"

"હું તો અત્યારે તમને સાથે લઈ જાઉં, પણ તમે કાંઈ એમ તરત આ નોકરી છોડી દઈને આલ્યા આવવાના છો! શું આવા સાજ્જન ને સખી શેઠની નોકરી એમ વગર કારણે એકાએક છોડી દેશો?"

"શેઠ તો સારા છે, પણ શેઠાણી હરામજાદી છે."

"એનો પુરાવો તો મને આજે જ મળી ગયો છે. વારુ, પણ ત્યારે મારી સાથે આવવાનો તમારો વિચાર ચોક્કસ તો છેને?"

"ચોક્કસ, એમાં વળી વાંધો શો?

"ઠીક, તો પહેલા તમારા શેઠની એક સેવા કરવા જેવું છે. પણ જુઓ, ખૂબ હોશિયારીથી કામ કરવાની જરૂર છે. કરી શકશો બરાને?"

"સારું કામ હોય તો શા માટે ન કરીએ?"

"તમારા શેઠને માટે તો એ કામ ઘણું જ સારું છે, પણ તમારી શેઠાણીને માટે તો એ કામ અતિશય ખરાબ છે."

"એમ હોય તો તો હમણા જ કહી દ્યોને! નાહક વખત શા માટે બગાડો છો? એવું કામ કરવા તો હું એક પગે તૈયાર છું."

નિશાકર બરાબર દાવ આવેલો જોઈ સોકટી મારતા બોલ્યો: "જો તારી શેઠાણીએ મને એવો સંદેશો કહેવડાવ્યો છે, કે: 'ચિત્રા નદીના ઓવારા ઉપર તે મને સંધ્યાકાળ વીત્યા બાદ છાનીમાની આવીને મળવા માગે છે, માટે મારે ત્યાં એની રાહ જોતા થોભવું.' એટલામાં તું બધું સમજી ગયો ને? મેં પણ તેની આ માગણી કબૂલ રાખી લીધી છે. મારી નૈયત બૂરી નથી, અને એટલા માટે જ હું એ ભોળા શેઠાણીને સતી સીતાનો અવતાર માનીને છેતરાઈ રહેલા

તમારા પ્રેમ-પાગલ શેઠીઆની આંખો આજ આ દેખાવ તેની સગી આંખોએ દેખાડી ઉઘાડી નાંખવા માગું છું. શું આ વાત તું તારા શેઠને કોઈ બીજું ન જાણે એમ ગુપચુપ કહી શકશે ?"

"અરે હમણા-અત્યારે-આ ઘડી."

"હમણા નહિ, જરા થોભ. હું ઓવારે જઈને બેસું છું. તારે ચેતતા રહેવાનું છે. તું જ્યારે જુએ કે તારી શેઠાણી ઓવારા તરફ જાય છે, ત્યારે જ તારે શેઠને જઈને આ વાત કહેવાની છે. જોજે, રૂપાને પણ ખબર પડવા દેવાની નથી."

"ભલે, જેવી આપની આજ્ઞા." એમ કહી નિશાકરની પદધૂલિ ઉંચકીને સોનાએ પોતાને માથે મુકી.

× × ×

થોડી વાર પછી સંધ્યા વીતી અને રાત્રીનું રાજ્ય શરૂ થયું. નિશાકર મહાલતો-ડોલતો મોજ મ્હાણતો ચિત્રા નદીને ઓવારે પોતે અગાઉથી દર્શાવેલી જગ્યાએ જઈને બેઠો.

રાત અંધારી હતી. ચિત્રાનાં જળમાં તારાઓની છાયા તરવરી રહી હતી. ચારે દિશાએથી શિયાળો અને કુતરાઓના ભસવાના અવાજો આવી રહ્યા હતા. થોડેક દૂર નૌકામાં બેઠેલા માછીઓ ઉંચે સ્વરે રાગ લલકારી શ્યામા ગાઈ રહ્યા હતા. એ સિવાય આ નિર્જન સ્થાનમાં બીજો કશો પણ અવાજ આવતો ન હતો. નિશાકર એ ગીતો સાંભળી મગજમાં કંઈ કંઈ કલ્પનાઓના ઘોડા દોડાવી રહ્યો હતો. વચ્ચે વચ્ચે વળી તે આતુર નયનોએ સામે દેખાતી ગોવિંદલાલની બારીમાંથી નીકળતા દીપક-પ્રકાશના કિરણોને અવલોકી રહ્યો હતો.

કલ્પનાને ચકકરે ચડેલા નિશાકરનાં દીલમાં અત્યારે જાત જાતના તર્કવિતર્કો થઈ રહ્યા હતા. "અરે હું કેવી દુષ્ટતા કરી રહ્યો છું ! એક અબળાનો સર્વનાશ કરવાને માટે હું કેવા અન્યાયી ઉપાયો યોજી રહ્યો છું. પણ ખરૂં પૂછો તો એમાં દુષ્ટતા જ શી છે? દુષ્ટોનું તો

અવશ્ય દમન કરવું જ જોઈએ! મેં મારા મિત્રની પુત્રીનું રક્ષણ કરવાનું માથે લીધું છે, એટલે હવે આ બધું મારે અવશ્ય કરવું જ ઘટે છે. પણ કોણ જાણે કેમ એથી મને આનંદ આવતો નથી! રોહિણી પાપીણી છે. એ પાપીણીને હું એના પાપનો દંડ આપીશ; એના પાપના પ્રવાહને હું રોકી નાખીશ; એમાં નાખુશ થવા જેવું પણ શું છે? પણ એટલું ખરું કે સીધે માર્ગે જવામાં આટલો વિચાર કરવો પડતો નથી. હું આડે માર્ગે જઈ રહ્યો છું, એટલે જ મારે આ બધા વિચારો કરવા પડે છે. વળી કોઈ પણ પ્રાણીને તેના પાપ–પુણ્યનો પુરસ્કાર આપનારો પણ હું કોણ? મારા પાપ–પુણ્યનો પુરસ્કાર જે આપશે, તે જ રોહિણીને પણ તેનાં કર્મોનો બદલો આપશે. પણ એમ કેમ ન હોય કે એજ મહાન શક્તિએ મને આ કાર્ય કરવાની પ્રેરણા ન કરી હોય?"

આવા તર્કવિતર્કોના પ્રવાહમાં લગભગ એક પ્રહર રાત વીતી ગઈ. નિશાકરે જોયું કે મંદ મંદ પગલે રોહિણી સામેથી આવી રહી છે. આવનાર સ્ત્રી રોહિણી જ છે કે કેમ તેની ખાતરી કરી જોવા માટે એણે પ્રશ્ન કર્યો: "એ કોણ આ તરફ આવે છે વારુ?"

રોહિણીએ પણ પોતાનો સંદેહ દૂર કરવાને માટે સામો સવાલ કર્યો: "એ પ્રશ્ન પુછનાર કોણ છે વારુ?"

નિશાકર બોલ્યો: "એ તો હું રાસબિહારી."

રોહિણી બોલી: "ત્યારે હું રોહિણી છું."

"આટલું બધું મોડું કેમ થયું વારુ?"

"ચોરીછુપીથી આવવાનું ખરુંને! રખેને કોઈ જોઈ લે, એવા ભયથી જાગનારાઓની આંખો ચોરાવીને આવતા મોડું થયું! તમને બહુ રાહ જોવી પડી હશે, કેમ?"

"રાહ જોવી પડી તેની ચિંતા નથી પણ મને તો એવો ભય હતો, કે કદાચ તમે આપેલો વાયદો ભૂલી તો નહિ ગયા હો!"

"હું! અને મારો જ વાયદો ભૂલી જાઉં! હું જો એવી ભૂલકણી જ હોત, તો મારી આ દશા—જે તમે આજે જુઓ છો, તે કદાપી હોત જ નહિ! એક માણસને ભૂલી ન શકી, તેથી તો અહીં ન્હાસી આવવું પડયું છે, અને આજે તમને ભૂલી ન શકવાને કારણે આજે અહીં સુધી આવી છું."

રોહિણી આ શબ્દો બોલી રહી હતી, એટલામાં અચાનક કોઇએ પાછળથી આવી રોહિણીને ગરદનમાંથી પકડી. રોહિણીએ ચોંકીને ભયભીત સ્વરે બુમ મારી: "અરે એ કોણ છે...?"

જવાબમાં કોઇના ક્રોધભર્યા ભીષણ શબ્દો એને કાને અથડાયા: "એ તો હું તારો કાળ."

રોહિણીએ તત્કાળ અવાજ ઓળખ્યો. એ ગોવિંદલાલનો હતો. એ બીજી જ પળે બધું સમજી ગઈ. ઘોર વિપત્તિ સામે ઉભી હતી. ચારે બાજુએ ભયાનક અંધકાર છવાએલો હતો. રોહિણી ભયભીત બની ગઈ. તે બોલી: "કૃપા કરી મારું ગળું મુકી દયો. હું અહીં એવા કોઈ પણ દુષ્ટ ઇરાદે આવી ન હતી. મારાં આગમનનું સાચું કારણ જાણવું હોય તો આ બાજુજને જ પૂછી જુઓ!"

આમ કહીને રોહિણીએ નિશાકર બેઠો હતો, તે તરફ હાથ વડે ઇસારો કર્યો, પરંતુ નિશાકર ત્યાં ઉભો રહ્યો ન હતો. ગોવિંદલાલને આવી પહોંચેલો જોતાં જ પોતાનો ધાર્યો દાવ આબાદ પડી ચુકવાથી સમય વિચારીને તે ત્યાંથી અંધારામાં પલાયન કરી ગયો હતો.

રોહિણી આશ્ચર્ય પામતી બોલી: "અરે! અહીં તો કોઈ નથી! એટલામાં એ..."

ગોવિંદલાલે દાંત પીસીને કહ્યું: "હા હા! અહીં તો કોઇ નથી. હવે તું ઘેર ચાલ પછી તારી વાત!"

અંગારા ઝરતી આંખે ગોવિંદલાલ રોહીણીને ચોટલો ઝાલી ઘર તરફ ઘસડી ગયો.

૩૪

ગોવિંદલાલે રોહિણીને ઘેર લઈ આવી દિવાનખાનાના કમરામાં પટકી. ત્યારબાદ ઘરના તમામ નોકરોને બોલાવી સખ્તાઈથી કહી દીધું કે: "ખબરદાર! મને પૂછ્યા વિના કોઈને પણ ઉપર આવવા દેશો નહિ."

ઉસ્તાદ ખાન પણ અત્યારે તેને ઘેર ગયો હતો. ગોવિંદલાલે શયનગૃહનું બારણું અંદરથી બંધ કરી દીધું. સરિતાનાં નિર્મળ કાચ જેવા જળમાં એકાદ પાતળી નેતરની સોટી તરી રહી હોય તેમ રોહિણી એ એકાન્ત ખંડમાં કંપી રહી હતી. ગોવિંદલાલ લાલચોળ નેત્રે બોલ્યો: "રોહિણી!"

રોહિણીએ ધીમેથી જવાબ દીધો: "શું કહો છો?"

"આજે તારી સાથે મારે થોડી ગંભીર વાતચીત કરવી છે?"

"કરી નાખો."

"કહે જોઉં, તું મારી કોણ થાય છે?"

રોહીણી એના આવા વિચિત્ર સવાલે ગભરાઈ આશ્ચર્ય પામી બોલી : "કોઈ નહિ. જેટલા દિવસ તમારા ચરણ પાસે રાખો એટલા દિવસ હું તમારા ચરણકિંકરી છું, નહિ તો કોઈ નથી."

"નહિ રોહિણી, પગમાં રાખવાને બદલે મેં તને મસ્તક ઉપર રાખી હતી. બાદશાહી વૈભવ, બેશુમાર સુખ–સંપત્તિ, નિષ્કલંક ચારિત્ર્ય અને પવિત્ર ધર્મ એ તમામ તારે ખાતર મેં તજી દીધું હતું. રોહિણી, તું કોણ છે? તારામાં શું છે કે તારે ખાતર મેં આ બધાને ઠોકરે મારીને આ નિર્જન એકાંતવાસ સ્વીકાર્યો હતો? તારામાં એવું શું છે કે જેમાં અંધ બનીને મેં ભ્રમરને તજી દીધી હતી? જે ભ્રમરની જોડી જગતમાં જડે એમ નથી, જે મારી ચિંતામાં સુખ, સુખમાં અતૃપ્તિ અને દુઃખમાં શાંતિ હતી; તેને મેં તજી દીધી!"

આટલું એક શ્વાસે કહીને ગોવિંદલાલ સ્થંભી ગયો. તે દુઃખ અને ક્રોધના વેગને અવરોધી શક્યો નહિ. તેણે રોહિણીને આવેશમાં આવી જઇ જોરથી એક લાત લગાવી દીધી.

રોહિણી કળ ખાઇને જમીન ઉપર ઉંધી પડી ગઈ, છતાં એણે મોઢાંમાંથી એક શબ્દ કાઢ્યો નહિ. કેવળ એની આંખોમાંથી બોર બોર જેવડા આંસુઓ નીકળવા લાગ્યા; પણ તેના એ આંસુઓ તરફ ગોવિંદલાલે નજર પણ નાખી નહિ. એ ગુસ્સામાં ને ગુસ્સામાં બોલ્યો : "યાદ છે તને, તું એક વાર સરોવર–કાંઠે જીવ આપવા ગઈ હતી! શું તું ફરીથી એવું સાહસ કરી શકે છે?"

પોતાને નિર્દોષ માનતી રોહિણી પણ મનમાં મ્હોત જ માંગી રહી હતી. તે સહસા બોલી ઉઠી : "હવે શા માટે મરવાનું સાહસ ન

કરી શકું ! જે લલાટે લખ્યું હતું તે થઈ ચૂકયું છે. હવે મને જીવવાની મુદ્દલ ઇચ્છા નથી.”

“તો ઉઠ, ઉભી થઈને બીલકુલ હાલ્યા ચાલ્યા વિના સીધી ઉભી રહે.”

રોહિણી એના કહ્યા મુજબ એની સામે સ્થિર થઇ ઉભી રહી.

ગોવિંદલાલે પેટીમાંથી ભરેલી પીસ્તોલ બહાર કાઢી. તેની નેમ રોહિણી તરફ તાકીને તે દાંત પીસીને બોલ્યો : “કહે જોઉં, મૃત્યુને ભેટવાની હિમ્મત છે કે નહિ ?”

ગોવિંદલાલના હાથમાં ભરેલી પીસ્તોલ જોતાંજ તેની હિંમત ડગમગી ગઈ. તેણે આવા અકાળ ને ભયાનક મૃત્યુની કલ્પના ન્હોતી કરી. સરોવર-કાંઠા પરના આત્મહત્યાનો એ પ્રસંગ તે આજ બે વરસના સુખચેનના સમયમાં લગભગ ભૂલી ગઈ હતી. આજે તેને તે દિવસોનું દુઃખ રહ્યું ન હતું. આટલો વખત, આનંદ ને પ્રેમ-મસ્તીમાં પસાર કર્યા પછી હવે તેનામાં મરવાનું સાહસ રહ્યું ન હતું. તેણે વિચાર કર્યો: “મારે આવી ભરયુવાનીમાં શા માટે મરી જવું જોઈએ ? ગોવિંદલાલ મને તજી દેવા ચહાતા હોય તો ભલે તજી દે. હું એમને કદી ભૂલી જવાની નથી. એમને માટે મારે શા માટે જીવ આપવો જોઈએ ? હું એમને યાદ કરતી રહીશ એજ મારે માટે બસ છે. જે દુઃખમાં આજે પડી છું તે દુઃખને પણ યાદ કરતી રહીશ. જુના મધુર પ્રસંગોને યાદ કરવા એ પણ એક સુખ છે. એવા પ્રસંગોના ચિંતન માટે તો જીવનની આશા હોય છે. પછી મારે શા માટે મરવું જોઈએ ?” આવા આવા વિચારોએ એ મોટેથી બોલી: “ના, ના, મારે આમ મરવું નથી. મને મારી ન નાખશો ! હું મરવાને તૈયાર નથી. જો મને ચરણોમાં સ્થાન ન આપી શકતા હો, તો અહીંથી કાઢી મૂકો...પણ...”

ગોવિંદલાલે પિસ્તોલવાળો હાથ લંબાવી રોહિણીના સુંદર કપાળને મ્હોતનું નિશાન બનાવ્યું. રોહિણી રડી પડી. તે કરૂણા ઉપજાવે એવા શબ્દોમાં કાલાવાલા કરવા લાગી: "મને કૃપા કરી મારી ન નાખો! હજી હું જુવાન છું. મારાં હૈયામાં હોંસ છે. કંઈ કંઈ આશાઓ ને મનોરથો હજુ મારાં મનમાં છે. જીવન ધરી મેં હજુ કંઈજ જોયું નથી. હજુ જુવાનીનું સુખ હમણા હમણા હું ભોગવવા લાગી છું. તમારી ઇચ્છા હશે તો હવે તમારી સામે કદાપી નહિ આવું. તમારી નજરે નહિ પડું. ગમે ત્યાં ચાલી જઈશ. મને જવા દયો...માફ કરો, જાનથી મારી ન નાંખો. મારાં – એક સ્ત્રીનાં લોહીમાં તમારા હાથ ન રંગો."

પણ એના એ તમામ કાલાવાલા નિરર્થક ગયા. બીજી જ પળે પિસ્તોલનો એક પ્રચંડ ધડાકો થયો. તેની સાથે એક હૃદયવેધક ચિત્કાર સંભળાયો. આખા ઓરડામાં ઘોર અંધકાર વ્યાપી ગયો. રોહિણી નિશ્ચેતન બનીને જમીન ઉપર લોહીલોહાણ દશામાં પટકાઈ પડી. તરત જ પિસ્તોલ ત્યાં જ ફેંકી દઈને ગોવિંદલાલ ઝપાટાબંધ ઓરડાની બહાર નીકળી ગયો.

પરંતુ ગોળીબારનો એ અવાજ નીચે ઉભેલા તમામ નોકર–ચાકરોએ સાંભળ્યો. સોના, રૂપા વગેરે નોકરો એકદમ ઉપર દોડી આવ્યા. બંધ ઓરડાના બારણા બેપોળ કરી જુએ છે તો એક સમયની રૂપગર્વિતા રોહિણી ચિર નિદ્રામાં પોઢી ગઈ હતી. ગોવિંદલાલ ત્યાં ન હતો!

# ૩૫

એ જ રાતે ચોકીદારે જઈને પોલિસ સ્ટેશને ખબર આપી કે પ્રસાદપુરના એક બંગલામાં એક સ્ત્રીનું ખૂન થયું છે. પોલિસ સ્ટેશન ત્યાંથી છ ગાઉ દૂર હતું. બીજે દિવસે પ્રહર દિવસ ગયા પછી જમાદારે આવીને ખૂનની તપાસ શરૂ કરી, પણ કંઈજ પત્તો ન મળ્યો. જમાદારે લાશની ચોકસાઈ કરી પોતાનો રિપોર્ટ મોકલી આપ્યો. રોહિણીના મૃત દેહને હોસ્પીટલમાં મોકલી આપવામાં આવ્યો.

છેવટે જમાદારે નાહીધોઈને ભોજન કર્યું અને તે નચિંત જીવે ખૂનીને શોધવા નીકળ્યો. પણ ખૂની ક્યાં હતો? રોહિણીનો વધ કરીને એ તો ક્યારનોય પલાયન થઈ ગયો હતો. વચ્ચે એક દિવસ અને એક રાત વીતી ગયા હતા. એટલા સમયમાં ગોવિંદલાલ ક્યાં ચાલ્યો ગયો હશે, એની કોને ખબર? એ કઈ તરફ ગયો, તેની

પણ કોઇને ખબર ન હતી. એનું ખરૂં નામ-ઠામ પણ કોઈ જાણતું ન હતું. ગોવિંદલાલે આ ગામમાં પોતાની સાચી ઓળખાણ જ કોઈને આપી ન હતી. તેણે અહીં પોતાનું નામ ચરણલાલ દત્ત રાખ્યું હતું. એના નોકરચાકરો પણ એનું ખરું નામઠામ જાણતા ન હતા. જમાદારે એ ચાર દિવસ સુધી શકદારોને પકડવાની અને તેમના સ્ટેટમેંટો નોંધવાની ખાલી ધમાલ ચલાવી. પણ અંતે તે પણ ખરા ખૂનીનો પત્તો મેળવી શકયો નહિ; એટલે પછી 'ખૂની ન્હાસી ગયો છે, એનો પત્તો નથી' એવો રિપોર્ટ મોકલી દીધો.

જેસોરના ફજલખાં નામના એક સી. આઈ. ડી. ઇન્સ્પેકટરને આ કેસની તપાસ કરવાનું કામ સોંપાયું. ફજલખાંએ ખૂન થયેલા એ મકાનની બારીકાઇથી તપાસ કરી. તેને એ મકાનમાંથી પુષ્કળ કાગળ પત્રો મળી આવ્યા. એ વાંચવાથી ફજલખાંએ ગોવિંદલાલના ખરાં નામઠામનો સાચો પત્તો મેળવ્યો અને તે તેની શોધમાં હરિન્દ્રા ગયો પણ ખરો. છતાં ત્યાંએ ગોવિંદલાલનો પત્તો ન મળ્યો. છેવટે નિરાશ થઇને ફજલખાં પણ જેસોર પાછો ફર્યો.

બીજી બાજુએ નિશાકર એ કરાળ કાળ જેવી રાત્રે દુઃખી રોહિણીને છોડીને પ્રસાદપુરમાં પોતાને નિવાસસ્થાને ગયો. અહીં માધવીનાથ તેની પ્રતિક્ષા કરી રહ્યા હતા. માધવીનાથને ગોવિંદલાલ સારી રીતે ઓળખતો હોવાથી જ એ પોતે ગોવિંદલાલની પાસે ગયા ન હતા, અને નિશાકરને બધી સમજ પાડીને મોકલ્યો હતો. નિશાકરે પાછા આવીને પોતાના મિત્ર માધવીનાથને અથથી ઇતિ પર્યંત તમામ બનેલી બીના કહી સંભળાવી.

માધવીનાથ બોલ્યા: "જે થયું તે ઠીક ન થયું. કદાચ એનું પરિણામ ખૂન-ખરાબીમાં પણ આવવા સંભવ રહે છે!"

માધવીનાથની શંકા સાચી જ હતી. એમનાં દીલમાં કંઈ કરવા જતાં કંઈ થઈ જવાનો સંશય ભરાયો, એટલે આ બનાવનું શું પરિ-

શુમ આવે છે, તે જાણવાને માટે તેઓ પોતે નિશાકરને સાથે લઇ ગુપ્ત વેશે પ્રસાદપુરના બજારમાં આવી રહ્યા. સવારના પહોરમાં જ તેમણે સાંભળ્યું, કે: "અહીં રહેતો એક શ્રીમંત સજ્જન નામે ચરણલાલ દત્ત પોતાની પત્નીનું ખૂન કરીને ન્હાસી ગયો છે. પોલીસ તેની શોધ કરી રહી છે."

સારા ગામમાં ફેલાયેલા આ સમાચાર સાંભળી નિશાકર અને માધવીનાથ બંને ભયભીત બની ગયા. તેમના ભય ને ચિંતાનું કારણ ગોવિંદલાલ હતો. પણ એ દિવસ પછી તેમને જ્યારે એ ખબર મળી કે જમાદાર તેમજ સી. આઈ. ડી. અમલદાર ફજલખાં આ કેસમાં કંઈજ કરી શક્યા નથી, ત્યારે તેમને જરા શાંતિ થઈ. ઉદાસ ચિત્તે તેઓ ઘર તરફ પાછા ફર્યા.

ભ્રમર હજી જીવતી હતી. તે શા માટે જીવી રહી હતી, તે તો ઈશ્વર જ જાણે! હમણાં તેની પ્રકૃતિ જરા ઠીક હતી. અને તે પોતાના દુઃખી દીવસો પિયરમાં જ વીતાવી રહી હતી. માધવીનાથે ગોવિંદલાલ સંબંધીના બધા સમાચારો ભ્રમરની મોટી બ્હેન યામિનીને કહ્યા હતા. અને તે વાત ભ્રમરને ન કહેવાની તેને સખ્ત સૂચના પણ આપી હતી. પરંતુ 'પ્રમદાની બુદ્ધિ પાનીએ' અને 'સ્ત્રીના પેટમાં ગમે તેવી છુપી વાત ટકે નહિ' એ લોકોક્તિ મુજબ યામિનીએ ધીમે ધીમે એ એ સઘળી વાતો એક પછી એક ભ્રમરને કહી દીધી હતી.

યામિની બોલી: "હવે ગોવિંદલાલ હસુદ ગામમાં આવીને રહે, તો પણ કશી હરકત નથી."

"હરકત કેમ નથી?"

યામિની બોલી: "તેઓ પ્રસાદપુરમાં પોતાનું નામઠામ છુપાવીને રહ્યા હતા. તેઓ ગોવિંદલાલ જ છે, એમ તો કોઈ જાણતું જ ન હતું."

"હા, પણ એમનો પત્તો મેળવવાને પોલિસ હલુદ ગામમાં પણ જઈ આવી હતી. પોલિસ એમને નહિ ઓળખતી હોય, એ કેવી રીતે બની શકે?"

યામિની બોલી: "પોલીસ જાણતી હોય તો પણ શું થઈ ગયું? બાપુજી કહે છે કે પોલિસને થોડી ઘણી ચેરીમેરી આપી દઈશું એટલે બધો ઢાંકપીછોડો થઈ જશે."

ભ્રમર બોલી: "પણ એ રસ્તો એમને કોણ બતાવે? એ મને ક્યાં મળે કે હું એમને એમ કરવાની સલાહ આપું? બાપુજીએ એકવાર તો એમને શોધી કાઢ્યા હતા. શું ફરી બાપુજી એમને શોધી કાઢી ન શકે?"

યામિની બોલી: "નાસી ગએલા માણસોને શોધી કાઢવામાં પોલિસ કેટલી કાબેલ છે, તે જાણે છેને! તે પણ જ્યારે ગોવિંદબાપુનો પત્તો નથી મેળવી શકી, તો પછી બાપુજી એમનો પત્તો કેવી રીતે મેળવી શકે? મને લાગે છે, કે પ્રસાદપુરની ઘટના બન્યા પછી, જો તરત ગોવિંદલાલ હલુદ ગામે આવ્યા હોત, તો લોકો તેમને ઓળખી કાઢત: એવી ચિંતાથી જ તેઓ તરત ને તરત હલુદ ગામે આવ્યા ન હતા. પણ હવે તો આ ઘટનાને ઘણા દિવસ વીતી ગયા છે, એટલે તેઓ જરૂર હલુદ ગામે પાછા આવશે."

"કોણ જાણે કેમ મને તો એમ નથી લાગતું."

"તું ભૂલે છે; એ આવે પણ ખરા!"

"જો અહીં આવવાથી એમને લાભ થવાનું એમના કીસ્મતમાં લખાયું હોય તો મારી ઈશ્વરને મનસા વાચા ને કર્મણા પ્રાર્થના છે, કે તેઓ જરૂર અહીં આવે; અને જો અહીં આવવામાં એમનું અનિષ્ટ સર્જાયું હોય, તો હું ઈશ્વરને પ્રાર્થના કરું છું કે આ જીવનમાં તેમનું આગમન હરિન્દ્રા ગામમાં ન થાઓ; અને એઓ જ્યાં હોય ત્યાં સુખમાં રહે! ઓ ભગવાન, તું મારી નિર્દોષની સામે નિહાળજે ને એમને એવી જ સદ્‌બુદ્ધિ આપજે!" અશક્ત ભ્રમરની આંખમાં આટલું બોલતાં આંસુ આવી ગયાં.

યામિની બોલી : “ મારી તો તને એવી સલાહ છે, કે તું હરિન્દ્રામાં જઈને રહે. પૈસાની મુઝવણથી ગુંચવાયલા ગોવિંદબાબુ કોઈને કોઈ વખતે પણ ત્યાં જરૂર આવી ચઢશે. ”

“ હું મારા રોગથી જ લાચાર બની છું. કયારે મરીશ કે કયારે સાજી થઈશ, તેનું કાંઈ ઠેકાણું નથી. હું સસારે એકલી જઈને કોને આસરે ત્યાં રહી શકીશ ? ”

“ એજ મુશ્કેલી હોય તો અમે કોઈ તારી સાથે રહેવા આવીએ !”

ભ્રમરે વિચાર કરીને જવાબ આપ્યો : “ વારૂં, હું હલુદ જઈશ. બાતાને કહો, કે મને કાલે જ ત્યાં મોકલાવી આપે. તમારે કોઈએ મારી સાથે હમણાં તો ત્યાં આવવાની જરૂર નથી. પણ એટલું કરજો, કે કાંઈ વિપત્તિ આવી પડે, ને હું લખી જણાવું તો મને તાત્કાળીક મદદ કરજો. ”

“ વિપત્તિ શી ? ”

“ કદાચ એ આવી જાય તો...... ”

“ એમાં વિપત્તિ શાની ? તારૂં ખોવાએલું ધન તને પાછું મળે, એના કરતા વધારે આનંદ બીજો કયો ? એને તું વિપત્તિ તરીકે ઓળખાવે છે ? ”

“ આનંદ ! બહેન, મારે માટે હવે એમાં આનંદ જેવું કાંઈ જ રહ્યું નથી ! ”

ભ્રમર એથી વધુ ન બોલી શકી. એનાં અંતરની વાત યામિની સમજી પણ ન શકી. ભ્રમર મર્માન્તક રૂદન કરી રહી હતી, પરંતુ યામિનીને શી ખબર કે તે શા માટે રડી રહી હતી ! આ વાર્તાલાપને છેડે એક ભયાનક ચિત્ર ભ્રમરની આંખો આગળ ઉત્પન્ન થયું. એ ચિત્ર માત્ર ભ્રમરની આંખોએ જ દેખાયું; યામિની એમાંનું કાંઈ પણ જોઈ શકી નહિ.

ગમે એમ પણ ભ્રમર ગોવિંદલાલને ભૂલી શકી ન હતી, ભૂલી શકતી ન હતી, ભૂલવા પ્રયત્ન કરતી પણ ન હતી.

# ૩૭

ભ્રમર તેને સાસરે પાછી આવી હતી. ત્યાં આવીને સ્વામીના પાછા ફરવાની તે આતુર નયને વાટ જોઈ રહી હતી. દિવસો પર દિવસો અને મહીનાઓ પર મહીનાઓ વીતતા ચાલ્યા પણ હજુ પતિદેવનો પત્તો ન હતો. એઓ ક્યાં હતા? શું કરતા હતા? એના કાંઈ પણ સમાચાર મળી શક્યા ન હતા.

આમને આમ આશાના તારે વિંટળાઈ રહેલી ભ્રમરનાં ત્રણ વર્ષ વીતી ગયા, પણ ગોવિંદલાલનાં દર્શન ન જ થયાં. વળી એક વર્ષ વધુ ભ્રમરે ધીરજ ધરી.

ચોથું વર્ષ પણ એમ જ વીતી ગયું. એટલે એનાં ધૈર્યનો અંત આવ્યો. એનો રોગ અંદર ને અંદર વખતના વીતવા સાથે ધીમે ધીમે વધતો જતો હતો. એણે હવે ભયંકર રૂપ ધારણ કર્યું. એને ક્ષય

લાગુ પડયો હતો શરીરની ક્ષીણતા દરરોજ વધી રહી હતી. અત્યારે તો એમ જ લાગતું હતું કે આ જન્મમાં તો એ ભ્રમર અને ગોવિંદલાલ પત્ની–પતિનો પુનઃ મેળાપ થાય એ શક્ય ન હતું !

એમ કરતા કરતા પાંચમા વર્ષનો પણ આખરી મહીનો આવી પહોંચ્યો. ત્યાં તો હરિન્દ્રા ગામમાં એવા સમાચાર ફેલાઈ ગયા કે ગોવિંદલાલ પોલીસના હાથમાં પકડાઈ ગયા છે. વળી એમ પણ સાંભળવામાં આવ્યું હતું કે તેઓ વૈરાગીના વેશમાં વૃંદાવનમાં રહેતા હતા, ત્યાંથી પોલીસે તેમને પકડી કાઢ્યા છે, અને તેમને જેસોર લઈ જવામાં આવ્યા છે. તેમનો કેસ યશોહરમાં ચાલવાની વકી છે."

ગામના લોકોની ઉડતી વાતો દ્વારા ભ્રમરને કાને પણ આ વાત આવી. વળી ગોવિંદલાલે પણ તેના મુનિમ ઉપર એક પત્ર લખ્યો હતો. પત્રમાં તેમણે એમ લખ્યું હતું, કે : "હું જેલ જઈ રહ્યો છું. જો તમે એમ માનતા હો. કે મારા પિતાની સંપત્તિ ખર્ચીને મને છોડાવવો એ યોગ્ય છે, તો તેને માટે આજે સારામાં સારો સમય છે જો કે મારી ખાતરી છે, કે હું એને માટે યોગ્ય નથી. છૂટકારો મેળવવાની મારી ઇચ્છા પણ નથી; પણ મારી એટલી નમ્ર યાચના છે, કે મને ફાંસીને લાકડે લટકવું ન પડે, એવું તો કાંઇક અવશ્ય કરજો જ. આ બાબતની ખબર ગામના લોકોને પણ પડી હશે, અને લોકો દ્વારા મારે ઘેર પણ તેની ખબર પહોંચી જશે. ભલે તેમ થાય ! ફક્ત મેં તમને કાગળ લખ્યો છે, એ વાત કોઇને કહેશો નહિ."

મુનિમે તો આ પત્રની વાત કોઇને પણ કહી ન હતી, પરંતુ ગોવિંદલાલની માન્યતા મુજબ લોકો મારફતેજ આ સમાચાર સારા ગામમાં ફેલાતા ફેલાતા અંતઃપુરમાં પહોંચી ગયા હતા.

ભ્રમરે આ સાંભળી તાબડતોબ પિતાને તેડવા માણસ મોકલ્યો. ભ્રમરનો સંદેશ મળતાં જ માધવીનાથ આવી પહોંચ્યા. ભ્રમરે તેમના પગમાં પચાસ હજારની નોટાનો થોકડો મુકીને સજળ નયને ધીમે

સાદે કહ્યું : "બાપુજી ! આ સમયે તમારાથી જે કંઈ બની શકે તે બધું તમે મોકળે હાથે કરી છૂટો. જોજો, તમારી પુત્રીને તેના અંતિમ સમયમાં આત્મહત્યા કરવી પડે, એવો સમય ન આવવા દેશો!"

રડતા રડતા માધવીનાથ બોલ્યા : "બેટા, તું નિશ્ચિંત રહે. હું આજે જ યશોદર જાઉં છું. કોઈ પણ વાતની ચિંતા ન રાખ. આ ખૂન ગોવિંદલાલે જ કર્યું હતું, એનો કોઈ પુરાવો નથી. હું પ્રતિજ્ઞા કરીને જાઉં છું, કે આ રૂપીઆમાંથી લગભગ અડતાળીસ હજાર રૂપીઆ હું બચાવી લાવીશ અને જમાઈને પણ છોડાવીને ઘેર પાછો લઈ આવીશ."

આટલું બોલી માધવીનાથે તરત જ યશોદર તરફ પ્રયાણ કર્યું. ત્યાં ગયા પછી તેમને ખબર પડી, કે કેસના પુરાવાઓ બહુ જ નબળા છે. ઈન્સ્પેકટર ફજલખાંએ તપાસ ચલાવીને કેટલાક શોભાના–નામના સાક્ષીઓ તૈયાર કર્યા છે. સોના રૂપા વગેરે નજરે જોનારા સાક્ષીઓનો તો એને કંઇ પત્તો જ મળ્યો નથી. સોના નિશાકરની સાથે ચાલ્યો ગયો હતો. રૂપો ક્યાં ચાલ્યો ગયો હતો, એ કોઈ જાણતું જ ન હતું. પુરાવાઓની આવી નબળી સ્થિતિ જોઈને ફજલખાંએ ત્રણેક સાક્ષીઓને લાંચ રૂશ્વત આપીને ખોટેખોટા તૈયાર કર્યા હતા.

મેજીસ્ટ્રેટની સામે આખરે કેસ ચાલ્યો ત્યારે આ સાક્ષીઓએ કહ્યું, કે : "અમે અમારી નજરે જોયું હતું કે ગોવિંદલાલ ઉર્ફે ચુનીલાલે આ પિસ્તોલ વડે રોહિણીનું ખૂન કર્યું હતું. અમે એ વખતે ત્યાં સંગીત સાંભળવા ગયા હતા." મેજીસ્ટ્રેટ સાહેબે આટલા પુરાવાઓને આધારભૂત માનીને નાહકની લાંબી પંચાત કે પૂછપરછમાં ઉતરવાની મગજમારી ન કરતાં મુકદ્દમો સેસન્સ કમીટ કરી નાખ્યો.

જ્યારે માધવીનાથ યશોદર ગયા, ત્યારે ગોવિંદલાલ જેલમાં હતો. માધવીનાથ આ સાંભળીને બહુ જ દીલગીર થયા. તેમણે સાક્ષીઓના નામઠામ મેળવ્યા અને તે તેમને ઘેર જઈ પહોંચ્યા. સાક્ષીઓને તેમણે કહ્યું : "ભાઈઓ, મેજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં જે કહ્યું તે

કહ્યું, હવે સેસન્સ જજ સાહેબ સમક્ષ એવી હડહડતી ખોટી જુબાની ન આપશો. ત્યાં તો એમજ કહેજો, કે આ બાબતમાં અમે કંઈજ જાણુતા નથી. એના બદલામાં હું તમને પાંચસો રૂપીઆ અત્યારે રોકડા આપું છું. બીજા પાંચસો રૂપીઆ આરોપીનો છૂટકારો થશે, ત્યારે આપીશ તે જુદા."

સાક્ષીઓએ ગભરાતા ગભરાતા કહ્યું : "પણ જુઠી જુબાની આપવાથી તો અમે જ માર્યા જઈશું."

માધવીનાથ બોલ્યા : "તમે એવી કોઈ વાતનો ડર ન રાખશો. હું તમારી પાછળ સંકડો રૂપીઆ ખરચી નાખવાની શક્તિ ધરાવું છું. હું એવો પુરાવો ઉભો કરીશ, કે ફજલખાંએ તમને મારીપીટીને તમારી પાસેથી પરાણે આવી જુબાની અપાવી છે."

સાક્ષીઓના બાપદાદાઓએ જીંદગીમાં પણ એક હજાર રૂપીઆની ગંજાવર રકમ નજરે દીઠી ન હતી, એટલે તેઓ તરત જ રૂપીઆની પોટલી જોઈ ને અંજાઇ ને લલચાઈ ગયા. તેમણે માધવીનાથની તમામ વાત કબૂલ મંજુર કરી લીધી.

× × × ×

આજે સેસન્સ કોર્ટમાં સુનાવણીનો દિવસ હતો. ગોવિંદલાલ પિંજરામાં ઉભો હતો. પ્રથમ સાક્ષીનું નામ પોકારાયું ને તે આવીને ઉભો રહ્યો. તેણે પવિત્ર સોગંદ ખાધા એટલે તેને વકીલે પૂછ્યું : "તમે આ ગોવિંદલાલ અથવા ચુનીલાલને ઓળખો છો?"

"નહી જી, મને એની ખાસ યાદ નથી."

"એને કોઈ વાર જોયો હતો?"

"જોયો હોય એમ સાંભરતું નથી."

વકીલે જરા જોરથી પૂછ્યું : "વારૂ, રોહિણીને તો ઓળખો છો ને?"

સાક્ષીએ સામો સવાલ કર્યો : "રોહિણી કોણ?"

"પ્રસાદપુરના બંગલામાં જે બાઈનું ખૂન થયું હતું તે!"

"સાહેબ, હું તો શું પણ મારા બાપદાદા પણ કદી પ્રસાદપુરના બંગલામાં ગયા ન હતા."

"તો પછી રોહિણીનું મ્હોત કેવી રીતે થયું ને કોણે કર્યું એ બાબતમાં તમે શું જાણો છો?"

"એમ સાંભળવામાં આવ્યું છે, કે તેણે પોતે પોતાને હાથે જ આત્મહત્યા કરી હતી."

"તો તમે એના ખૂનના સંબંધમાં કાંઈ જ જાણતા નથી?"

"જી નહિ, કંઈ જ નહિ."

વકીલે સાક્ષીઓએ અત્યારે આપેલી જુબાની તરફ જજ સાહેબનું ફરી ધ્યાન ખેંચતા તેમને આગળ પૂછ્યું: "ત્યારે તમે નીચલી કોર્ટમાં મેજીસ્ટ્રેટ સાહેબની આગળ આ બધી વાતો કબૂલ કરી હતી, તેનું કેમ?"

"હા, કરી તો હતી."

"જ્યારે આ બાબતમાં કંઈજ જાણતા ન હતા, ત્યારે પછી આ વાતો તમે નીચલી કોર્ટમાં શા માટે કબૂલી હતી?"

ફોજલખાં સાહેબે અમને મારી પીટી દમદાટી દઈને એમ કહેવાની પરાણે ફરજ પાડી હતી."

આટલું કહીને સાક્ષીઓ રડી પડયા. બેચાર દિવસ પહેલા એક બે સાક્ષીઓએ સહોદર ભાઈ સાથેજ ખેતરના કામકાજ માટે મારામારી કરી હતી, એના ઘા હજી તેમનાં શરીર ઉપર નિશાની રૂપે હતા. સાક્ષીઓએ રડી પડીને એજ ઘાને ફોજલખાંના દંડાના ફટકાઓ તરીકે જજ સાહેબને બતાવ્યા.

વકીલે એ પછી બીજા સાક્ષીને બોલાવ્યો. આ સાક્ષીએ પણ એમ જ કહ્યું. આ સાક્ષી તો માધવીનાથની સૂચના મુજબ પોતાને

હાથે જ પોતાના વાંસા ને સાથળ ઉપર ઘા કરીને આવ્યો હતો. એ મારની નિશાનીઓ તેણે જજ સાહેબને બતાવી. ખરેખર! પૈસાના લોભને ખાતર માનવપ્રાણી આ દુનિયામાં કયા કાળાધોળા નથી કરતો!

ત્રીજો સાક્ષી પણ એજ રીતે નકામો નીવડયો. અને આમ અંતે પુરાવાના અભાવે જજ સાહેબે આરોપીને શકનો લાભ આપી નિર્દોષ જાહેર કરી છોડી મુકવાનો હુકમ કર્યો. વધારામાં ફજલખાંની જુઠ્ઠા સાક્ષીઓ ઉભા કરી ન્યાયના પવિત્ર કાર્યને બટ્ટો લગાડવાની નીતિની સખ્ત શબ્દોમાં ઝાટકણી કાઢી એની પૂરતી તપાસ કરી એની આ ચાલચલગત માટે એ બાબતના કાયદેસર કાગળીયા કરવાનો નીચલી કોર્ટને હુકમ ફરમાવ્યો.

આમ અણીને સમયે સાક્ષીઓનો પલટી જતા જોઇને ગોવિંદલાલને ભારે આશ્ચર્ય થયું. પણ થોડી જ વારમાં તેણે માણસોની પ્રચંડ મેદીનીમાંથી માધવીનાથને નીકળતા જોયા, એટલે આ બધાની પાછળ કોનો હાથ હશે, એ વાત ગોવિંદલાલના ખ્યાલમાં તરતજ આવી ગઇ. મૂક્તિ મેળવવાને માટે પણ ગોવિંદલાલને ફરી એક વાર જેલ જવું પડયું. વિધિ પ્રમાણે જેલરને જ્યારે ફરમાન મળે ત્યારે જ આરોપીને છોડવો એવો રીવાજ હતો. ગોવિંદલાલ જેલમાં જતો હતો, તે વખતે માધવીનાથે ગોવિંદલાલને કહ્યું : "જેલમાંથી છૂટીને મને આવીને મળજે. હું અહીં અમુક જગાએ ઉતર્યો છું."

× × ×

પરંતુ ગોવિંદલાલ જેલમાંથી છૂટયો તેવો જ માધવીનાથને ત્યાં ન ગયો. તે કયાં ચાલ્યો ગયો તેનો ફરી પાછો કંઇ પત્તો ન લાગ્યો. માધવીનાથે તેને ચાર પાંચ દિવસ સુધી શોધ્યો, પણ તે જડયો નહિં છેવટે થાકીને તે બાપડા હરિન્દ્રા ગામ પાછા ફર્યા.

## ૩૮

માધવીનાથે આવીને ભ્રમરને ખબર આપી કે "ગોવિંદલાલ જેલમૂક્ત થઈ ગયા છે. પણ તે ઘેર આવવાને બદલે ફરી પાછા કોઈ અગમ્ય સ્થળે ચાલ્યા ગયા છે. કયાં જતા રહ્યા છે તેની કાંઈ જ ખબર પડી નથી." માધવીનાથ એટલું કહીને ચાલ્યા ગયા. ભ્રમર આ સાંભળીને ખૂબ રડી. એ શા માટે રડી હશે એ તો કોણ જાણી શકે?

× × ×

આ તરફ ગોવિંદલાલ જેલમાંથી છૂટીને સીધો પ્રસાદપુર ગયો. બંગલામાં જઈને જુએ છે તો ત્યાં કંઈજ ન હતું. તપાસ કરતા તેને ખબર મળી કે ચાર પાંચ અજાણ્યા માણસો આવીને બંગલાનો બધો માલ અસબાબ લુટી ગયા હતા. બાકી રહ્યોસહ્યો માલ સામાન નધણિયાતો માનીને વેચી નાખવામાં આવ્યો હતો. ફકત ખાલી બંગલો

ઉભો હતો. ગોવિંદલાલ બે ત્રણ દિવસ પ્રસાદપુર રહ્યો. તેણે રહ્યોસહ્યો કાટમાલ પાણીને ભાવે એક માણસને વેચી નાખ્યો અને તેના જે કંઈ પૈસા આવ્યા તે લઇને તે કલકત્તે ચાલ્યો ગયો.

કલકત્તામાં ઘણી જ છુપી રીતે તે ગરીબાઈમાં દિવસો ગાળવા લાગ્યો. પ્રસાદપુરથી આણેલા રૂપીઆ પૂરા બાર મહિનામાં જ ખતમ થઈ ગયા. હવે પેટ ભરવાનો કોઈ માર્ગ એને માટે અવશેષ રહ્યો નહિ; એટલે પછી હારીને કોઈ ઉપાય ન હોવાથી ગોવિંદલાલે ભ્રમર ઉપર પત્ર લખવાનો વિચાર કર્યો.

કાગળ, કલમ, ખડીયો વગેરે લઇને ગોવિંદલાલ ભ્રમર ઉપર પત્ર લખવાને બેઠો, પણ પત્ર લખવાનો આરંભ કરતાં જ તેનાથી રડી દેવાયું. રડતા રડતા તેણે મનમાં જ વિચાર કર્યો, કે: "ભ્રમર હજી સુધી જીવતી હશે જ એમ મારે શા માટે માની લેવું? અને ન હોય તો પછી કોને લખું?" ફરી વિચાર આવ્યો: "ભલે જીવતી હોય કે ન હોય, પણ એક વાર પત્ર લખી જોવામાં શું જાય છે! ભ્રમર જીવતી નહિ હશે, તો મારો પત્ર પાછો આવશે; એટલે પુરી ખાતરી થશે કે ભ્રમર આ દુનિયામાં હયાત નથી."

પણ હવે એને માટે શું સંબોધન વાપરવું એ જ પહેલાં તો ગોવિંદલાલ નક્કી ન કરી શક્યો. છેવટે તેણે વિચાર કર્યો કે એને જીંદગીભરને માટે તજી દીધી છે. અને એનાં નામનું જ સંબોધન કરીને લખવું.

એણે સજળ નયને ભરેલે હૈયે ને ધ્રુજતે હાથે લખવા માંડયું:

**ભ્રમર,**

આજે લગભગ છ વર્ષ પછી આ પામર તમારે ત્યાં પત્ર લખે છે. ઠીક લાગે તો વાંચજો, ન ઠીક લાગે તો વાંચ્યા વગર ફાડીને ફેંકી દેજો.

**મારી કેવી દશા થઈ છે, એ તમારી જાણ બહાર નથી જ. જો હું એમ કહું કે મને મારાં કર્મોનું ફળ મળ્યું છે, તો તમને યાદ**

હશે, કે એ હું તમારા જ અંતરના શબ્દોનો પ્રતિઘોષ કરી રહ્યો છું. શા માટે નહિ? તમારી સામે આજે હું એક અદનો ભિક્ષુક અને ઘોર અપરાધી જેવો છું. મારી પાસે આજે ઝેર ખાવાને પણ પૈસા નથી. જીવનનો લગભગ ત્રણ વરસ જેટલો સમય મેં ભીખ માંગીને પુરો કર્યો છે. તીર્થ સ્થાનમાં રહેતો હતો, ત્યાં ભીખ પણ મળી જતી હતી, જ્યારે અહીં તો તે પણ મુસ્કીલ બની છે. એટલે જ આજે ન છૂટકે આ પત્ર લખવો પડયો છે.

મને જવાને માટે એક સ્થાન હતું. કાશીમાં મારી માતાનું ઘર! એ મારું છેલ્લું આશ્રમસ્થાન હતું; પણ તમે કદાચ, એ નહિ જાણતા હશો, કે માતાજી કાશીમાં મૂક્ત પામ્યા છે, એટલે હવે મને રહેવાને ત્યાં પણ સ્થાન રહ્યું નથી.

ઇચ્છા તો થાય છે કે ફરી એક વાર હરિન્દ્રા ગામે જઇને આ કાળું મુખ બધાને બતાવું. પેટની પીડા મને એમ કરવા પરાણે સમજાવી રહી છે. પરંતુ મને હરિન્દ્રા આવતા શરમ લાગે છે. કે વગર અપરાધે તારા જેવી સુશીલ નારીનો મેં પરિત્યાગ કર્યો; પવિત્ર પત્નીને તરછોડી હું અંધ પર સ્ત્રી પ્રેમી થયો. વળી મેં સ્ત્રી હત્યા પણ કરી. પશ્ચાત્તાપથી જલતું મારૂં એ જીગર અને શ્યામ મોં લઇને હું કઇ હિંમતે ત્યાં આવું? છતાં તમને પૂછવાની હિંમત પત્ર દ્વારા કરી રહ્યો છું. જો કે તમામ સંપત્તિના માલિક તમે એકલા છો. ઘર તમારૂં છે. મેં તમારૂં અનિષ્ટ કર્યું છે. હું તમારો ને તમારા માબાપનો બધાનો અપરાધી ને રૂણી છું. શું તમે આ માર્ગ ભૂલેલા મુસાફરને—પાપાત્માને સુધરવાને એક તક આપશો? રહેવા માટે થોડી જગા આપશો?

જલ્દી જવાબની આશા રાખતો......
એક વખતનો હું તમારો,
**ગોવિંદદાસ**

ગોવિંદલાલે પત્ર પૂરો કર્યો. ફરી ફરી બે ત્રણ વાર વાંચ્યો. અંતે તે બીડી દઇને ટપાલમાં નાખી દીધો. યોગ્ય સમયે એ પત્ર ભ્રમરના હાથમાં જઈ પડયો.

પત્ર મળતાં જ ભ્રમરે હસ્તાક્ષર ઓળખી નાખ્યા. પરબીડીયું ફાડી તેમાંથી પત્ર બહાર કાઢી તે કંપતી કંપતી શયનગૃહમાં ગઈ અને ઓરડાનું બારણું બંધ કરી દીધું. એકાંતમાં તેની આંખોમાંથી અશ્રુઓની ધારા વહી રહી હતી. ભ્રમરે એ અશ્રુભીની આંખે પત્ર વાંચવા માંડયો. એક વાર બે વાર પાંચ વાર ફરી ફરીને એને વાંચ્યા જ કર્યો. એ ધરાઈ જ નહિ. એ આખો દિવસ એ પતિપ્રેમે પાગલ બનેલી ભ્રમરે ઓરડાનું બારણું ઉઘાડયું જ નહિ.

જે કોઈ જમવાને માટે એને તેડવા આવ્યું, તેને એણે અંદરથી જ કહી દીધું, કે : "આજે મને તાવ વધારે આવ્યો છે, માટે હું જમવાની નથી." સહુને ખબર તો હતીજ ભ્રમરને ઘણો ખરો તાવ ભરાય છે;

બીજે દિવસે સવારે ભ્રમર જ્યારે ઉઠી, ત્યારે ખરેખર જ તેને ઘણો તાવ ભરાયો હતો. છતાં આ વખતે તેનું ચિત્ત સ્થિર હતું. પત્રનો શો જવાબ આપવો, એ તો તેણે પહેલેથી જ આખા દિવસના વિચાર મંથન પછી નક્કી કરી નાખ્યું હતું.

એણે તરતજ કાગળ ને ખડીઓ–કલમ લઈ લખવાની શરૂઆત કરી. ગમે તેવો પણ સ્વામી સર્વદશામાં પ્રણામ કરવા યોગ્ય છે, એમ તે માનતી હોવાથી તેણે લખ્યું, કે :

**પૂજ્ય સૌભાગ્ય દેવ !**

આપના શ્રી ચરણોમાં દાસીનું સવિનય નિવેદન છે, કે આપનો પત્ર મળ્યો. આ બધી સંપત્તિ તમારી છે. મારી થયેલી હોવા છતાં પણ મેં એ બધાનું તમને એકવાર દાન કરી દીધું છે.

તમને યાદ હશે, કે તમે ગયા, તે સમયે તમે મારા દાનપત્રને ફાડી નાખ્યું હતુ, પણ રજીસ્ટર ઓફિસમાં એની અસલ નકલ છે. મારા દાનનું પ્રમાણ ત્યાં હજુ મોજુદ છે. મારો એ વિચાર જે તે દિવસે હતો તેજ આજેય એવો જ દૃઢ છે! ભ્રમર જે પહેલા હતી, તેજ આજે પણ કાયમ છે!

આપ નિર્ભયપણે હરિન્દ્રા ગામે આવો, અને તમારી એ સંપત્તિ તથા માલમીલકત સંભાળી લો. મકાન, જમીન, માલઅસબાબ સર્વ કંઈ આપનું છે. આપને ત્યાં મુસ્કેલી ભોગવવાની કોઈ જરૂર નથી. મેં અહીં પાંચ છ વર્ષમાં બેશુમાર દોલત ભેગી કરી છે, એ તમામ તમારી જ માલીકીની છે. ફક્ત એ દોલતમાંથી થોડી હું મારે પોતાને માટે મારી કાયાના કલ્યાણને માટે ધર્મદાનમાં વાપરવા ઇચ્છું છું. એમાંથી મેં ફક્ત રૂપીઆ આઠ હજાર લીધા છે. જેમાંથી ત્રણ હજાર રૂપીયા ખર્ચીને હું ગંગાકિનારે એક ઘર બંધાવીશ, અને ત્યાં રહીને બાકીના પાંચ હજાર રૂપીયામાં મારો જીવન નિર્વાહ ચલાવી અવશેષ જીવન ઈશ્વર ભકિતમાં પૂરૂં કરીશ.

આપનાં આગમનને માટે સંપૂર્ણ ચોક્કસ બંદોબસ્ત કર્યા પછી જ હું મારે પાયેર ચાલી જઈશ. જ્યાં સુધી મારૂં ઘર ગંગાકિનારે તૈયાર નહિ થાય ત્યાં સુધી હું પિયેરમાં જ રહીશ. તમારી–મારી મુલાકાત થવી, એ હવે આ જન્મમાં સંભવીત નથી. મને લાગે છે કે આ ગોઠવણુથી આપને પણ સંપૂર્ણ સંતોષ થશે અને મને તો સંતોષ છે જ.

તમારા જવાબની રાહ જોતી......

"ભ્રમર" ના પ્રણામ!

ગોવિંદલાલને આ પત્ર મળ્યો. ઓહ્! કેટલો ભયાનક પત્ર હતો. પત્રમાં કોઇ પણ સ્થળે જરા સરખી યે મૃદુતા ન હતી. ગોવિંદલાલે તેના પત્રમાં લખ્યું હતું કે: "આજે છ વર્ષ પછી હું તમારી ઉપર પત્ર-

લખી રહ્યો છું." ભ્રમરે પણ છ વર્ષે જ ગોવિંદલાલ ઉપર પત્ર લખ્યો હતો છતાં ભ્રમરના પત્રમાં એ બાબતનો ઉલ્લેખ સરખોય ન હતો!

ખરેખર! આ જવાબ લખનાર એ ભ્રમર હતી, જેને ગોવિંદલાલ વિના ઘડી ચાલતું ન હતું! ગોવિંદલાલને પત્ર વાંચીને ઘણું જ ખોટું લાગ્યું. તેણે સાફ જવાબ લખી દીધો: "તમારો પત્ર વાંચ્યા પછી મેં હરિન્દ્રા આવવાનો મારો વિચાર માંડી વાળ્યો છે. અહીં રહીને ગુજરાન ચલાવવાને મને જેટલા પૈસાની જરૂર પડે, તેટલા જો દર માસે અહીં જ મોકલતા રહેશો તો બસ....."

ભ્રમરે એ કાગળનો ટુંકો ને ટચ જવાબ લખ્યો: "આપની ઇચ્છા મુજબ આપને દરેક મહિને પાંચસો રૂપીઆ મોકલવામાં આવશે. હજી વધારે મોકલવા હોય, તો તે પણ મોકલી શકું છું; પણ વધારે મોકલવાથી નકામો ખર્ચ થઈ જવાનો ડર રહે છે. મારું આપના ચરણોમાં એક નમ્ર નિવેદન એ છે કે પ્રતિ વર્ષે જે પૈસો અહીં ભેગો થાય છે, તે આપ અહીં આવીને ખર્ચી નાંખો એજ ઠીક છે. મારે ખાતર વતનનો ત્યાગ કરી દેવાની કશી જરૂર નથી, કારણ કે મારા દહાડા તો હવે ભરાઈ ચૂકયા છે. પછી જેવી આપની ઇચ્છા!"

છતાં ગોવિંદલાલ આખરે કલકત્તે જ રહ્યો.

## ૩૯

ભ્રમરના દિવસો ખરેખર જ પૂરા થવા આવ્યા હતા. એનો જીર્ણ અને ઘાતક રોગ ઔષધોપચારથી જેમ તેમ દબાઈ રહ્યો હતો, તે પણ હવે પાછો પૂરતા જોશથી ઉભરાઈ આવ્યો. દિન પ્રતિ દિન ક્ષીણ થતી જતી ભ્રમર છેક પથારીવશ થઈ ગઈ. આ મંદવાડમાંથી હવે એ ઉઠી શકે એમ લાગતું ન હતું. પુત્રીની મરણતોલ માંદગીને લીધે માધવીનાથ પાછા એની પાસે આવ્યા હતા અને તેઓ ભ્રમરની બહુ જ તકેદારીથી ચિકિત્સા કરાવી રહ્યા હતા; જો કે એનું કંઈ પણ આશાજનક પરિણામ આવે એમ હતું નહિ.

યામિની પણ આવી હતી. તે દુઃખી ભ્રમરની અંતિમ સેવા શુશ્રુષા કરી રહી હતી. ભ્રમરની તબિયત અહીં આવ્યા બાદ આમ તદ્દન લથડી જશે એમ તેણે ધારણા ન્હોતી રાખી! . . . . . . .

ઉપરાઉપરી કીમતી ઔષધો અને વૈદ-ડૉક્ટરો બદલ્યા છતાં, કાંકરાની માફક પૈસો ખર્ચ કરવા છતાં, એને કાંઈ જ ગુણ ન થયો. ગંભીર માંદગીનો એક માસ એમને એમ વીતી ગયો. તે પછી બીજે માસે ભ્રમરે દવા લેવી છોડી દીધી. તેણે કેમ જાણે પોતાને મૃત્યુની આગાહી આગળથી જ થઈ હોય તેમ યામિનીને કહ્યું : "બહેન, હવે દવા ખાવાની જરૂર નથી. મને ખાતરી છે, કે ફાગણ મહિનાની પૂર્ણિમા પહેલાં તો મારી દેહ છૂટી જ જવાની છે. બહેન! મને સંભાળજો. ફાગણની પૂર્ણિમાની રાત હું નથી જ કાઢવાની અને કદી એ પૂર્ણિમાની રાત પસાર થઈ ગઈ, તો મને મ્હેણું મારવાનું પણ ભૂલતી નહિ, કે : 'ભ્રમર જુઠી હતી.' જોઈએ તો રોગથી કે જોઈએ તો તમારાં મ્હેણાંથી; પણ ફાગણના શુક્લપક્ષમાં જ મારે આ સંસારને પ્રણામ કરવા છે. આજ વસ્તુ મારા મનમાં રમી રહી છે, બહેન!"

યામિની રડી પડી. એણે બહુ બહુ કાલાવાલા કર્યા તો પણ ભ્રમરે દવા ન ખાધી. દવા એણે ખાવી છોડી દીધી હતી, છતાં તેનો રોગ જરા ય વધતો-ઘટતો ન હતો. પણ કોણ જાણે કેમ દિન પર દિન તેનું ચિત્ત શાંત અને પ્રફુલ્લિત થઈ રહ્યું હતું.

થોડા દિવસ આમ વગર દવાએ પસાર થયા ને પછી એકાએક ભ્રમરે હસવાનું અને મજાક-મશ્કરી કરવાનું શરૂ કર્યું. છ વર્ષના લાંબા સમય પછી આજે જ તે પહેલવહેલી હસી હતી. જાણે બુઝાઈ જતા પહેલા દીવો એક વાર અપૂર્વ તેજથી ઝળહળી કેમ ન ઉઠ્યો હોય! જેમ જેમ દિવસો જતા હતા, જેમ જેમ છેવટના દિવસો નજીક આવતા જતા હતા, તેમ તેમ ભ્રમર સ્થિર, પ્રફુલ્લિત અને હાસ્યમૂર્તિ થતી જતી હતી. અને અંતે એનો આગળથી કહી રાખેલો એ ગોઝારો-કાળમુખો દિવસ આવી પહોંચ્યો.

ઘરના માણસોની ચંચળતા અને યામિનીનું ધીર આક્રંદ જોઈ ભ્રમર સમજી ગઈ, કે પોતાનો અંતઃકાળ છેક નજીક આવી ગયો છે.

એનાં શરીરમાં પીડા પણ વધવા લાગી. ભ્રમરે યામિનીને કહ્યું: "બહેન, આજે મારો છેલ્લો દિવસ છે."

યામિની છૂટી પોકે રડી પડી. એનાં મોઢામાંથી એક પણ શબ્દ બહાર ન નીકળ્યો. એનું હૈયું ભરાઈ આવ્યું. ભ્રમરે કહ્યું: "એક ભિક્ષા માગું છું. તું રડ ના. મારા મર્યા પછી તારે રડવું હોય એટલું ધરાઇને ભલે રડજે. હું તને રોકવા આવવાની નથી. મારાં અંતરમાં હજી એક લાલસા બાકી છે. મારે તને બે ચાર વાતો કહેવી છે. એ કહીને જ મરવું, એવી મારી અંતિમ ઉમેદ છે."

યામિની મહા મુશ્કેલીએ આંખોમાંના આંસું લુંછી નાખી ભ્રમરની પાસે જઇને બેઠી. ભ્રમર મંદ અવાજે બોલી: "મારી એ ભિક્ષા છે, કે અહીં સિવાય હવે કોઈને પણ આવવા દેશો નહિ. વખત આવે હું જ બધાને બોલાવીને આંખો મીંચતા પહેલાં મળી લઇશ, પણ હમણાં બીજા કોઇને અહીં અંદર આવવા દેશો નહિ. હવે ફરીવાર મને તારી સાથે વાત કરવાનો પ્રસંગ મળવાનો નથી. આ છેલ્લો જ સમય છે."

યામિની ફરી રડી પડી. તેનામાં રુદન રોકી શકાય એટલી હિંમત ન્હોતી! રાત વધતી ગઈ. ભ્રમર ફરી લવારે ચડી: "કેમ બહેન! આજ ફાગણ સુદ પુનેમ છે ને?" યામિનીએ હકારમાં ડોકી હલાવી, એટલે એણે તરત જ બીજો પ્રશ્ન કર્યો: "અજવાળી રાત છે ને?"

બારી ઉઘાડી યામિનીએ જોયું. સુંદર દુધ જેવી શ્વેત ચાંદની ચોગરદમ વ્યાપી રહી હતી.

ભ્રમર બોલી: "બહેન, હવે તમામ બારીઓ ઉઘાડી નાખ. મને ચાંદની જોઈને મરવાની લાલસા છે. જો તો બારીની નીચે જે બગીચો છે, એમાં ફુલો ખીલ્યા છે, કે નહિ વારૂ?"

આજ યામિનીએ એને કંઈજ જવાબ આપ્યો નહિ. બારીમાં ઉભા રહીને દરરોજ ભ્રમર અને ગોવિંદલાલ સવારે વાતચીત કરતા હતા. આજે એ વાતને સાત સાત વરસ થઈ ગયા હતા. ભ્રમર એ

બારી પાસે ગઈ પણ ન હતી, તેણે એ બારી કદાપી ઉઘાડી પણ ન હતી.

યામિનીએ એ અવાગરૂ બારી પુષ્કળ બળપૂર્વક ઉઘાડી નાંખી. પછી તે બારીમાંથી બહાર ડોકું કાઢીને બોલી : "અહીં તો કોઈ બગીચો દેખાતો નથી. ફક્તજ જમીન પર ઘાસ ઉગી નીકળ્યું છે, ખરૂં. કોઈ કોઇ સ્થળે એક બે સુકાએલા છોડવાઓ છે, પણ તેમાંય ફૂલ—પાંદડાં કાંઈ નથી!"

ભ્રમર બોલી : "સાત વર્ષ પહેલાં અહીં એક મનોહર બગીચો હતો. હવે સંભાળ નહિ લેવાવાથી તે ઉજ્જડ થઈ ગયો હશે. મેં એ તરફ સાત વર્ષમાં કદી નજર પણ નાખી નથી!"

ઘણીવાર સુધી ભ્રમરે ચુપ રહી શ્વાસ ખાધો. તે પછી તે શ્રમીત થઈ ગઈ હોય એમ બોલી : "બહેન! ગમે ત્યાંથી મને થોડા ફૂલો આણી આપ. જોતી નથી, આજે પાછી મારી સૌભાગ્ય રજની આવી છે!"

યામિનીના કહેવાથી દાસદાસીઓ થોડા ફૂલો લઈ આવ્યા. ભ્રમરે કહ્યું: "એ ફૂલો મારા બીછાનામાં પથરાવી દે બહેન! આજે મારી સૌભાગ્ય રાત્રી છે, હોં!"

યામિનીને એના આ લવારા મૃત્યુ વખતના સનેપાતના ચાળા જેવા લાગ્યા, છતાં તેણે તેને ખુશ રાખવા કહ્યું તેમ કર્યું ભ્રમરની આંખોમાંથી હવે આંસુઓનો વરસાદ વરસવા લાગ્યો. યામિની બોલી : "બહેન, રડો છો કેમ?"

ભ્રમર બોલી : "બહેન, બધું ઇચ્છા મુજબ થયું, પણ ફક્ત એક...એક જ દીલની તમન્ના અધુરી રહી ગઈ. એમાં મારો જીવ હજુ ચ્હોંટી રહ્યો છે. જે દિવસે એ મને છોડીને કાશી જતા રહ્યા હતા, એ દિવસે હાથ જોડીને મેં ભગવાન પાસે ભિક્ષા માગી હતી, કે : 'એક દિવસે એમની સાથે મારી પાછી ભેટ થજો!' એ વેળા

મેં જરા અભિમાનથી કહ્યું હતું, કે : 'જો હું સતી હોઉં, તો એમની સાથે મારી એક દિવસ મરતાં પહેલાં અવશ્ય મુલાકાત થશે.' પણ અફસોસ! એમની ભેટ આખરે નહિ જ થઈ! બહેન, આજે આંખો મીંચાતાં પહેલાં એક વાર એમનાં દર્શન કરી કૃતાર્થ થઈ હોત, તો મારાં સાતે વર્ષના દુઃખો હું ભૂલી જાત!"

યામિનીએ કહ્યું : "તમારે એમને મળવું છે?"

ભ્રમરે ચમકીને પૂછ્યું : "તું કોની વાત કરે છે?"

યામિની બોલી : "ગોવિંદલાલની. એઓ અહીંજ છે. બાપુજીએ તમારી ગંભીર માંદગીની ખબર એમને કલકત્તે આપી હતી, અને તેથી તે એક વાર તમને મળવાને આજે જ અત્રે આવી પહોંચ્યા છે. તમારી આવી સ્થિતિ જોઇને બ્હીકથી અમે તમને એ વાત કહી ન હતી તેમ એમણે પણ તમારી ઇચ્છા વિના તમારા ઓરડામાં પગ મુકવાની હિંમત કરી ન હતી."

રડતી રડતી ભ્રમર બોલી : "તો તો જલ્દી સત્વર એક વાર એમનાં દર્શન કરાવ બહેન! આ જન્મમાં છેવટના એમને જોઇ લેવાની–આંખો ભરીને–ધરાઇને નિહાળી લેવાની મારી અભિલાષા પૂરી કરાવ. હું એમને છેવટની મળી લઇને પછીથી નિરાંતે સુખેથી આંખો મીંચી દઇશ."

યામિની તરતજ ત્યાંથી ઉઠી ગઈ. થોડીવારમાં ધીમે પગલે ગોવિંદલાલ સાત વર્ષ પછી, આજે પહેલીજ વાર પોતાનાં શયનગૃહમાં પ્રવેશ્યો. બંનેની આંખોમાહેની આંસુધારા બતાવી રહી હતી કે ઉભય અંતરો આક્રંદ કરી રહ્યા હતા. કોઈનાં મોઢેથી એક પણ શબ્દ ન નીકળી શક્યો.

ભ્રમરે ગોવિંદલાલને બિછાના ઉપર આવીને પોતાની પાસે બેસવાને હાથ વડે ઇશારત કરી. ગોવિંદલાલ સજળ નયને ને ભગ્ન હૈયે બિછાના ઉપર

બેસી ગયો. ભ્રમરે તેને હજી વધારે નજીક આવવાને સૂચવ્યું. ગોવિંદલાલ તેની વધારે નજીક ગયો. ભ્રમરે બંને હાથે સ્વામીના ચરણોનો સ્પર્શ કરી સ્વામીની પદધૂલિ લઇ પોતાને માથે ચઢાવી. પછી કરુણાથી નીતરતા કંઠે એ બોલી : "આજે મારા સઘળા અપરાધોની ક્ષમા આપો. મને આશિર્વાદ આપો, કે જેથી પરલોકમાં હું શાંતિ મેળવી શકું."

ગોવિંદલાલ કંઇજ બોલી શક્યો નહિ. તેણે ભ્રમરના બંને હાથ પોતાના હાથમાં લીધા. એની આંખોમાંથી ખળખળ ઉષ્ણ અશ્રુપ્રવાહ વહી રહ્યો. એ ઉષ્ણોદકથી અંતિમ સ્નાન કરી ભ્રમર કૃતકૃત્ય બની ! ચાર આંખો પરસ્પરને તાકી રહી. ભ્રમરના હાથ ગોવિંદલાલના હાથમાં જ રહી ગયા. લાંબો સમય એમને એમ અબોલ પસાર થઇ ગયો. આખરે એ જ સ્થિતિમાં ભ્રમરે આંખો મીંચી દીધી. એ સતી સાધ્વી સ્વર્ગે સીધાવી ગઈ !

ભ્રમરનો યથાવિધિ અંતિમ સંસ્કાર થઈ ગયો. તે પછી ગોવિંદલાલ એજ દિવાનખાનામાં પાછો આવીને બેઠો. છતાં એણે કોઈની પણ સાથે કશી વાતચીત ન કરી.

આખી રાત એમને એમ વીતી ગઈ. હંમેશની માફક સૂર્યદેવ તો ભ્રમરના મૃત્યુને બીજે દિવસે પણ ઉદય પામ્યા. વૃક્ષોના પાંદડાઓ પ્રકાશથી ઝળહળી ઉઠ્યા. સરોવરના નીલ જળમાં મંદમંદ લહરો ઉડવા લાગી. આકાશમાં કાળા વાદળો સફેદ બની ગયા. જાણે ભ્રમર મરીજ ન હતી. ગોવિંદલાલ એ સમયે ઘરની બહાર નીકળ્યો.

ગોવિંદલાલ બે સ્ત્રીઓ ઉપર પ્રેમ રાખતો હતો. ભ્રમર ઉપર અને રોહિણી ઉપર! રોહિણીને તેણે જીવતી મારી નાખી હતી; અને ભ્રમરને પણ અકાળે મૃત્યુને શરણ થવાની તેણેજ ફરજ પાડી હતી.

એ રોહિણીનાં રૂપ ઉપર મોહિત થયો હતો, પણ યૌવનની સર્વભક્ષી રૂપતૃષ્ણા તેથી સમી ગઇ ન હતી. તેણે ભ્રમરને તજી દીધી હતી અને રોહિણીને સ્વીકારી હતી; પણ રોહિણીને અપનાવીને પણ ગોવિંદલાલ એટલું તો સારી પેઠે જાણતો હતો, કે રોહિણી ભ્રમરની તોલે ન્હોતી. એ માત્ર સૌન્દર્યની તૃષ્ણા હતી, એમાં પ્રેમ ન હતો. એ ભોગ હતો, સુખ ન હતું. એ મંદારઘર્ષણપિડિત વાસુકી નાગના નિશ્વાસમાંથી નીકળેલું ભયંકર હળાહળ હતું, કાંઈ ધન્વતરીના ઘડામાંથી નીકળેલું અમૃત ન હતું. ગોવિંદલાલ સમજતો હતો, કે હૃદય સાગરનું મંથન કરીને જે હળાહળ વિષ કાઢ્યું છે, એ હવે તજી દેવું ઠીક નથી. એનું પાન કરવું એજ યોગ્ય છે. નિલકંઠ ભગવાન શંકરની માફક ગોલિંદલાલે પણ એ વિષનું પાન કરી લીધું. નીલકંઠના કંઠના વિષની માફક એ વિષ પણ ગોવિંદલાલને કંઠે ફૂટી નીકળ્યું !

એ વિષ અમર હતું. તે જૂનું થાય એવું ન હતું. તેનો સ્વાદ બેસ્વાદ થાય એવો ન હતો; છતાં તેની મધુરતા સ્વર્ગીય ગંધયુક્ત, ચિત્તપુષ્ટિકર, સર્વરોગહર, એવા ભ્રમરની પ્રણયસુધાની મજાહ ભૂલાવી ન શકી !

જ્યારે ગોવિંદલાલ પ્રસાદપુરમાં રોહિણીની સંગીત લહરો સાંભળવામાં મગ્ન હતો, ત્યારે એનાં ચિત્તની અધિકારીણી ભ્રમર, એનાં અંતઃકરણમાં હતી. રોહિણી બહાર હતી. એ સમયે ભ્રમરને પ્રાપ્ત કરવી દુર્લભ હતી. રોહિણીનો ત્યાગ કરવો કઠિન હતો, તોપણ ભ્રમર હૈયામાં હતી જ. રોહિણી બહાર હતી, તેથી જ તે જલદી મરણ પામી હતી.

એજ વખતે ગોવિંદલાલ રોહિણીની યોગ્ય વ્યવસ્થા કરીને સ્નેહમયી ભ્રમરની પાસે જઈ હાથ જોડીને બોલત, કે: "મને ક્ષમા કરો. ફરી તમારાં અંતરમાં મને સ્થાન આપો." અથવા એમ કહ્યું હોત, કે: "મારામાં એવો કોઈ ગુણ નથી; જેથી તમે મને ક્ષમા

કરી શકો; પણ તમારામાં તો એવા ઘણા ગુણો છે, કે જે વડે તમે મને ક્ષમા આપી શકો છો. એ તમારા ગુણથી જ મને ક્ષમા કરો.” તો જરૂર ભ્રમરે એને ક્ષમા આપી હોત!

સ્ત્રી ક્ષમામયી, દયામયી, સ્નેહમયી હોય છે. સ્ત્રી ઇશ્વરની સૃષ્ટિની અનુપમ રચના છે. એ ભગવાનની માયા છે. પુરૂષ ઇશ્વરની માત્ર સૃષ્ટિ છે. સ્ત્રી ઇશ્વરની જ્યોતિ છે, પુરૂષ છાયા છે. શું જ્યોતિ તેની છાયાને તજી શકે છે?

ગોવિંદલાલ પણ એમ ન કરી શક્યો. થોડા અહંકાર અને થોડી લજ્જા બંનેએ તેને એમ કરતા અટકાવ્યા. પુરૂષ અહંકારપૂર્ણ છે. ગોવિંદલાલનું પણ તેમ જ થયું. કાંઇક લજ્જાએ પણ તેને ભ્રમરની પાસે આવતા રોક્યો. લજ્જા એ જ દુરાચારીઓને માટે દંડ છે. કાંઈ ભયને લીધે પણ ગોવિંદલાલ ભ્રમરની પાસે ન આવી શક્યો. પાપી પુણ્યાત્માની સામે જવાનું સાહસ જ નથી કરી શકતો.

ગોવિંદલાલ માટે ભ્રમરને મોઢું બતાવવાનો કોઈ માર્ગ જ રહ્યો ન હતો. ગોવિંદલાલ ભ્રમરની સામે ન જઇ શક્યો. વળી ગોવિંદલાલ ખૂની હતો. એ સમય દરમ્યાન તેની બધી આશાઓનો લોપ થઈ ગયો હતો. અંધકાર પ્રકાશની સામે જઈ શકતો ન હતો.

પણ તે છતાં ભ્રમરનાં દર્શનની પ્રજ્વલિત લાલસાથી દિન પ્રતિ દિન, ક્ષણક્ષણ, પળપળ, ગોવિંદલાલ સળગી રહ્યો હતો. ભ્રમર જેવી સ્ત્રી કોને મળી હતી? કોણે એવી સ્ત્રીનો ત્યાગ કર્યો હતો? આ બધાથી ભ્રમરને પણ દુ:ખ થયું હતું. ગોવિંદલાલ પણ દુ:ખી થયો હતો. પરંતુ ગોવિંદલાલની તુલનામાં ભ્રમર સુખી હતી. ગોવિંદલાલનું દુ:ખ મનુષ્યને માટે અસહ્ય હતું. ભ્રમરનો સહાયક યમ દેવતા હતો. ગોવિંદલાલનો કોઈ એવો સહાયક ન હતો.

સર્વત્ર સૂર્યનો પ્રકાશ વ્યાપી ગયો હતો. ગોવિંદલાલ ધૂનમાં ને ધૂનમાં આજે ઘેરથી નીકળ્યો. તેણે પોતાને હાથે જ રોહીણીનું ખૂન કર્યું

હતું. ભ્રમરને પણ એણે પોતાને પાપેજ હાથે કરીને મૃત્યુને શરણ થવા દીધી હતી. આ બધા વિચારોનું મંથન તેના મગજમાં અત્યારે થઈ રહ્યું હતું.

ગોવિંદલાલની ગઈ કાલની આખી રાત કેવી રીતે પસાર થઈ થઈ હશે, તે ઈશ્વર જાણે! ઘરની બહાર પગ મૂકવા એણે દરવાજો ઉઘાડ્યો, ત્યાં એને માધવીનાથ સામા મળ્યા. માધવીનાથ તેના મોંહા સામે જોવા લાગ્યા. તેનાં મુખ ઉપર ઉજાગરાની નિશાની ને કોઈ અસાધ્ય રોગની છાયા સ્પષ્ટ નજરે પડતી હતી.

માધવીનાથે એની સાથે કશી પણ વાત ન કરી. તેમણે મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી લીધી હતી, કે : " આ જન્મમાં હવે ગોવિંદલાલ સાથે બોલવું પણ હરામ છે. " તે મુંગા મુંગા પોતાને કામે જતા રહ્યા.

ઘર બહાર નીકળીને ગોવિંદલાલ પોતાના બગીચામાં ગયો. આ બગીચો શયનગૃહની પાછળને ભાગે જ આવેલો હતો. યામિનીએ ખરું જ કહ્યું હતું, કે એ સ્થળે બગીચાની એવી કોઈ નિશાની જેવું રહ્યું જ નહોતું. સઘળી જગાએ ઘાસ અને દરોઈઓ ઉગી નીકળ્યા હતા. બે એક ફૂલના છોડ અર્ધમૃતાવસ્થામાં કરમાઈ ને કમરમાંથી વળી જઈને ઉભા હતા. ગોવિંદલાલ એ ઘાસના વિશાળ જંગલમાં ઘણીવાર સુધી એકલો રખડ્યો. સૂર્ય ઉંચે ચઢ્યો. તડકો તીવ્ર બન્યો. ફરી ફરીને આખરે એ પરસેવાથી રેબઝેબ બનીને થાકી ગયો!

થાક ઉતારવા એ ધીમે ધીમે આગળ વધી આખરે પેલા સરોવરને કાંઠે ગયો. બપોર થઈ ગઈ હતી. સખ્ત ઉષ્ણતાને લીધે સરોવરનું શ્યામ પાણી ચકચક ચળકી રહ્યું હતું. ઘણા સ્ત્રી-પુરૂષો ત્યાં સ્નાન કરી રહ્યા હતા. છોકરાઓ તરતા હતા. ગોવિંદલાલને આ બધાના દેખતાં ત્યાં જવું ન ગમ્યું. તે ત્યાંથી પોતાની નંદનવન સમી વાડીને રસ્તે વળ્યો. તેણે જોયું, કે વાડીની ફરતે બાંધેલી રેલીંગ તૂટી ગઈ હતી. લોખંડનો સુંદર દરવાજો ત્યાં ન હતો, પણ તેને સ્થળે વાંસનો ઝાંપો બની ગયો હતો. ભ્રમર ઘણી જ કાળજીપૂર્વક

ગોવિંદલાલની સઘળી માલમિલ્કતની દેખરેખ રાખતી હતી, પણ તેણે આ પુષ્પઉદ્યાનને માટે કંઈજ ધ્યાન આપ્યું ન હતું. એક દિવસ યામિનીએ આ પુષ્પોદ્યાનની દેખભાળ લેવાની વાત કાઢી હતી. ભ્રમરે તેને જવાબમાં કહ્યું હતું, કે: "હું તો હવે યમને ઘેર જાઉં છું. ભલેને આગ લાગેને હવે એ નંદનવનમાં! મારે હવે એને પ્રફુલ્લિત રાખીને શું કરવો છે? જે મારૂં મૃત્યુલોકનું સ્વર્ગ હતું, એ હું કોઇને ભોગવવાને માટે શોભીતું રાખવાની ચિંતા શા માટે કરૂં?"

ગોવિંદલાલે અંદરને ભાગે જઈને જોયું તો એક પણ પુષ્પનો છોડ સજીવ ન હતો. માત્ર નકામા છોડો ઉગી નીકળ્યા હતા, કે જેનાં પુષ્પોની કશી સુવાસ કે શોભા જ ન હતી. વળી ઠેકઠેકાણે કાઢેલા લતામંડપો પણ તૂટી ગયા હતા. તેમની ઉપર ઘાસ ને પાંદડાંના ઢગલેઢગલા છવાઈ ગયા હતા. કોઈ કોઈ મંડપો ભાંગીતૂટી હાલતમાં ઉભા હતા. જ્યાં ગોવિંદલાલે એકવાર રોહિણીને કૃતિમ શ્વાસોચ્છ્વાસ આપ્યો હતો તે પ્રમોદભુવનનું છાપરૂં પણ તૂટી પડયું હતું. તેમાંના સંગેમરમરના પત્થરો ઉખેડી જવામાં આવ્યા હતા. આજે એ ઉદ્યાન નજરે જોવો ગમે એવો ન્હોતો રહ્યો. ઠેરઠેર ફુવારાઓની વચ્ચે ને પત્થરની ઓસરીઓ પર ચણાવેલી નમૂનેદાર પ્રતિમાઓના કટકેકટકા થઇ ગયા હતા.

એવી એક તૂટેલી પ્રતિમાની ઓસરી નીચે પરિશ્રમિત ગોવિંદલાલ જઈને શ્વાસ ખાવા બેઠો. સવારની બપોર થઈ ગઈ હોવા છતાં એને એનું ભાન ન્હોતું રહ્યું. કેમ જાણે તેનો આત્મા તેની દેહમાંથી નીકળી રહ્યો હતો! તેનાં અંતરમાં રોહિણી અને ભ્રમરના વિચારોના વંટોળીઆ ઉડી રહ્યા હતા!

રોહિણી અને ભ્રમર બંનેનું સ્મરણ કરતા કરતા તેને ભ્રમર નજર સામે વારંવાર દેખાવા લાગી. સારૂં જગત તેને ભ્રમરમય જણાવા લાગ્યું. બગીચાના પ્રત્યેક વૃક્ષને તે ભ્રમથી ભ્રમર રૂપે જોવા લાગ્યો. દરેક ઝાડ નીચે તેને ભ્રમરજ બેઠેલી જણાવા લાગી.

ત્યાં ઘાટ ઉપર સ્નાન કરી રહેલા લોકો કેમ જાણે અંદર અંદર એમ વાતચીત કરી રહેલા હોય, કે: "હમણા અહીં ભ્રમર સ્નાન કરવા આવી હતી, એટલામાં ક્યાં ચાલી ગઇ હશે ?" એવા એવા ભણકારા એને કાને અથડાઇ રહ્યા હતા. પક્ષીઓને બોલેબોલે તેને ભ્રમરજ બોલી રહી હોય, એમ લાગતું હતું ! વૃક્ષોનાં જમીન પર પડેલાં સુકા પાંદડા પવનના ઝપાટાથી હાલતા ને ખડખડાટ અવાજ થતો એટલે ગોવિંદલાલને એમજ થતું કે જાણે ભ્રમર પોતાનાથી રીસાઇને ચાલી જાય છે ! ઉડતા પતંગીયાને નિહાળીને તેને ભ્રમરનાજ ન્હાસી જવાનો ખ્યાલ આવતો ! હવાથી ડાળીઓ હાલતી, તો પણ તેને એમજ લાગતું કે જાણે તેની ભ્રમર માંદગીના બિછાને પડી પડી નિશ્વાસ મૂકી રહી છે !

આમને આમ સ્મરણો ને ભણકારાની ઘેલછામાં લગભગ અઢી પ્રહર દિવસ ચઢી ગયો, છતાં પાગલ ગોવિંદલાલ એજ ભગ્ન પ્રતિમાની નીચે ભ્રમરની સાથેના ભૂતકાળના પ્રસંગોની સ્મરણ-રેખાઓનાં સ્વપ્નમાં નિહાળતો બેસી રહ્યો. ધીમે ધીમે વખત વીતતો ગયો. ખાધાપીધા વિના સંધ્યાકાળ થઈ ગઈ તોપણ એ એ જગ્યાએથી ઉઠયો જ નહિ. એને પોતાનાં જીવનમાં હવે કોઇ આનંદ કે ઉત્સાહ રહ્યો ન હતો ! ઘરના માણસોએ તેને આખો દિવસ ઘરમાં જોયો નહિ, એટલે તેમણે માની લીધું કે એ એના અભિમાની સ્વભાવાનુસાર કલકત્તે જતો રહ્યો હશે ! કોઈએ એની વધુ તપાસ કરવાની તસ્દી લીધી જ નહિ. સંધ્યાકાળ ખતમ થઈ ધીમે ધીમે રાત્રીનો અંધકાર વ્યાપવો શરૂ થઈ ગયો. આકાશ એક પછી એક તારાઓથી ભરચક થવા લાગ્યું. ચારે બાજુ રાત્રીની ઘોર નિરવતા વ્યાપી ગઈ, તોપણ ગોવિંદલાલ ત્યાંથી ઉઠયો જ નહિ. અને એના વિચારના વમળે ચઢેલાં ચિત્તનું પરિણામ આખરે શું આવ્યું ? અકસ્માત એ જ અંધકારમય એકાંત જગામાં ગોવિંદલાલના એ ઉન્માદગ્રસ્ત ચિત્તમાં વિકાર પેદા થયો. તેને ફરી ભૂતકાળની આ વાસનાભરી ભૂલની યાદી તાજી થઈ ! એને કાને એક વખતની એની આંખે રૂપ રૂપનો અંબાર

દેખાતી રોહીણીના કંઠનો અવાજ સંભળાયો. કેમ જાણે એ બૂમ મારી એને કહી રહી હતી : "**આજ સ્થળ ઉપર !**" ઉન્માદ પીડીત ગોવિંદલાલ ભૂલી ગયો કે રોહિણી તો કયારની મરી ગઈ છે! એણે પણ ધૂનમાં જ એને પૂછ્યું : "આ સ્થળ ઉપર શું?"

રોહિણી બોલી : "**આજ વખતે !**"

ગોવિંદલાલે મોટે અવાજે પૂછ્યું : "આજ સ્થળે આજ વખતે શું થયું રોહિણી !

"**આજ સ્થળે આજ વખતે હું ડુબી ગઈ હતી.**"

પોતાનાં જ મનમાં જન્મેલી આ વાતને સાંભળીને ગોવિંદલાલે ફરી એને પૂછ્યું : "તો શું હું પણ તારી પાછળ ડૂબું ?"

રોહિણી દર્દભર્યા અવાજે બોલી : "હા, બેલાશક આવી જાઓ ! સ્વર્ગમાં બેઠેલી તમારી એ નિર્દોષ પતિવ્રતા ભ્રમર કહી રહી છે, કે પોતાનાં પુણ્યબળથી તે આપણો બંનેનો ઉદ્ધાર કરી નાખશે. ચાલો, જલ્દી પ્રાયશ્ચિત્ત કરો !"

ગોવિંદલાલે આંખો મીંચી દીધી. તેનું શરીર રોમાંચ અનુભવવા લાગ્યું. મૂર્ચ્છિત થઈને તે નીચે ઢળી પડયો. મૂર્ચ્છિત અવસ્થામાં એણે અંતરની આંખો વડે જોયું, કે રોહિણીની પ્રતિમૂર્તિ અંધકારમાં વિલિન થઈ ગઈ હતી. તેજ પળે ચારે દિશાઓને પ્રકાશીત કરતી જ્યોતિર્મયી ભ્રમરની મૂર્તિ નજર સામે આવીને ઉભી રહી. ભ્રમરે કહ્યું : "સબૂર ! મરો છો શા માટે? મરો નહિ ! મને ખોઈ દીધી છે, એટલા માટે જ મરવા ઇચ્છો છો ? આ જગતમાં મારાથી પણ વધારે પ્રિય ચીજ કોઈ છે. બચી જશો તો તમે એને મેળવશો !"

× × × ×

ગોવિંદલાલ મૂર્ચ્છિત અવસ્થામાં આખી રાત ત્યાં જ પડી રહ્યો. એની આવી દુઃખદ દશા જોઈને માધવીનાથનું અંતર વલોવાઈ ગયું. બધાએ મળીને ઘેર લઈ જઈ એની સારવાર કરી. યોગ્ય દવાદારૂનો

ચાંપતો બંદોબસ્ત થતાં લગભગ બે ત્રણ મહિનામાં ગોવિંદલાલ સાજો થઈ ગયો.

સર્વ કોઈ એમ ધારતા હતા કે હવે ગોવિંદલાલ અહીં જ રહેશે, પણ ગોવિંદલાલે તેમ ન કર્યું. એક રાત્રે કોઇને કંઇપણ કહ્યા–કારવ્યા વિના જ તે કોઈક અગમ્ય સ્થળે ચાલ્યો ગયો. બસ...એ પછી કોઈને કદાપી એના સંબંધી કંઈ જ ખબર ન મળી!

લગભગ સાત વર્ષ વીતી ગયા, એટલે પછી એને મરી ગએલો માની રીવાજ પ્રમાણે કુટુંબીઓએ તેનું શ્રાદ્ધ પણ કરી નાખ્યું.

## ઉપસંહાર

ગોવિંદલાલની સંપત્તિ તેના ભગિની પુત્ર શચીકાન્તને પ્રાપ્ત થઈ. શચીકાન્ત નવયુવાન હતો. જ્યાં એકવાર ગોવિંદલાલનું પ્રમોદઉદ્યાન હતું, ત્યાં હમણાં નિબિડ અરણ્ય હતું. એ શોભાભ્રષ્ટ ઉદ્યાનમાં શચીકાન્ત રોજ ફરવા આવતો હતો.

શચીકાન્તે આ દુઃખમય કથા સવિસ્તર સાંભળી હતી. તે જ્યારે જ્યારે અહીં ફરવા આવતો, ત્યારે એજ સ્થળે બેસીને એજ કથાનું ચિંતન કર્યા કરતો. વિચાર કરતા કરતા તેણે એજ સ્થળે એ ઉદ્યાન ફરી પાછો પ્રથમની માફક તૈયાર કરવાનો નિર્ધાર કર્યો. તેણે આ વખતે ઉદ્યાનની ફરતે સુંદર રેલીંગ તૈયાર કરાવી. સરોવરમાં ઉતરવાની જગ્યાએ કાળા આરસના પત્થરોના મનોહર પગથીઆ બંધાવ્યા. સ્થળે સ્થળે કયારા બનાવીને વૃક્ષોની હારો રોપાવી. પણ તેણે ઉદ્યાનમાં એક પણ રંગીન ફૂલનો છોડ કે ઝાડ રોપાવ્યું નહિ. બકુલ અને કામિનીના દેશી ઝાડો તથા સાઇપ્રેસ અને હિંડલોના વિદેશી ઝાડો રોપાવ્યા. પ્રમોદભુવન બદલી નાખીને તે સ્થળ એક સુંદર મંદિર બંધાવ્યું. મંદિરમાં કોઈ દેવદેવીની મૂર્તિની સ્થાપના કરી નહિ, પણ ઘણો પૈસો ખર્ચ

કરીને તેણે ભ્રમરની એક સોનાની મૂર્તિ તૈયાર કરાવી, અને એજ મૂર્તિ તેણે મંદિરમાં સ્થાપિત કરાવી. સુપર્ણપ્રતિમાના પગ નીચે એણે નીચેનું લખાણુ કોતરાવ્યું.

"જે સુખે દુખે, દોષે ગુણે,—
ભ્રમરેર સમાન હઇબે; આમિ તાહાકે,—
એઇ સ્વર્ણપ્રતિમા દાન કરિબે."

જે સુખદુખમાં, દોષમાં અને ગુણમાં, ભ્રમરની સમાન હશે, તેને અમે આ સુવર્ણપ્રતિમાનું દાન કરીશું!

× × × ×

ભ્રમરના મૃત્યુને અને એની પ્રતિમા મૂકયાને આજે બાર બાર વર્ષ વીતી ગયા છે! એજ મંદિરને દ્વારે એક સન્યાસી આવીને ઉભો રહ્યો છે!

શચીકાન્ત ત્યાંજ હતો. સંન્યાસીએ તેને પૂછ્યું : "આ મંદિરમાં કોની મૂર્તિ છે ભાઈ?"

શચીકાન્તે કમાડ ખોલીને એમાં સ્થાપાત કરેલી સુવર્ણમયી ભ્રમરની પ્રતિમા દેખાડી.

સંન્યાસી એનું દર્શન કરતાંજ સહસા બોલી ઉઠ્યો : "અરે. આ તો મારી ભ્રમર!"

"આપ કોણ છો સંન્યાસી મહાત્મા!"

"મારું નામ ગોવિંદલાલ રાય!" એણે સજળ નયને ટુંકો જવાબ વાળ્યો.

શચીકાન્ત વિસ્મિત થયો—સ્તંભિત બની ગયો. તેને આગળ બોલવાની જરાય પણ શુદ્ધિ ન રહી. તેનો આશ્ચર્ય મોહ દૂર થયો, ત્યારે તેણે નીચાં નમી ગોવિંદલાલની પદધૂલિ મસ્તકે ચઢાવી. તેને પોતાની સાથે ઘેર લઈ જવાનો પ્રયત્ન કર્યો, પણ ગોવિંદલાલે તેનો અસ્વિકાર કર્યો.

એ બોલ્યો : "આજે મારો બાર વર્ષનો અજ્ઞાતવાસ પૂરો થાય છે. અજ્ઞાતવાસ પૂર્ણ થતા હું તમને બધાને આશિર્વાદ આપવા અહીં આવ્યો છું. મેં તમને આશિર્વાદ આપ્યો છે, અને હવે હું પાછો ફરું છું."

શચીકાન્તે બેઉ હાથ જોડી વિનંતી કરતા કરૂણ અવાજે કહ્યું: "આ બધીય સંપત્તિ આપની માલીકીની છે; તો આપ એમાંથી થોડીઘણીનો પણ ઉપભોગ ન કરો?"

ગોવિંદલાલ બોલ્યો : "વિષય સંપત્તિની અપેક્ષાએ જે ખરૂં ધન છે, તે કુબેરને પણ અપ્રાપ્ય છે. તે ધન મેં મેળવ્યું છે. જે ધન ભ્રમર કરતા પણ અણમોલ અને વધુ પવિત્ર છે; એ ધન આજે મેં મેળવ્યું છે. મને એ મેળવ્યા પછી શાંતિ મળી છે. હવે મને એ માયાવી સંપત્તિની તૃષ્ણા નથી. તમે જ એનો ઉપભોગ કરતા રહેો."

શચીકાન્ત વિનીત ભાવે બોલ્યો : "શું સંન્યાસથી જ શાંતિ મળી શકે છે?"

ગોવિંદલાલે ઉત્તર આપ્યો : "કદાપી નહિ. કેવળ અજ્ઞાતવાસ સેવવાને માટે જ હું સંન્યાસી બન્યો છું. જગત પિતાના ચરણમાં મન જોડવા સિવાય શાંતિ મેળવવવાનો બીજો કોઈ માર્ગ જ નથી. હવે એજ મારી સંપત્તિ છે! એજ મારી ભ્રમર છે!"

આટલું બોલીને ગોવિંદલાલ ચાલ્યો ગયો.

શચીકાન્ત સજળ નયને એને જતો જોઈ રહ્યો! એ પછી ફરી કોઇ દિવસ એ **હરિન્દ્રા ગામે** દેખાયો નહિ!

* * *
* *
*